Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

સંપાદકમંડળ
જુગતરામ દવે — મણિભાઈ દેસાઈ
ગોપાળદાસ પટેલ — મગનભાઈ દેસાઈ (તંત્રી)
ઠાકોરભાઈ દેસાઈ — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

ર્ષ ૧૫ — અંક ૨

ૄઆરી — નવજીવન, અમદાવાદ — ૧૯૫૬

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri


# શિક્ષણ અને સાહિત્ય

ફેબ્રુઆરી, ૧૯૫૬

વર્ષ ૧૫ — અંક ૨


## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ; (લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કૉનૉટ સર્કસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

## અમારાં નવાં પ્રકાશનો

**સર્વોદયની જીવનકળા :** લે૰ એલ. પી. જૅક્સ; અનુ૰ ગોપાળદાસ પટેલ; કિં. રૂ. ૩-૦-૦; ટપાલરવાનગી ૧-૦-૦.

**ખરી કેળવણી :** લે૰ ગાંધીજી; કિં. રૂ. ૨-૮-૦; ટપાલરવાનગી ૦-૧૪-૦.

**સંત ફ્રાંસિસ :** લે૰ મહાદેવ દેસાઈ; કિં. રૂ. ૦-૬-૦; ટપાલરવાનગી ०-૩-૦.

**મારું ગામડું :** લે૰ બબલભાઈ મહેતા; કિં. રૂ. ૧-૪-૦; ટપાલરવાનગી ०-૫-૦.

**रवीन्द्र प्रतिभेचे कोंवळे किरण :** ले० रवीन्द्रनाथ टागोर; अनु० व. रसग्रहण : काका कालेलकर; की. रु. २-८-०; डाकखर्च ०-१२-०.

**स्त्री-पुरुष-मर्यादा :** ले० कि० घ० मशरूवाला; अनु० सोमेश्वर पुरोहित; की. रु. १-१२-०; डाकखर्च ०-५-०.

**નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

112690


# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૫-અંક ૨] અમદાવાદ [ફેબ્રુઆરી, ૧૯૫૬


## ૩૦મી જાનેવારીના પુણ્ય સ્મરણમાં

[પૂ. બાપુજીના જીવનના છેલ્લા વર્ષની સાક્ષીરૂપે આખા વરસ દરમિયાન તેમના જીવનમાં બનેલા મુખ્ય મુખ્ય પ્રસંગોની ડાયરીમાંથી, ૩૦મી જાનેવારીની પુણ્યતિથિને નિમિત્તે, સંક્ષેપમાં શ્રી મનુબહેન ગાંધીએ આપ્યું તેમાંથી અહીં નીચે ઉતાર્યું છે.]

૧૯૪૬ની આખરમાં નોઆખાલીનો હત્યાકાંડ ફાટી નીકળ્યો. પૂ. બાપુજી તે સમયે દિલ્હી હતા. નિર્દોષો પરનો અસીમ જુલમ તેમનાથી સહન ન થયો, તેથી રાજધાનીનું શહેર છોડીને બંગાળના ખૂણાનાં અને પ્રાંતનાં ગામડાંઓમાં દોડી ગયા. ત્યાંનાં હૃદયદ્રાવક દશ્યો જોઈને તેમનું હૃદય રડી ઊઠ્યું. તેમ જ પોતે પોતાના વર્ષોના સાથીઓને એક એક ગામડામાં ગોઠવી દીધા. પોતે એકલા જ શ્રીરામપુરના ગામડામાં રહ્યા.

૧૯૪૬ની ડિસેમ્બરની આખરમાં અને ૧૯૪૭ની જાન્યુઆરીની શરૂઆતમાં પોતે પગપાળી યાત્રા શરૂ કરવાનો નિરધાર કર્યો.

જાન્યુઆરીની અસહ્ય ઠંડી તેમ જ બંગાળની એ ભેજવાળી હવા; નાળિયેરી તેમ જ સોપારીની વનરાઈઓમાં સૂર્યદેવનાં દર્શન પણ દુર્લભ બને, રસ્તાઓ પણ કીચડ તેમ જ પાણીવાળા — ડાંગરનાં ખેતરોમાંથી પસાર થવાનું. ક્યાંક ક્યાંક તો ખાઈઓ ઓળંગવા માટે એકાદ બે વાંસથી પુલો કરેલા હોય તે પરથી ચાલવાનું. જો આદત ન હોય તો અને સમતોલતા ન જળવાય તો પરબારા નીચે ખીણમાં જ પડી જવાય. આવા કાંટામાં તેમ જ ઠંડા રસ્તા પર એમણે ચંપલનો પણ ત્યાગ કર્યો. અનેક વેળા પગના અંગૂઠામાંથી લોહીની ધાર વહી, પરંતુ તેમણે પરવા ન કરી. ગુરુદેવે આદેશ આપતા ભજનની એ કાલ્પનિક કડીને મૂર્તિમંત કરી બતાવી :—

"ત્યારે કાંટારાને
અરે! તું લોહી નીગળતે ચરણે ભાઈ
એકલો ધાને રે."

અહીં કંઈક રાહત ફેલાઈ ત્યાં તો બિહાર સળગ્યું. બિહારની કરુણ કહાણીથી બાપુજીનું હૃદય ખૂબ ઘવાયું. કેમ કે ધર્મ લાજે તેવું કામ ધર્મને નામે હિંદુઓએ કર્યું હતું. માર્ચ મહિનામાં બિહાર દોડી ગયા. બિહારમાં પણ એટલી જ મુશ્કેલીઓ વેઠી.

બિહારનું કંઈક થાળે પડવાની શરૂઆત થઈ અને નવા વાઈસરૉય લૉર્ડ માઉન્ટબૅટન સાહેબ આવ્યા. તેમણે બાપુજીને નવેસરથી વિચારણા કરવા માટે બોલાવ્યા. પણ બાપુજી તો ભાગલાની તરફેણમાં હતા જ નહીં. બાપુજી હંમેશાં એક સાદો દાખલો આપી કહેતા કે, "એક બાપના બે દીકરાને ન પરવડે તો રાજીખુશીથી સલાહસંપથી છૂટા થઈને ભલે જુદા રહે. પરંતુ પડોશની કે બહારની કોઈ વ્યક્તિ વચ્ચે પડીને સગા ભાઈઓ વચ્ચે ભાગલા પાડે તો કુટુંબની શી શોભા?" "એ રીતે જો આપણી વચ્ચે ન પરવડતું હોય તો ભલે આખા રાષ્ટ્રના સુકાની ઝીણાસાહેબ બને. એમ પણ ન પરવડે તો કોંગ્રેસ સાથે મસલત કરીને અંદરોઅંદર યોગ્યતાથી સંપીને જુદા થાય. પરંતુ બ્રિટિશો ભાગલા પાડી આપે એના કરતાં દેશને માટે બીજું કોઈ કાળું કલંક ન હોઈ શકે." આમ બાપુજીએ મે મહિનાની ચોથી તારીખે ઝીણાસાહેબને બંગલે જઈ વીનવ્યા. પરંતુ તેમાં સફળતા ન સાંપડી. અને અંતે ત્રીજી જૂને ભાગલાની જાહેરાત કરવામાં આવી. પૂ. બાપુજી અને સરહદના 'ગાંધી' સમા પૂ. ખાનસાહેબનું હૈયું એટલું બધું કકળ્યું કે તેનું વર્ણન તો શું કરું? પણ પૂ. બાપુજીના તે દિવસના આ હસ્તાક્ષરો જ આજે તો સાક્ષી પૂરે છે કે, "મારી

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ચારેય તરફ જ્વાળાઓ અહીં ઊઠી છે; એ જ્વાળાઓ મને ભરખી નથી જતી, તેમાં શું ઈશ્વરની કરુણા છે કે મારી હાંસી કરે છે?"

જુલાઈની આખરમાં અને ઑગસ્ટની શરૂઆતમાં બે દહાડા સારુ પંડિતજીનું કામ પતાવવા માટે કાશ્મીર જવાનું થયું. ત્યાંથી સીધા કલકત્તા થઈ ૧૫મી ઑગસ્ટે નોઆખાલી પહોંચવું હતું. પરંતુ ધાર્યું ધણીનું થાય છે. કલકત્તામાં કોમી આગનું તાંડવ ચાલી રહ્યું હતું. બંગાળના વડા પ્રધાન સુહરાવર્દી સાહેબની વિનવણીથી બાપુજી ત્યાં રહી ગયા. રહેતા પહેલાં શરત એ કરી કે, નોઆખાલીમાં જો ૧૫મી ઑગસ્ટે કે ત્યાર પછી પણ કંઈ અજુગતો બનાવ બને, તો તેની જવાબદારી સુહરાવર્દીસાહેબને શીર રહે. તેમ જ સુહરાવર્દીસાહેબે બાપુજી જ્યાં સુધી કલકત્તા રહે ત્યાં સુધી પોતાનું રહેઠાણ બદલવાનું. સૂવું, ખાવુંપીવું, બધું જ બાપુજીની સાથે રાખવાનું. આ શરતો શહીદસાહેબે કબૂલ રાખી. અને બેલિયાઘાટાના એક નાનકડા મકાનમાં બંગાળના પંત પ્રધાન અને બાપુજીનો વાસ થયો.

અનેક આગેવાનો તેમ જ વિદ્યાર્થી ભાઈબહેનો બાપુજીને આ સ્થાને મળતાં. જુદા જુદા લત્તાઓમાં વિવિધતાપૂર્વક પ્રાર્થનાસભાઓ યોજાતી. એમ કરતાં ૧૫મી ઑગસ્ટ આવી ત્યારે જાણે કંઈક ચમત્કાર થયો હોય તે રીતે ખૂબ આનંદોત્સવ વચ્ચે આઝાદીની સેંકડો વર્ષની ગુલામીની સાંકળ તૂટી.

આમ શાંતિથી એક સપ્તાહ ઠીક ઠીક સંતોષકારક રીતે ચાલ્યું અને ૩૧મી ઑગસ્ટે પાછાં એકાએક તોફાન ફાટી નીકળ્યાં.

બંગાળ એ તો પક્ષોનું અને વાદોનું ધામ. આ અપૂર્વ શાંતિ અને સુલેહભર્યું વાતાવરણ જુદા જુદા તકવાદીઓને ન ગમ્યું. અને શહેરમાં કંઈક નજીવા કારણોસર એક નાનકડો બનાવ બન્યો. તકવાદીઓ, જેઓ અશાંતિ ક્યારે ઉત્પન્ન થાય તેની રાહ જોઈને બેઠા હતા, તેઓએ આ તક ઝડપી લીધી.

"ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે" એમ બીજે દહાડે અમે સહુ નોઆખાલી જવાની તૈયારી કરી રહ્યાં હતાં, તેને બદલે બાપુએ અમાનુષી કૃત્યો અટકાવવા ઉપવાસો આદર્યા.

ઈશ્વરકૃપાએ તકવાદીઓ ફાવ્યા નહીં. પ્રભુએ તેમનાં હૃદય પિગળાવ્યાં. અનેક ભયંકર શસ્ત્રો આ તપસ્વી બાપુના ચરણે યુવાનો ગદ્‌ગદ હૃદયે ધરી દેતા. અને ગુનાનો એકરાર કરી યુવાનોએ માફી માગી. એ સમયનું દૃશ્ય આજે પણ નજરે તરે છે ત્યારે રૂંવાડાં ખડાં થઈ જાય છે.

ચોથા ઉપવાસે મુખ્ય મુખ્ય પક્ષના નેતાઓએ નીચે પ્રમાણે સોગનનામા પર સહી કરી :

> "We the undersigned promise to Gandhi that the peace and quiet have been restored in Calcutta once again. We shall never again allow communal strike in the City and shall strive unto death to prevent it."

અને બાપુજીએ ઉપવાસ છોડવાનો નિર્ણય કર્યો.

ચોથા ઉપવાસની રાતે ૯–૧૫ વાગ્યે સુહરાવર્દીસાહેબના હાથે મોસંબીના રસનું પારણું કર્યું. બીજે જ દિવસે દિલ્હી થઈને પંજાબ જવાનું નક્કી કર્યું. પણ રાજાજી અને તમામ આગેવાનોએ, જ્યાં સુધી પૂરી શક્તિ ન આવે, ત્યાં સુધી પ્રવાસ ન કરવા ખૂબ આજીજીપૂર્વક વીનવ્યા. પણ બાપુજીએ તો કોઈનું ન માન્યું.

નવમી સપ્ટેમ્બરે સવારે ઠીક આઠ વાગ્યે બિરલા ભવનમાં પગ મૂક્યો. કોણ જાણે કયા શુકને એ પગ મૂક્યો કે આખરી નિદ્રા પણ ત્યાં જ લીધી.

જાન્યુઆરીની ૧૨ મી તારીખે બાપુજીનો મૌનનો દિવસ હતો. કેટલાક સ્થાનિક મુસલમાન ભાઈઓ આવ્યા. બાપુજીને તેઓએ ફરિયાદ કરી કે, "અમે રાષ્ટ્રીય મુસલમાન છીએ. આખી જિંદગી કૉંગ્રેસ માટે અમે લડ્યા. દેશ આઝાદ થયો ત્યારે સાથીઓ અમને પાકિસ્તાન જવાનું કહે છે. ત્યાં તો અમારા માટે સ્થાન છે જ નહીં. તેથી અમે તો આપની પાસે અરજ કરવા આવ્યા છીએ કે, અમને ઇંગ્લિશસ્તાનની ટિકિટ કઢાવી આપો. ત્યાંના લોકો અમને અપનાવશે."

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



દેશબાંધવોના હાથે મરવું એ ગુલામી વેઠવા કરતાં લાખો ગણું કીમતી મૃત્યુ જેને મન હોય એવા બાપુથી આ શબ્દો સહન થવા અશક્ય નીવડ્યા. એમણે પોતાના મનને ખૂબ ઢંઢોળ્યું. અને જવાહરલાલજીથી માંડીને અનેક સાથીઓ બાપુજી પાસે આવી ગયા. છતાં કોઈ સાથે બીજી કંઈ વાતો ન કરી, અને ઊલટાના ખૂબ ખૂશમિજાજમાં દેખાયા. એ વખતે કોને ખબર હતી કે આટલા આનંદિત દેખાતા બાપુએ મનમાં કંઈક અણધાર્યો સંકલ્પ કરી લીધો હશે! તેમણે ઓચિંતો ઉપવાસ કરવાનો નિર્ણય લીધો! કોઈનું પણ માન્યું નહીં.

પ્રભુકૃપાએ આ કસોટીમાંથી પણ બાપુજી પાર ઊતર્યા. અને દિલ્હીના આગેવાનોએ કલકત્તાની માફક જવાબદારી ઉપાડી લીધી. જાન્યુઆરીની ૧૮મી તારીખે ૧૨–૩૭ મિનિટે બપોરના મૌલાના સાહેબના હાથે મોસંબીના રસનું પારણું કર્યું. તે વેળા મને પ્રથમ જ ખબર પડી કે, પૂ. પંડિતજી પણ બાપુજીની સાથોસાથ ઉપવાસ કરતા હતા. તેમની વડા પ્રધાન તરીકેની કારકિર્દીમાં બાપુના ઉપવાસો!! એના કરતાં વિશેષ બીજો કયો ફટકો? મેં બાપુજીને કહ્યું. બાપુજીએ રસનો ગ્લાસ નીચે મૂકી ધ્રૂજતા હાથે પંડિતજી પર પત્ર લખ્યો.

ચિ. જવાહર,

ઉપવાસ છોડો, ...... બહુત વર્ષ જીઓ, ઔર હિંદકે જવાહર બનતે રહો.

બાપુકે આશીર્વાદ.

થોડીક શક્તિ આવ્યા બાદ બાપુજી દિલ્હી છોડવાની તૈયારીમાં હતા. પરંતુ કોને ખબર હતી કે, 'કરેંગે યા મરેંગે'નું સૂત્ર અહીં જ સિદ્ધ થવાનું હશે?

૨૦મી જાન્યુઆરીની સાંજે પ્રાર્થના બાદ બાપુજીએ પોતાનું રોજ પ્રમાણે પ્રવચન શરૂ કર્યું. પ્રવચન લગભગ પૂરું થવા આવ્યું હતું. બાપુજી ખુરશી પર બેઠા હતા. હું તો તદ્દન તેમની નજીક તેમના પ્રવચનની નોંધ લેવા બેઠી હતી. બીજાઓ પણ આસપાસ ઘણા હતા. તેવામાં એકાએક કંઈક ધડાકો થયો. હું તો એવી ધ્રૂજી ઊઠી કે બાપુજીનો પગ જ પકડી લીધો. પ્રાર્થનાસભાની મેદનીના માણસો અહીં તહીં દોડી ગયા. બાપુજી મને કહે: "કેમ ડરી ગઈ? અરે! કોઈ લશ્કરી માણસો ગોળીબારની તાલીમ લેતા હશે. આ તો ઠીક, પણ કોઈ તને અને મને ખરેખર ગોળી મારવા આવશે તો તું શું કરીશ?"

શ્રી મદનલાલ નામના યુવાને બૉમ્બનો ધડાકો કરેલો. તેણે ધડાકો કરીને નાસવા પ્રયત્ન કર્યો, પણ તે પકડાયો. રાતે જ આખી હકીકતની જાણ થઈ.

આ બનાવથી અમે સહુ સતેજ બનવાને બદલે નિશ્ચિંત બન્યાં કે ઘાત ગઈ. અને રામ રાખે તેને કોણ ચાખે? બાપુને કોણ મારી શકે? બાપુજી તો પોતાના મૃત્યુ વિષે નિર્ભય હતા જ. હંમેશાં કહેતા કે: "ઈશ્વરને જો મારી પાસેથી કામ લેવું હશે તો મને જિવાડશે."

હવે જોઈએ બાપુજીના જીવનના છેલ્લા ચોવીસ કલાકનું. બાપુજી દિલ્હીની રાજદ્વારી વાતોથી બહુ બેચેન હતા. પોતાની ગણાતી વ્યક્તિઓ તરફથી કંઈક અસંતોષ હતો. લાખોની સંખ્યામાં આવેલ નિર્વાસિતોનો ઉકેલ મૂંઝવતો હતો.

૨૯મી જાન્યુઆરીની રાતે બાપુજી થાકને લીધે લોથપોથ થઈ ગયા હતા. ૯–૩૦ વાગ્યે હું માથામાં તેલ ઘસતી હતી. મને કહે: "મારા માથામાં ચક્કર ચક્કર ફરે છે." ડૉ. સુશીલાબહેન ભાવલપુર ગયાં હતાં. મને આ સાંભળીને ચિંતા થાય એ સ્વાભાવિક હતું. થોડી ક્ષણો પછી બોલ્યા, "મને વિચાર થાય છે કે હું ક્યાં છું? શું કરી રહ્યો છું? આ અશાંતિમાંથી શાંતિ કેમ મળે?" 'હૈ બહારે બાગ દુનિયા ચંદરોજ!' એ ભજનની કડી બોલ્યા. કોણ જાણતું હતું કે આ 'ચંદરોજ'ની હવે વાત નથી, પણ ચંદ ઘંટાની જ વાત બાપુજી કરે છે!

થોડી વાર પછી દેવદાસકાકા આવ્યા. તેમણે પાંચેક મિનિટ વાતો કરી. પિતા પુત્રનું આ છેલ્લું મિલન જ હતું.

એ ગયા પછી દસેક મિનિટ બાપુજી સૂવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ તેવામાં ઉધરસ આવવા લાગી.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



મેં બાપુજીને પેનેસિલીનની ગોળીઓ લેવા આગ્રહ કર્યો. બાપુજી ખૂબ કરુણ અને ગંભીર અવાજે બોલ્યા :

"આ યજ્ઞમાં તું એકલી જ ભાગીદાર છો. કોઈનેય નથી આપી તેવી કેળવણી તારી મા બનીને તને આપી છે. કદાચ હું રોગથી મરું, અરે! એક નાનકડી ફોડકી થાય ને મરું, તો તું પોકારી પોકારીને દુનિયાને કહેજે, આ દંભી મહાત્મા હતો. તો જ હું જ્યાં હોઈશ ત્યાં મારા આત્માને શાંતિ થશે. ભલે મારા ખાતર લોકો કદાચ તને ગાળો દે, મારી નાખે, પણ રોગથી મરું તો દંભી મહાત્મા જ ઠેરવજે. પણ અઠવાડિયા પહેલાં જેમ ધડાકો થયો તેમ કદાચ મને કોઈ ગોળીથી મારે અને તે સામી છાતીએ ઝીલું, છતાં મોઢામાંથી સિસકારો પણ ન નીકળતાં રામજીનું રટન ચાલતું હોય, તો જ કહેજે, આ સાચો મહાત્મા હતો . . . ."

આટલું સાંભળતાં તો મારી આંખો ભરાઈ આવી; એક શબ્દ બોલવાની હિંમત ન ચાલી.

**૩૦-૧-૪૮**

રાત એકંદરે ઠીક વીતી. નિયમ મુજબ ૩૦મીએ સવારના ૩-૩૦ વાગ્યે બાપુજીએ પ્રાર્થના માટે અમને ઉઠાડ્યાં. . . .

બાથમાંથી આવીને વજન લીધું. ૧૦૯॥ પૌંડ બાપુજીનું વજન થયું. આ એમનું છેલ્લું વજન!! . . . . . . ભોજનમાં બાફેલું શાક, બાર ઔંસ દૂધ, એક નાનકડો મૂળો, ચાર પાકાં ટામેટાં, ૪ સંતરાનો રસ લીધો. જમતી વેળા પ્યારેલાલજી સાથે નોઆખાલી વિષે વાતો કરી. તેઓ આજે જ જવાના હતા. પણ બાપુજીએ તેમને રોકી લીધા.

અમે તડકે બાપુજીની બેઠકની પાટ ખેસવી. બાપુજી એકલા એકલા ચાલતા હતા. મેં કહ્યું, "બાપુજી, આપ નબળાઈમાં એકલા એકલા ચાલો છો તો કેવા લાગો છો?

બાપુજી કહે, "કેમ સરસને? એકલા ચલો રે! પણ આજે અને કાલની તેં ડાયરી બરાબર લખી છે? ન લખી હોય તો લખીને મને બતાવજે."

૧૧-૩૦ વાગ્યે પગ ઘસાવતાં આરામ કરતાં આંગળાં પાક કર્યો. ઊઠીને ગરમ પાણી અને મધ પીધું. સ્થાનિક મુસલમાન ભાઈઓ આવ્યા. બાપુજીએ કહ્યું, "હાં, ૧૪ કો તો મૈં યહાં હી હોઉંગા, મગર પરસોં જા સકુંગા યા નહીં વહ તો કેવલ ખુદા હી જાનતા હૈ. સબ ખુદાકે હાથમેં હૈ. મુઝે નહીં લગતા કિ મૈં પરસોં જા સકુંગા – આસ્માની સુલતાની બાત હૈ."

૧-૩૦ વાગ્યે પેટ પર માટી લીધી. અમે પગ દાબ્યા. માથા પર તડકો ન લાગે તે ખાતર નોઆખાલી-વાળો ટોપો પહેર્યો.

૨-૧૫ થી ફરી મુલાકાતો શરૂ થઈ. તેમાં લંકાના પ્રતિનિધિ ડૉ. સિલ્વા અને તેમનાં પુત્રી મુખ્ય હતાં. તેમનાં પુત્રીએ બાપુની સહી લીધી. બાપુએ પોતાની જિંદગીમાં અસંખ્ય હસ્તાક્ષરો આપ્યા, હશે તેમાં લંકાના પ્રતિનિધિની પુત્રીને આપેલા છેલ્લા હસ્તાક્ષર બની રહ્યા!!

ફ્રાન્સના ફોટોગ્રાફર એક બે મિનિટ આવી ગયા. અને બાકી તો એક પછી એક નિયમ મુજબ મુલાકાતો તો શરૂ જ હતી.

૪ વાગ્યે મુલાકાતો બંધ કરાવી. બાપુજી અંદર આવ્યા. અને યજ્ઞાર્થે રેંટિયો કાંતતાં કાંતતાં સરદાર-દાદા સાથે વાતો કરી અને છેલ્લું ભોજન લીધું. છેલ્લા ભોજનમાં ૧૪ ઔંસ શાકભાજીના સૂપમાં ૧૪ ઔંસ દૂધ, અને ત્રણ સંતરાં લીધાં.

કાઠિયાવાડના આગેવાનો રસિકલાલભાઈ પરીખ અને ઢેબરભાઈ આવેલા. તેઓએ બાપુજીની મુલાકાતનો સમય મેળવવા મને પૂછ્યું. મેં કહ્યું, "સમય તો બધો ભરચક છે. પણ હું પ્રયત્ન કરું."

હું બાપુજીને પૂછવા ગઈ. બાપુજી કહે, "એ બંનેને કહેજે કે, હું જીવતો રહ્યો તો પ્રાર્થના પછી-નો વખત રાખે." મેં તેઓને તે જ શબ્દશઃ કહ્યું.

આ વાક્ય બોલાયાને ૨૦ મિનિટ પછી એ ઘટના બની! ૧૯૪૭ની જાન્યુઆરીમાં નોઆખાલી યજ્ઞની યાત્રા દરમિયાન પૂ. ગુરુદેવનું ભજન મારી પાસે રોજ નિયમિત ગવડાવતા તેનો બરાબર એક વરસે અને એ જ દિવસે મને સાક્ષાત્કાર કરાવ્યો, જગતને કરાવ્યો. . . . એટલી અસંખ્ય માનવ મેદનીની

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



વચ્ચે ગોળીઓ છૂટી. . . . હું તો બાપુજીથી એક ઇંચ પણ દૂર ન હતી. મારી તરફથી જ ગોળીઓ આવી. પણ ઈશ્વરે દુનિયાને એ પણ સાક્ષાત્કાર કરાવ્યો કે, અહિંસાના પૂજારીએ પોતાની સાધના કેવી સિદ્ધ કરી – અને – એ તો "આભની વીજે અરે તું સળગી જઈ, સહુનો દીવો એકલો થાને રે" . . . કોઈનેય કશી જ ઈજા પહોંચાડ્યા સિવાય રામ રા . . . મ નું રટણ રટતા રટતા સામી છાતીએ ગોળીઓ ઝીલી પોતે સળગી ગયા . . . અને દુનિયાનો દીવો બની ગયા. . . .

અને ફરી ૩૦મી જાન્યુઆરીનો એ પવિત્ર આહુતિ-દિન આવ્યો, વરસ ગયું, બે વરસ ગયાં અને આઠ આઠ વરસ થશે. એમ અનેક વરસો જશે. કાળ કાળનું કામ કર્યે જાય છે. પણ વરસનો એ એક કલંકિત દહાડો નાના મોટા સહુ કોઈને, એક મુઠ્ઠીભર હાડકાંના આ માનવીની યાદે, આંખોમાં આંસુ ઊભરાવશે.

આવી અમર વિભૂતિને ગયે હજુ એક દાયકો પૂરો તો નથી થયો, પરંતુ એક દાયકામાં આપણે પ્રગતિને પંથે છીએ કે પડતીના — તેનું યથાર્થ ચિન્તવન કરી એ અમર બાપુને વફાદાર નીવડવાની પ્રભુ આપણામાં શક્તિ અર્પે એ જ આજના નિર્વાણ દિને પ્રાર્થના.

**મનુબહેન ગાંધી**

# બાપુ-સ્મૃતિ

[ તા. ૩૦મી જાન્યુઆરીએ પૂ. બાપુની હત્યા થઈ, તેના આઘાતમાંથી પ્રગટેલું. ]

માનવી ઘોરતા જ્યારે, તમે તો જાગતા હતા.
ઢંઢોળ્યા, આંખચોળંતા જગાડ્યા દૃષ્ટિ ઠેરવી,
બેસી આશ્વાસનો આપી, કર્યું ઉત્થાન દેશનું.
અમે સૌ માનતા'તા કે – વર્ષો કૈંક જશે વીતી,
અમારી જિંદગીમાં તો આઝાદી આવશે નહિ.
હતી ના હામ, ના શ્રદ્ધા, નિરાશા વ્યાપતી બહુ,
તમે સંજીવનીનો ત્યાં ફૂંક્યો મંત્ર સમસ્તમાં.
અમારી સાધના સ્વલ્પ, તમારા તપ ઉગ્રથી,
પ્રભુની પૂર્ણ કૃપાથી દેશને મુક્તિ સાંપડી.
તમારી હાક વાગી જ્યાં, છોડી દૈન્ય તમામ સૌ,
માતની બેડીઓ માથે હથોડા સમ ત્રાટક્યા.
આપે આવી અવનિપર ને માર્ગ ભૂલ્યા-પ્રવાસી
જેવા લોકો અમ સહુ તણો કાફલો રોકી રાખી,
ચીંધ્યું કે આ વિપથ પર ના માનવીએ જવાનું,
સાહી હસ્તો પ્રબળ કરથી ને સુપંથે પળાવ્યા.

વિભુ તણી વાટ[1] બની તમે હ્યાં,
પ્રકાશ અર્પ્યો નિજ દેહ બાળી.
તમે જતાં ઘોર તમિસ્ર લાગ્યું,
અંધાર ઘેર્યાં નયનો થકી જ.
અમે ઘૂમીશું થઈ વાટ નાની,
પિતા ! તમારો તણખો લઈને.
કર્તવ્યના ઘોર કઠોર માર્ગે,
કેડી પળીશું તવ પાદચિહ્નને.
પડ્યો હતો દેશ અધોગતિમાં,
સૂઝી હતી ના કંઈ દિશ તે દી.
જીવંત તોયે કંઈ દિલોમાં,
હતી તમારી સ્મૃતિ દિવ્યશેષ.
નમસ્તે દિવ્ય આત્માને, વિભૂતિ પરમાત્મને,
નમસ્તે વિશ્વપ્રેમીને, સૂર્ય શા એ વિરાટને.
આપની પુણ્યતિથિએ અંજલિ અર્પીએ અમે,
નહિ શબ્દો થકી કિંતુ માત્ર કર્તવ્યથી હૃદે.

**શાંતિલાલ કૃપાશંકર મહેતા**

૧. દિવેટ.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# મોતનો અભય

[ મોત વિષે એક લેખ ગાંધીજીનો લખેલ આપણે વાંચ્યો. આ બીજો લેખ તા. ૨૨-૨-'૧૩ના અંકમાં છે. તે પણ તેટલો જ બોધદાયક છે. સત્યાગ્રહની લડત ચાલતી હતી તે એક પ્રકારની દેશ જીતવાની લડાઈ કરતાં ચડિયાતી હતી; અને સત્યાગ્રહની લડાઈમાં બંદૂક કે તોપના મારાથી મરવાનું ન હતું છતાં જેલજીવનના ભયથી ત્રાસીને અથવા વેપાર કે ધન વગરના બની જવાના ભયથી આપણે દેશનું નાક દીપાવવાના કામથી ફરજ બજાવતાં પાછા પડીએ એ કેવું કહેવાય એની સમજણ દેહરખા માણસોને આપવા માટે આ લેખ સત્યાગ્રહની લડતના દિવસોમાં લખાયેલો છે. **છગનલાલ ગાંધી** ]

મોત કોણ જાણે કેવો રાક્ષસ છે કે તેનાથી આપણે બધાં ડરીએ છીએ. ને કેટલાક તો વગર મોતે મરીએ છીએ. ફલાણો તો બીકમાં જ મરી ગયો એવાં વાક્યો કોઈ વાર આપણે સાંભળીએ છીએ. પણ જેમ હિંદુસ્તાનમાં તેમ ઇંગ્રેજોમાં મોતથી નીડર રહેનારા માણસો પડ્યા છે. આ સ્થિતિમાં એક ભેદ છે. કમભાગ્યે હિંદુસ્તાનમાં જે ભણેલો વર્ગ છે તેમાં મોતનો ડર વિશેષ છે. તે વર્ગમાં અભય તો ભાગ્યે જ જોવામાં આવે છે. અમારા અનુભવની વાત છે કે એક ત્રણ હજારની વસ્તીવાળા ગામડામાં જ્યારે બધાં સુખી ગણાતાં અને સુધરેલાં માણસો ભાગી છૂટ્યાં હતાં ત્યારે અભણ વર્ગ નસીબ ઉપર આધાર રાખી મોતના પંજામાં આવેલો પણ પડી રહ્યો. એ વખતે તે ગામમાં દરરોજ પચાસ ઉપરાંત મરણ થતાં હતાં. આવી નિર્ભયતા હિંદુસ્તાનના ગરીબ વર્ગમાં આપણે સાધારણ રીતે જોઈએ છીએ. તેનો ઉપયોગ હાલની આપણી સ્થિતિ સુધારવામાં નથી થઈ શકતો. સ્વદેશાભિમાન રૂપ જે ધર્મ ફેલાયો છે, તે તો 'દેહરખો ધર્મ' છે. દેહને જાળવીને દેશસેવા થતી હોય તો કરવી; નહીં તો દેશ દેશને ઠેકાણે ને હું મારે ઠેકાણે. આ દેહરખા ધર્મમાં દેહને જાળવવા સિવાય બીજું ઘણું જાળવવાનું આવી જાય છે. મારું સુખ મારે જાળવવું જોઈએ. મારાં બાયડી છોકરાં ન રવડે એ સાધન મારે મેળવવું જોઈએ. મને આરામ મળે એ પણ સગવડ હોવી જોઈએ. મારાથી સહન ન થાય તેવા ટાઢતડકા મારે માથે ન પડવા જોઈએ ને હું અપંગ થઈ જાઉં તેને સારુ તજવીજ આજથી થવી જોઈએ. આટલું થાય તો હું નિર્ભયતાથી સ્વદેશી ધર્મ પાળવા સદાય તૈયાર છું. આ ચિત્ર ચીતરવામાં અમે અતિશયોક્તિ નથી વાપરી. કંઈક પણ એ ચિત્રને મૂળ કરતાં ઓછું આલેખ્યું છે.

ઇંગ્રેજી પ્રજાનો નિયમ હવે જોઈએ. કેપ્ટન સ્કોટ સાહસ કરતાં હસતે મુખે મરણને વશ થયો. તેની પર ઇંગ્રેજી પ્રજા આફરીન થઈ છે. એ કેપ્ટન સ્કોટ શોધને સારુ દક્ષિણ તરફ પોતાનું વહાણ હંકારી ગયો હતો. તેની સાથે તેના વિદ્વાન સાથીઓ હતા. દક્ષિણ ધ્રુવ શોધ્યા પછી પાછા વળતાં ખોરાકની ખામીને લીધે અતિ ઠંડી સહન કરી કેપ્ટન સ્કોટ અને તેના સાથીઓ મરણનો ભોગ થઈ પડ્યા. મરતાં મરતાં કે. સ્કોટ અમર લેખ લખી ગયો છે. તેમાં તે ઇંગ્રેજી પ્રજાને જણાવે છે કે, "અમે જોખમ ખેડીને આવ્યા છીએ ને મરણને વશ થઈએ છીએ તેમાં કાંઈ નવાઈ નથી. અમે ખુશીથી મરીએ છીએ. જો હું જીવત તો મારા સાથીઓએ પોતાના સાહસમાં ને દુનિયાના ભલા સારુ કેવાં અસહ્ય દુઃખો સહન કર્યાં તે ઇંગ્રેજી પ્રજાને કહી સંભળાવત. હવે તો આ લેખ, અમારી રોજનીશી અને અમારાં મડદાં પ્રજા આગળ અમારી કહાણી રજૂ કરશે." સાહસ કરવા જેવું હતું કે નહીં, દક્ષિણ ધ્રુવ શોધવાથી દુનિયાને લાભ થાય કે નહીં એ સવાલો આપણે એક બાજુએ મૂકીએ. કે. સ્કોટે અને તેના સાથીઓએ જેને પોતાની ફરજ માની, એટલે જે વર્તનને પોતાનો ધર્મ માન્યો, તેનું રક્ષણ કરવામાં — તે ફરજ બજાવવામાં પોતાનો પ્યારો જાન અર્પણ કર્યો. પોતાના ધર્મનો ભંગ પોતાના જાનને સારુ ન કર્યો. આ ફરજની નીતિ છે. અને એવી નીતિ પાળનારા સેંકડો ભણેલા ઇંગ્રેજો નીકળી પડે છે. તેથી તે પ્રજા પોતાની સ્થિતિ સારી કે ખરાબ, નિભાવી રાખે છે. કેમ કે આપણે હમેશાં અનુભવીએ છીએ કે આગ્રહ—

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



બળ—કરવાથી અમુક સ્થિતિ નિભાવી શકાય છે. તેથી જ દુનિયામાં દુષ્ટતા થોડી મુદ્દત રાજ્ય ચલાવી શકે છે ખરી. કૅ. સ્કૉટ એ નરરત્ન હતો. તે અંગ્રેજી પ્રજાનું ભૂષણ હતો અને પોતે માનેલા ધર્મને ચુસ્તપણે જાળવનારો હતો એ શંકા વિનાની વાત છે. એવા હિંદી ભણેલા વર્ગમાંથી થશે, ત્યારે ભણેલ હિંદુસ્તાનમાં અજવાળું થશે. આવું સાહસ કરવાને સારુ આપણે મોતનો અભય હજારો વિચારોથી ને તેવા વર્તનથી કેળવવાનો છે. તેની ઉપર જીત મેળવી એટલે આપણને થોડું જ બીજું જીતવાનું રહેશે. તે જીત કરવાને સારુ મહેનતની જરૂર છે.

'ઇંડિયન ઓપિનિયન', ૨૨–૨–'૧૩ **મો૦ ક૦ ગાંધી**

# સિવિલ સર્વિસ વિષે ગાંધીજી

[શ્રી નાનાલાલ ચિમનલાલ મહેતા વિલાયતથી સિવિલ સર્વિસની પરીક્ષા પાસ કરીને આવ્યા. તેમને માન આપવા માટે તા. ૨૨–૧૨–૧૯૧૫ને રોજ અમદાવાદમાં એક મેળાવડો કરવામાં આવેલો. તે પ્રસંગે ગાંધીજીએ નીચે મુજબ પોતાના વિચારો દર્શાવ્યા હતા.]

"પણ સનદી નોકરીના મહાનપણા માટે રા. નાનાલાલને મળતા ધન્યવાદમાં જે મોટો ધ્વનિ ચાલી રહ્યો છે તેમાં હું મારો બેસૂરો ધ્વનિ કાઢું છું. હું તો ધારું છું કે, પરીક્ષાઓ એ તો લુચ્ચા મોહ છે. એથી તો પ્રજા કચડાઈ ગઈ છે. આધુનિક કેળવણી જ કઢંગી છે. યુવકોનું અર્ધું જીવન એમાં જાય છે. તેઓ સત્ત્વહીન થઈ જાય છે અને સ્વતંત્ર રહેતા નથી. તેઓ ભયભીત બને છે. હિંદમાં લોકો પૈસા માટે જ ભણે છે, એમ મેં હિંદમાં ભમતાં ભમતાં જોયું છે. સનદી નોકરીથી દેશનું કલ્યાણ થાય છે, કે એમનું કલ્યાણ થાય છે એમ હું માનતો નથી. એ નોકરીનો હું કટ્ટો દુશ્મન છું. રા. નાનાલાલ સનદી નોકરીથી દેશસેવા કરી શકશે એમ કહી શકાય નહીં. વકીલ, ડૉક્ટર અને સનદી નોકરનો ધંધો એ મોટો ગણાય છે તેનું કારણ એ ધંધા ઉદાર છે એ નથી, પણ એ ધંધા કરી જનાર વિરલ પુરુષોએ જ તેમને ઉદાર બનાવ્યા છે અને તેથી જ તે વખણાય છે. ત્રીસ હજાર રૂપિયાનો બીજો ઉપયોગ કરજો. દેશની સેવા કરવા માટે બીજા માર્ગ લેવાની જરૂર છે. ભાઈ નાનાલાલે પણ મને હમણાં જ કહ્યું કે, આ લોકો આ પરીક્ષા માટે આટલો બધો મોહ શા માટે રાખે છે. હું એટલું જ કહીશ કે, ભાઈ નાનાલાલને પ્રભુ દીર્ઘાયુષી કરો અને એમને મળ્યો છે તે અધિકાર તે દેશસેવા છે એમ સમજો. જેમના ઉપર એમને અધિકાર મળશે એના તેઓ અધિકારી છે એમ નહીં માનતાં તેમના ગુલામ છે એમ સમજશે તો જ તેમણે મેળવેલા પૂંછડાનું સાર્થક થશે. જો તેઓ એમ નહીં કરે તો હું અહીં આવવાના પાપ માટે પ્રાયશ્ચિત્ત કરીશ અને એમને પણ કરાવીશ. જે યુવકોનાં માબાપો અહીં આવ્યાં હોય તેઓને હું કહું છું કે એવી લાલચોમાં તમે પડશો નહીં. એવી સનદી નોકરીઓ આપણા હજાર બે હજાર માણસો સ્વીકારશે એથી કંઈ દેશનું કલ્યાણ થવાનું નથી. સ્વર્ગસ્થ ગોખલે કહેતા કે, દેશને ચારિત્ર્યની અને નિર્ભયતાની જરૂર છે. એવા ચારિત્ર્યવાન પુરુષ ભલેને મજૂર હોય પણ પોતે સ્વતંત્રતાથી પોતાના વિચારો ઉપરીની આગળ પ્રદર્શિત કરી શકે એવી જરૂર છે. જો આ સઘળી સારી વૃત્તિઓ ઇંગ્લંડ જવાથી આવતી હોય તો હું આખા દેશને ઇંગ્લંડ મોકલવા ખુશી છું. નહીં તો આપણે નકામો પૈસાનો વ્યય કરીને વિદેશ વેઠવાનું દુઃખ વેઠ્યું છે એમ કહીશ."

(જાનેવારી, ૧૯૧૬, ના 'નવજીવન અને સત્ય' પત્રમાંથી)

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# ઈસપ અને સોલન

૧

ગ્રીસ દેશમાં લગભગ અઢી હજાર વર્ષ પર અનેક મહાન પુરુષો થઈ ગયા. આજે પણ દુનિયા એ બધાને માન અને ભાવની સાથે સંભારે છે. એવા અમર પુરુષોમાં એક ગુલામ પણ હતો.

આ ગુલામનું નામ ઈસપ હતું. તેને વિષે વધારે માહિતી મળતી નથી. થોડુંઘણું એના વિષે જાણવા મળે છે તે ખરેખર રસપ્રદ છે. ઈ. સ. પૂર્વે ૬૨૦ થી ૫૬૦ સુધી તે હશે એમ મનાય છે. તેનો જન્મ એશિયા માઇનોર પ્રદેશના ફ્રિજિયા નામે વિભાગના કોઈ એક ગામમાં થયો હતો, એવું જાણવા મળે છે.

ઈસપ નાનપણમાં ભરવાડને ત્યાં ઘેટાં ચરાવવાનું કામ કરતો હતો. પછી તે બીજા કોઈને ત્યાં ગુલામ તરીકે રહ્યો હતો. તેનો નવો માલિક ગ્રીસ દેશના કલા અને કૌશલ્યના ધામરૂપ પ્રસિદ્ધ એથેન્સ નગરમાં રહેતો હતો; તેથી ઈસપને ઉત્તમ પ્રકારની ગ્રીક ભાષા શીખવાની તક મળી.

ઈસપનો ત્રીજો માલિક ઈદમોન નામે હતો. ઈસપે તેની ખૂબ ઇમાનદારીથી સેવાચાકરી કરી. ઈદમોન સુજ્ઞ માણસ હતો. તેણે ઈસપમાં રહેલા ઉચ્ચ પ્રકારના ડહાપણને તરત જ પારખી લીધું. આવો બુદ્ધિશાળી અને નેકદિલ માણસ જિંદગીભર ગુલામીમાં સબડ્યા કરે એ તેને રુચ્યું નહીં. એટલે તેણે ઈસપને મુક્ત કર્યો.

પશુપક્ષીઓ વિષે ટુચકાઓ બનાવીને કહેવાની કુદરતી બક્ષિસ ઈસપમાં હતી. જ્યારે જેવો પ્રસંગ, ત્યારે તેવો ટુચકો એ બનાવતો. તેમાં વિનોદ અને મજાક તો હોય જ; પણ તેની સાથે તેમાં સચોટ બોધ પણ ભરેલો હોય. તેથી તેના આવા ટુચકાઓ નીતિકથાઓ પણ કહેવાય છે.

ઈસપ મુક્ત થયા પછી રાજદરબારમાં પણ માન પામવા લાગ્યો. દિનપ્રતિદિન ઈસપની બુદ્ધિ અને ડહાપણની કીર્તિ એટલી વધવા લાગી કે, તે સમયે ગ્રીસ દેશમાં સાત ડાહ્યા પુરુષો જાણીતા હતા તેઓની બરોબરીમાં લોકો તેને ગણવા લાગ્યા. આ સાત ડાહ્યા પુરુષો કરતાં પણ તે વધારે બુદ્ધિમાન હતો, એવું કેટલાક લોકો તો માનતા હતા. આ સાત ડાહ્યા પુરુષો સાથે, તેઓમાં ખાસ કરીને સોલન તથા કેલો સાથે, એને સારો પરિચય હતો.

કેટલાંક વર્ષો વીત્યા પછી ઈસપ લીડિયાના રાજા ક્રીસસના દરબારમાં નોકરીમાં રહ્યો. ઈસપની બુદ્ધિમત્તાનું માપ ક્રીસસને બરોબર હતું. એટલે તે ઈસપને રાજ્યના કામ અંગે બીજા રાજાઓ પાસે મોકલતો હતો. એક વાર તેણે ઈસપને ડેલ્ફી નામના ગામે મોકલ્યો. એ ગામમાં ગ્રીક લોકોના એક દેવ એપેલોનું દેવાલય હતું. ત્યાં દેવને નામે હોમ-હવન કરવાના તથા તે ગામના પુરોહિત લોકોને અમુક ધન વહેંચવાના કામ અંગે રાજાએ ઈસપને મોકલ્યો હતો.

ઈસપે ડેલ્ફીમાં રહીને જોયું કે, ત્યાંના પુરોહિતો અનીતિ અને કુચાલને માર્ગે વળેલા છે. આ જોઈને તે અકળાઈ ગયો. આવા લોકોને રાજાએ આપેલા ધનનું દાન શી રીતે કરી શકાય? તેથી તેણે તે લોકોને ધન વહેંચ્યું નહીં, પરંતુ સામેથી તેઓને કડક શબ્દોમાં વખોડી કાઢ્યા.

આથી ડેલ્ફીના લોકો તેની ઉપર ચિડાયા અને તેઓએ તેનું કાસળ કાઢવાનો નિશ્ચય કર્યો. પરંતુ કંઈક યુક્તિ અજમાવ્યા વિના એમ થઈ શકે એવું નહોતું. એટલે એ લોકોએ દેવાલયમાં રહેતાં પૂજાનાં પાત્રોમાંથી એક સોનાનું પાત્ર તેનાં સામાનમાં, તેને ખબર ન પડે એ રીતે, મૂકી દીધું. પછી જ્યારે ઈસપ ગામની બહાર થોડેક સુધી ગયો, ત્યારે તેની પાછળ રાજ્યના માણસોને મોકલીને તેને પકડી મંગાવ્યો, અને બધાની હાજરીમાં તેના સામાનની તપાસ કરી. પૂજાનું પેલું સોનાનું પાત્ર બહાર કાઢીને પેલા લોકોએ બધાને બતાવીને કહ્યું : "જુઓ, આ ચોરટો ઈસપ દેવાલયમાંથી પવિત્ર પાત્ર ચોરી લઈને જતો હતો!" બધાએ ઈસપ પર ચોરીનું તહોમત લગાડ્યું. ઈસપે તેમને ખૂબ સમજાવ્યા, પણ તેનું માનવા કોઈ તૈયાર ન થયું.

હવે તે વખતમાં એવો રિવાજ પ્રચલિત હતો કે, કોઈ આવો ગુનો કરતો તેને ઊંચી કરાડ પરથી નીચે

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



112690

ફેંકવાની સખત સજા ફરમાવવામાં આવતી. એ પ્રમાણે નિર્દોષ ઈસપને લોકોએ નિર્દયપણે ઊંચી ભેખડ પરથી નીચે ફેંકી દીધો !

ઈસપના મરણ પછી દિવસે દિવસે લોકોને તે યાદ આવવા લાગ્યો. તેની ડહાપણભરી વાતોને અનેક લોકોએ સંઘરવા માંડી. પછી આગળ જતાં જ્યારે ગ્રીસના સાત ડાહ્યા માણસોનાં પૂતળાં કરીને સ્થાપવામાં આવ્યાં, ત્યારે ઈસપનું પણ પૂતળું કરીને એ સૌને મોખરે તેની સ્થાપના કરવામાં આવી.

આમ, ઈસપના જીવનનો કરુણ અંત આવ્યો. પરંતુ તેની ડહાપણભરી વાતો અમર થઈ ગઈ છે. એ વાતોમાં બાદશાહ બિરબલની વાતો પેઠે કોક કોક લોકોએ પોતાની વાતો જોડીને પણ ઉમેરી હશે. છેવટે ચૌદમા સૈકામાં એક ખ્રિસ્તી સાધુએ તે સંઘરી અને આજ સુધી તે ઈસપની વાતો તરીકે પ્રચલિત છે. યુરોપની બધી ભાષાઓમાં તે ઊતરી છે. આપણે ત્યાં પણ ઘણીખરી ભાષાઓમાં એ ઉતારવામાં આવી છે.

ઈસપની વાતોમાં દુનિયાદારીનાં ડહાપણ અને વિનોદનો અખૂટ ભંડાર ભરેલો છે. કેટલીય વાતો તો કહેવતરૂપ બની ગઈ છે. એની વાતો તેના જમાનામાં જ લોકોને કેટલી બધી ગમતી હતી, તે એ હકીકત પરથી બરોબર સમજાશે. સૉક્રેટીસ દુનિયાની એક મોટામાં મોટી વિભૂતિ ગણાય છે. સત્યવીર સૉક્રેટીસને જ્યારે ગ્રીસના રાજ્યાધિકારીઓએ દેહાંતદંડની સજા ફરમાવીને જેલમાં પૂર્યો હતો, ત્યારે તેણે જેલમાં પોતાનો વખત ઈસપની વાતોને કવિતામાં જોડવામાં ગાળ્યો હતો !

## ૨

ગ્રીસ દેશના જાણીતા થયેલા તે જમાનાના સાત ડાહ્યા પુરુષોમાંના સોલનને ઈસપ મળ્યો હતો, એ પ્રસંગ જાણીતો છે. સોલન મનુ જેવો મોટો ધર્મશાસ્ત્રી હતો. તે ઈ. સ. પૂર્વે ૬૪૦ થી ૫૫૯ ના અરસામાં થઈ ગયો. આજે પણ યુરોપમાં તેનું ડહાપણ કહેવતરૂપ ગણાય છે.

ઈસપ જ્યારે લીડિયાના રાજા ક્રીસસને ત્યાં હતો, ત્યારે સોલન એક વાર ક્રીસસને મળવા આવ્યો. ક્રીસસ ભારે ધનવાન હતો. તેની કીર્તિ બધે ખૂબ ગવાતી હતી. વળી ક્રીસસને પોતાની સમૃદ્ધિ પરદેશથી આવતા લોકોને બતાવવાની ખૂબ હોંશ હતી. તેથી તેણે સોલનને પોતાની અમાપ સમૃદ્ધિ બતાવીને પૂછ્યું : "બોલો, મારા કરતાં વધારે સુખિયો માણસ તમે બીજે ક્યાંય જોયો છે ?"

સોલને શાંત અવાજે કહ્યું : "રાજાજી, મેં એથેન્સ પાસેના એક નાનકડા ગામમાં એક ખેડૂત જોયો હતો. તે મને ઘણો સુખી જણાયો છે."

સોલનનું આવું બોલવું સાંભળી ક્રીસસ જરા ડઘાઈ ગયો. સોલન જેવા ડાહ્યા માણસને મોઢે પોતાની અપાર સંપત્તિનાં તેને તો વખાણ સાંભળવાં હતાં ! તેણે પૂછ્યું : "એ ખેડૂત પાસે એવું તે શું હતું ?"

"નાનકડું ખેતર, સુશીલ ધર્મપત્ની અને સ્નેહાળ બાળકો હતાં. તે હતો તો ગરીબ, પરંતુ મહેનત કરીને કુટુંબનું ગુજરાન કરી શકતો હતો. એક વાર દેશનું રક્ષણ કરવા તે યુદ્ધમાં ગયો અને મરાયો. તેના પડોશીઓ આજેય તેને વારેવારે યાદ કરે છે."

ક્રીસસે જરા અણગમા સાથે કહ્યું : "એમાં શી મોટી નવાઈ ? બોલો, તમે બીજો કોઈ સુખી માણસ જોયો છે ખરો ?"

સોલન બોલ્યો : "જી હા. મેં બે ભાઈઓને જોયા છે. તેમની માએ મંદિરમાં વહેલી સવારે જઈને દેવ-દર્શન કરવાનો નીમ લીધો હતો. એક દિવસે સવારે તપાસ કરતાં જણાયું કે, બળદો રાત્રે ચરવા ચાલ્યા ગયા છે. તેમને એકદમ શોધી કાઢવાનું મુશ્કેલ હતું, પરંતુ માને મંદિરે તો લઈ જવી જ જોઈએ. એટલે બંને છોકરાઓએ માને ગાડામાં બેસાડી અને ગાડાને તેઓ પોતે ખેંચી ગયા. માએ પ્રસન્ન થઈને તેમને આશિષ આપી. ગામલોકો પણ આ જોઈને શાબાશી આપવા લાગ્યા. પરંતુ તે જ રાત્રે એ બંને ભાઈઓ અકસ્માત અવસાન પામ્યા. એમને હું સુખી કહું છું."

છેવટે અકળાઈને ક્રીસસે કહ્યું : "તો પછી મારા વિષે તમે શું કહેવા માગો છો ? હું સુખી કહેવાઉં કે નહીં ?"

સોલન સ્વસ્થતાથી બોલ્યો : "રાજાજી, અમે ગ્રીક લોકો, જ્યાં સુધી માણસ જીવતો હોય છે ત્યાં સુધી

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



એ સુખી કહેવાય કે નહીં એ વિષે અભિપ્રાય બાંધતા નથી. હે રાજા, રાજપાટ અને એશઆરામ કોઈનાં રહ્યાં છે? એ તો આજે છે અને કાલે નથી! કઈ ઘડીએ માણસ પર એનાં અગાઉનાં સઘળાં સુખોને ભુલાવી દે તેવું દુઃખ નહીં આવી પડે, એમ શી રીતે કહેવાય?"

રાજા ક્રીસસને આવી કડવી વાત ક્યાંથી ગમે? તે મનમાં સોલન પર ચિડાયો અને આ વાતચીત પછી સોલન તરફ અણગમો બતાવવા લાગ્યો.

સોલન જેવા ડાહ્યા માણસ પ્રત્યે આવો વર્તાવ થયો, તેથી ઈસપને દુઃખ થઈ આવ્યું. રાજદરબાર પૂરો થઈ ગયા પછી તે સોલન પાસે જઈને બોલ્યો: "ભલા ભાઈ, આપણે યા તો રાજાઓનું નામ ના લેવું જોઈએ; અથવા તો તેમને જે ગમે એવું જ કહેવાનું રાખવું જોઈએ."

સોલને ઈસપને ઉત્તર આપ્યો: "ના; એમ નહીં. આપણે યા તો ચૂપ રહેવું જોઈએ, અથવા તો તેમને ઉપયોગી હોય એવું કહેવું જોઈએ."

આપણને સવાલ થાય છે કે, આમાં સાચું કોનું માનવું? સોલનનું કે ઈસપનું? સત્તા આગળ શાણપણ ન ચાલે, એમ તો આપણા લોકો પણ કહે છે. પરંતુ સોલનની વાત જરાય ખોટી નથી.

ઈશ્વરને કરવું તે, આગળ ઉપર, ખરેખર, સોલનની વાત રાજા ક્રીસસને ખરે વખતે ખપ લાગી. રાજા ક્રીસસ પર ઈરાનનો બાદશાહ સાયરસ ચડી આવ્યો; અને તેણે તેને હરાવીને જીવતો બાળી મૂકવાનો હુકમ કર્યો.

ક્રીસસને બાળી મૂકવા ચિતા તૈયાર થઈ. તેને એ ઉપર લટકાવવામાં આવ્યો. આગ મૂકવાની તૈયારી હતી. ત્યાં તો ક્રીસસે જોરથી બૂમ પાડી. "સોલન! સોલન!"

સાયરસે પૂછ્યું: "શું છે? શાની બૂમ મારે છે?"

ક્રીસસ કહે: "મને એક મહાપુરુષે કહેલી શિખામણ અત્યારે યાદ આવે છે. તેનું નામ છે સોલન. તેણે કહેલું કે, રાજપાટ તો મિથ્યા છે. તે વખતે મેં તેને હસી કાઢ્યો હતો. પણ આજે એ યાદ આવ્યું. તેથી એને મેં પોકાર્યો."

આ સાંભળીને સાયરસને થયું, અરેરે, કોક દહાડો મારી પણ આવી વલે ન થાય? આથી તેણે ક્રીસસને છોડી મૂક્યો.

સોલને તે જમાનામાં જુદે જુદે સ્થળે મુસાફરી કરી હતી. આ રીતે તેનું જ્ઞાન ખૂબ વિશાળ બન્યું હતું. તેની ખ્યાતિ પણ બધે વધતી જતી હતી. જ્યારે તે મુસાફરી કરીને પાછો ગ્રીસ દેશમાં આવ્યો, ત્યારે એથેન્સવાસીઓએ તેને બધો રાજકારભાર સંભાળી લેવા વિનંતી કરી. તેણે પોતાની રીતિ મુજબ કહ્યું: "ના, ભાઈઓ, ના; એટલે બધે ઊંચે નહીં. ત્યાંથી પાછું ઊતરવું બહુ કઠણ છે!"

પરંતુ એથેન્સની રાજ્યનીતિ ખૂબ શિથિલ થતી જતી હતી. ઉમરાવો અને જમીનદારો ખેડૂતવર્ગને દેવા તળે કચડી નાખતા હતા. છેવટે બળવો ફાટી નીકળ્યો. આખરે લેણદાર, જમીનદાર અને દેણદાર ખેડૂત વગેરે વચ્ચે સમાધાન કરવા માટે સોલનને પંચનો પ્રમુખ નીમવાનો લોકોએ નિશ્ચય કર્યો. સોલને ખૂબ કુશળતાથી સમાધાની કરી. સોલને ત્યાર પછી એથેન્સની રાજનીતિ અને અર્થનીતિમાં સુધારાઓ દાખલ કર્યા. દેવાદાર ખેડૂતને ગુલામ તરીકે રાખવાનો તેણે નિષેધ કર્યો. વળી કોઈ કામધંધા વગર બેકાર ન બને એ માટે તેણે એવો કાયદો કર્યો કે, જે બાપ પોતાના દીકરાને એકાદ ગૃહ-ઉદ્યોગને લગતી કારીગરી ન શીખવે, તે બાપને વૃદ્ધાવસ્થામાં પોષવાની જવાબદારી દીકરા પર ન રહે.

સોલને આવા ઘણા સુધારાઓ કરીને લોકશાહી તંત્ર અનુસારનું રાજ્યબંધારણ તે વખતે ઘડી કાઢ્યું હતું. એ રીતે તે ગ્રીસ દેશનો સ્મૃતિકાર મનાય છે. સોલને કાયદા ઘડવામાં કઈ દૃષ્ટિ પોતાની સમક્ષ રાખી હતી એનો ખ્યાલ એક પ્રસંગ પરથી આવે છે.

એક વાર એક મિત્રે તેને પૂછ્યું: "તમે સારામાં સારા કાયદા ઘડ્યા છે?"

સોલને જવાબ આપતાં કહ્યું: "ના, લોકો ઝીલી શકે તેટલા જ સારા કાયદા મેં તો ઘડ્યા છે."

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



પરંતુ સોલનની આવી લોક-કલ્યાણકારી વ્યવસ્થાથી એથેન્સવાસીઓને સંતોષ ન થયો. તેનો ભત્રીજો પિસિસ્ટ્રિયસ જ તેની વિરુદ્ધ ખટપટ કરવા લાગ્યો અને છેવટે તેણે પોતાના સાથીદારોની મદદથી એથેન્સની રાજસત્તા પોતાના હાથમાં લઈ લીધી. આ જોઈને વયોવૃદ્ધ સોલનને મનમાં દુઃખ થયું. તે એકલો ઢાલ-તલવાર લઈને ચોકમાં ઊભો રહી લોકોને કહેવા લાગ્યો : "ભાઈઓ, સરમુખત્યારી ગમે તેની હોય, તોપણ અસહ્ય છે. એને જન્મવા ન દેવી તે ડહાપણ છે. પણ જન્મે તો નાશ કરવાનું કાર્ય પણ ગૌરવભર્યું છે."

પરંતુ લોકોએ તેને કશો સાથ આપ્યો નહીં. એટલે તેણે ઘેર જઈ ઢાલ-તલવાર બહાર ફેંકી દીધાં અને બારણા નીચે લખ્યું : "મારો દેશ અને તેના કાયદાને ટકાવી રાખવા માટે મેં મારાથી થઈ શકે એટલું કર્યું છે."

સોલનના કેટલાક મિત્રોને થયું કે, સોલન હવે એથેન્સમાં રહેશે તો તેનો જાન જોખમમાં મુકાશે. એટલે તેમણે તેને નાસી જવાની સલાહ આપી. પરંતુ સોલન કાયર ન હતો. તે એથેન્સમાં જ રહ્યો. પિસિસ્ટ્રિયસને તો રાજસત્તા જોઈતી હતી. એટલે એ હાથમાં આવતાં તેણે સોલન પ્રત્યે પહેલાં જેવો જ આદર બતાવવાનું ચાલુ રાખ્યું. તદુપરાંત એના ઘણાખરા કાયદાને પણ તેણે કાયમ રાખ્યા.

વૃદ્ધ સોલને હવે રાજકાજમાં પડવાનું એકદમ છોડી દીધું અને કવિતા રચવાની પોતાની પ્રિય પ્રવૃત્તિ ફરીથી આરંભી. સિત્તેર વર્ષના સોલને હિંદુસ્તાન અને એશિયા વચ્ચે સાગરને તળિયે સમાઈ ગયેલા 'એટલાંટિસ' નામના મહાખંડ પર મહાકાવ્ય લખવાનો પ્રારંભ કર્યો.

ત્યાર બાદ થોડા વખત પછી સોલન અવસાન પામ્યો. કહેવાય છે કે, લોકોએ એની ભસ્મ દરિયામાં વહેતી મૂકી, જેથી એનું જ્ઞાન બધે ફેલાઈ જાય.

**મુકુલભાઈ કલાર્થી**

# સારો વહીવટકર્તા

[તા. ૧૪-૮-'૫૫ ને રોજ મુંબઈ મુકામે ઑલ ઇંડિયા રેડિયો તરફથી 'પટેલ સ્મારક વ્યાખ્યાનમાળા' શરૂ કરવામાં આવી. ભારત સરકારના બ્રૉડકાસ્ટિંગ માટેના પ્રધાન શ્રી. કેસકરે આ વ્યાખ્યાનમાળાના પ્રારંભિક વ્યાખ્યાન માટે શ્રી. રાજગોપાલાચારીને આમંત્રણ આપ્યું હતું. તેમણે વ્યાખ્યાનની શરૂઆતમાં સરદાર પટેલને અંજલિ આપતાં જણાવ્યું કે, છેલ્લા દિવસોમાં જ્યારે મૃત્યુની છાયા ઘેરાતી જતી હતી, ત્યારે સરદાર પટેલના મનમાં આપણા દેશનો વહીવટ કાર્યક્ષમ કેવી રીતે બને એ વસ્તુ જ ઘૂંટાયા કરતી હતી. પોતાના વ્યાખ્યાનનો વિષય તેથી એ જ પસંદ કર્યો છે, એમ જણાવી શ્રી. રાજાજીએ ઉમેર્યું કે, 'ઑગસ્ટસ માટે એમ કહેવાયું છે કે, ઑગસ્ટસ કદી જન્મ્યો જ ન હોત કે કદી મર્યો ન હોત તો રોમને માટે વધુ સારું થાત. હિંદુસ્તાન અને સરદાર વલ્લભભાઈ પટેલ માટે પણ એ વસ્તુ વધુ યથાર્થપણે કહી શકાય તેમ છે.' ત્યાર બાદ પોતાના વ્યાખ્યાનના વિષય ઉપર આવતાં તેમણે જણાવ્યું :—]

આપણે અંગ્રેજોને હાંકી કાઢ્યા છે અને દેશના તમામ લોકોને જણાવ્યું છે કે, હવે તેઓ પોતે જ પોતાનો વહીવટ સંભાળે છે અને એ વસ્તુ તેમના હિતમાં છે. પરંતુ પાછળથી વિચાર કરતાં કંઈક શંકાઓ ઊભી થાય છે. આપણું વહીવટી-તંત્ર જેટલે અંશે સંતોષજનક બને, તેટલે અંશે જ આપણી આશાઓ ફળીભૂત થઈ શકે.

કોઈ માણસ એવી તપાસ માંડે કે હિંદના મોટા ભાગના લોકોને કેવું રાજતંત્ર જોઈએ છે — તેમને લોકશાહી જોઈએ, તેમને સમવાયી તંત્ર જોઈએ કે એક એકમવાળું તંત્ર જોઈએ, યા તેમને અમેરિકન પ્રકારની લોકશાહી જોઈએ કે બ્રિટિશ પ્રકારની — તો હું કહી શકું છું કે લોકોને તો પ્રામાણિક, કાર્યક્ષમ, ઝડપી, ન્યાયી અને સહાનુભૂતિવાળા અમલદારો જોઈએ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



છે; રાજતંત્રનો પ્રકાર ગમે તે હો તેની તેમને વિશેષ પડી નથી.

### લોકશાહી

આપણા દેશનું બંધારણ હવે લોકશાહીના ઢાંચામાં ઘડાઈ ચૂક્યું છે; અને સાર્વત્રિક પ્રૌઢ મતાધિકાર એ તેનો પાયો છે. ધારા ઘડવાની કે બંધારણને પોતાને ફેરવવાની સર્વોપરી સત્તા જેમના હાથમાં રહેવાની છે તે પ્રતિનિધિઓ ચૂંટવાનું કામ લોકોના પોતાના હાથમાં છોડી દેવામાં આવ્યું છે. એક વ્યક્તિના અભિપ્રાયનું વજન બીજી દરેક વ્યક્તિના જેટલું જ ગણાય છે. ઉમેદવાર તરીકે ઊભા રહેવા માટે પણ કશી લાયકાત નિયત કરવામાં આવી નથી; કોઈ પણ માણસ ચૂંટાઈ શકે. ટપાલખાતામાં જેમ અંતરની ગણતરી વિના દરેક કાગળને તમારા પડોશના ગામડામાં કે કલકત્તા કે કરાંચી કે કેપકોમોરીન જેટલે દૂર એક જ દરે લઈ જવામાં આવે છે, તેની પેઠે જ પ્રતિનિધિઓ ચૂંટવાની સત્તાની બાબતમાં માણસ માણસ વચ્ચેના અંતર કે તફાવતને ગણતરીમાં લેવાનાં જ હોતાં નથી.

### કેવા પ્રકારના માણસો જોઈએ

આજે હું જે વિષે વાત કરવા માગું છું તે તો ભારત જેવા અતિ વિશાળ અને તેના જેટલી મોટી વસ્તીવાળા દેશનો કે પછી મુંબઈ, ઉત્તરપ્રદેશ, બંગાળ કે દક્ષિણનાં નાનાં રાજ્યોમાંના દરેકનો રાજ્યવહીવટ સંતોષકારક રીતે ચલાવવા માટે કેવા પ્રકારના માણસો જોઈએ, તે છે. અમલદારોની જગાઓ – ભલે તે પછી ન્યાય ખાતાની હોય કે કારોબારી ખાતાની હોય — તેમને માટે માણસો પસંદ કરતી વખતે સર્વસમાનતાનો સિદ્ધાંત લાગુ પાડવામાં આવતો નથી; અને લાયકાતનો વિચાર કરવો પડે છે.

લોકો આજે સુખસગવડનું સામાન્ય ધોરણ ઊંચું આવે – અને તે પણ એક વર્ગને ભોગે બીજા વર્ગનું નહીં પણ સામાન્યપણે બધા વર્ગોનું, શહેરના તેમ જ ગામડાંના સૌનું — એવી આશા રાખી રહ્યા છે. યાંત્રિક પ્રગતિને કારણે રાષ્ટ્રીય સરેરાશ આવકમાં વધારો થતાં સામાન્ય જીવનધોરણ ઊંચું આવશે; તેમ છતાં, કાર્યક્ષમ વહીવટીતંત્રની અગત્ય પણ ઘણી જ છે. કાર્યક્ષમ ન હોય તેવી સરકારવાળી કે દૃઢ અને નિષ્પક્ષ ન હોય એવી સરકારવાળી કોઈ પ્રજા સુખી થઈ ન શકે. વળી આપણા દેશમાં નાતજાતની વાડાશાહીનું તથા વર્ગભેદનું માનસ ઘણું પ્રબળ છે; અને તેથી કડક અને નિષ્પક્ષ અમલદારોની જરૂર વળી વધારે છે. સામાન્ય જનસમુદાય એ વાત જાણે છે.

કોઈ પણ વહીવટીતંત્રને સમગ્ર તથા કાર્યક્ષમ બનાવવા માટે આપણી પાસે યોગ્ય પ્રકારના માણસો હોવા જોઈએ. વહીવટ કેમ ચલાવવો તે માટેના નિયમો અને કાર્યપદ્ધતિ નક્કી કરવા કરતાં હોદ્દા ઉપર મૂકવામાં આવેલા માણસોની યોગ્યતા વધુ અગત્યની છે. નાતજાતની ભાવના આપણા દેશમાં એક નક્કર વસ્તુ છે. આપણું ધ્યેય ગમે તે હોય. છતાં, એ વસ્તુ અતિ વાસ્તવિક રીતે આજે માણસોને એકત્રિત કરે છે કે જુદા પાડે છે. અને વહીવટી બાબતમાં 'આજ' એ સૌથી અગત્યની વસ્તુ છે. વહીવટીતંત્રની સાચી કાર્યક્ષમતા તરફ દુર્લક્ષ કરીને આપણે ટૂંકી દૃષ્ટિવાળાં પક્ષપાત કે છૂટછાટથી વર્ગો અને જ્ઞાતિઓને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરીશું, તો તે બહુ ટૂંકજીવી જ નીવડશે, અને કાવાદાવા તથા વર્ગાવર્ગીને સતત પોષવા તરફ જ આપણને પાડી દેશે.

આપણા દેશમાં હવે બધા વર્ગોમાં એશઆરામનું ઇષ્ટ ધોરણ ઊંચું લઈ જવામાં ઘણાં કારણો એકઠાં થયાં છે. એમ જો કે ઇચ્છાઓ ઊંચી ગઈ છે, પરંતુ તે પ્રમાણમાં રાષ્ટ્રીય આવકમાં સંગીન વધારો થયો નથી. તેથી આઝાદી મેળવ્યા પછી આપણા લોકોની મનોદશા સુખી કહી શકાય તેવી હરગિજ નથી. જેમણે કોઈ પ્રકારની શાળાકીય કે કૉલેજની કેળવણી મેળવી છે, તેમની બાબતમાં એ વાત ખાસ જોવામાં આવે છે.

### આધ્યાત્મિક બળ

આપણને ખરેખર શાની જરૂર છે એ બાબતના સત્યની આસપાસ ઘેરાઈ વળેલા ધૂમસને દૂર કરવા માટે ધર્મની ખાસ આવશ્યકતા છે. બધી દિશાએ રાષ્ટ્રીય ઉત્પાદનમાં વધારો કરવા માટેના માર્ગો યોજવા જેટલી જ એની અગત્ય છે. સાચાં મૂલ્યોની સમજનો

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



પ્રચાર અને જીવન સાથે હરહંમેશ સંકળાયેલી રહેતી લડતોનો સામનો કરવા માટે પૂરતા આધ્યાત્મિક બળનો વિકાસ સાચા માર્ગે યોજેલી કેળવણી દ્વારા જ થઈ શકે. ધર્મ અને બુદ્ધિ તેમ જ ચારિત્રની દૃઢ કેળવણી ઉપરાંત સારું વહીવટી તંત્ર પણ ઘણું અગત્યનું છે. બધા દેશોમાં તે અગત્યનું છે; પરંતુ આપણા દેશમાં તે સૌથી વધુ અગત્યનું છે. કાર્યક્ષમ અને ન્યાયી વહીવટીતંત્ર બીજી બાબતોમાંનાં ઘણુંય દુઃખ અને હતાશાનો ખંગ વાળી આપી શકે.

### કેળવણીનું મૂલ્ય

વહીવટીતંત્ર કાર્યક્ષમ બને તે માટે સત્તા અને જવાબદારીનાં સ્થાનો ઉપર યોગ્ય પ્રકારના માણસો આપણને જોઈએ. પ્રજાતંત્રવાદી વિચારણાને નામે ઘણી વાર ઓળખાતા જુસ્સા કે અવિચારના સમયમાં ગમે તે બોલવામાં કે માનવામાં આવે, તોપણ એ માણસો આપણી નિયોજિત ઉચ્ચ કેળવણીની સંસ્થાઓમાંથી જ આવવા જોઈએ. ધૂમકેતુ જેવા કેટલાક સુંદર અપવાદો કોઈ કોઈ વાર આવી ચડે ખરા. અવારનવાર ભગીરથ જેવા બળવાળા આગેવાનો અને વ્યવસ્થાપકો એવા આવી ચડે છે કે જેમણે કશી જ કે નહીં જેવી ઉચ્ચ કેળવણી મેળવેલી હોય છે. પણ એ તો અપવાદો કહેવાય.

પણ સામાન્ય નિયમ તો એવો હોય કે, વહીવટીતંત્ર ચલાવવા માટે જે માણસો આપણને જોઈએ છીએ તે આપણી ઉચ્ચ કેળવણીની સંસ્થાઓમાંથી જ આવવા જોઈએ. તેઓ બીજે ક્યાંયથી મળી શકે નહીં. તેથી ઉચ્ચ કેળવણીનું આયોજન કરતી વખતે આપણે સારા વહીવટકર્તાઓ માટે આપણે જે પ્રકારની સજાવટ જોઈએ તથા માનસિક ઘડતર જોઈએ તેનો ખ્યાલ રાખવો જોઈએ. કારણ કે આ વસ્તુઓ તેમને માટે બીજે ક્યાંયથી કે એક વાર તેમને ભરતી કર્યા બાદ નહીં મેળવી શકાય.

### ચારિત્ર્ય

સારા વહીવટ-કર્તામાં આપણે શી શી બાબતોની અપેક્ષા રાખવી જોઈએ? ચારિત્ર્ય એ મૂળભૂત આવશ્યકતા છે. અને મૂળભૂત આવશ્યકતા એ જ સૌથી વધુ અગત્યની હોય. મૂળભૂત વસ્તુઓને આપણે નસીબ ઉપર છોડી દઈ શકીએ નહીં.

જોકે ચારિત્ર એ પાયાની આવશ્યકતા છે ખરી, પરંતુ એટલું યાદ રાખવું જોઈએ કે, કોઈ માણસને વહીવટી કામકાજ માટે લાયક બનાવવા માટે એ નિર્ણાયક વસ્તુ નથી. કોઈ માણસ બહુ સારો હોય પણ જેમ કોઈ લશ્કરી વ્યૂહ સંભાળવાનું કામ તેને દેખીતી રીતે જ ન સોંપી કાય, તેમ રાજ્યના મુલકી કામકાજમાં વહીવટી જવાબદારી સોંપવા માટેય તે જરા પણ લાયક ન હોય એમ બને. કેટલાય જાણીતા માણસો કે જે નિઃશંક સચ્ચરિત્ર હોવા છતાં નિષ્ફળ નીવડ્યા હોય તેવાઓના દાખલા આપવા એ સહેલું છે, પણ કદાચ જોખમભરેલું છે.

### કસબમાં પ્રવીણતા

ઉપરની વાત કહી દઈએ અને કબૂલ રાખીએ એટલે આપણને એમ લાગવાનો સંભવ છે કે, જાહેર નોકરીઓ માટે પોતપોતાના કામકાજના કસબમાં તજ્જ્ઞતા હોવી એ જ ખાસ આવશ્યક વસ્તુ છે. પણ એ એમ નથી. જુદાં જુદાં કામો માટે જે તજ્જ્ઞતા જોઈએ એ વિના નિઃશંકપણે ન ચાલી શકે. પરંતુ તજ્જ્ઞ લોકો — નિષ્ણાતો વહીવટ ન ચલાવી શકે, તેમ જ તેમને વહીવટ ચલાવવા દેવા પણ ન જોઈએ; જોકે તેઓ તેમ કરવા ઇચ્છે ખરા તથા તેમને કરવા દઈએ તો તેઓ આપણને દબડાવી પણ ખાય.

વહીવટી તંત્રની ચાવીરૂપ જગાઓએ તે તે ખાતામાં ઉપયોગમાં આવતી કસબને લગતી વિશિષ્ટ તજ્જ્ઞતા એ કાંઈ ખાસ અગત્યની વસ્તુ નથી, એ કથન જરા વિચિત્ર લાગે તેવું છે. પરંતુ એક જ દાખલો લઈએ — મદ્રાસ રાજ્યની વીજળી શક્તિની યોજનાનો સુંદર ઝડપી વિકાસ કરવા માટે જે માણસ જવાબદાર હતો, એ વીજળી-વિદ્યાનો નિષ્ણાત નહોતો; અને વીજળી-વિદ્યાનો કોઈ ઇજનેર એ કામ કરી શક્યો પણ ન હોત.

ટોચે બેઠેલા માણસમાં અતિ આવશ્યક વસ્તુ તો એ છે કે, પોતાને મળેલી આનુષંગિક સલાહ વિષે ફેંસલો કરી તેના અમલને લગતી બાબતોમાં ઝડપી

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



અને સાચા નિર્ણય ઉપર પહોંચી જવાની શક્તિ તેનામાં હોય. માત્ર ન્યાયખાતાને લગતી જગાઓએ જ ફેંસલો કરવાની શક્તિ આવશ્યક છે એવું નથી. કારોબારી બાબતોમાં પણ ઝડપી અને સાચા નિર્ણય ઉપર પહોંચવું એ ખરેખર દૈવી બક્ષિસ છે. નાની તેમ જ મોટી બાબતોમાં જે માણસમાં સાચા ફેંસલાની અને ઝડપી નિર્ણયની શક્તિ હોય, તે જ સારો વહીવટ-કર્તા પુરવાર થઈ શકે. શરૂઆતની તાલીમથી એ ગુણ વિકસી શકે એવું બને ખરું. પરંતુ એ ગુણ સાહજિક છે; અને આપણે બહુમાં બહુ તો તે જ્યાં હોય ત્યાંથી તેને શોધી કાઢી તેનો ઉપયોગ કરી શકીએ, એમ માનવા તરફ મારું વલણ વિશેષ છે.

**નિષ્ણાતની સલાહ**

જલદી નિર્ણય ઉપર આવવું એનો અર્થ એ નથી કે પૂરતી વિચારણા અને સલાહ લીધા વિના નિર્ણય ઉપર આવવું. વહીવટ-કર્તામાં પોતાના નિષ્ણાત સલાહકારો પાસેથી સારામાં સારી સલાહ કઢાવવાની અને તેઓ કહે તે જલદી સમજવાની શક્તિ હોવી જોઈએ. પોતાના નિર્ણય ઉપર આવતા પહેલાં લાગતા-વળગતાઓના અભિપ્રાયો અને અનુભવો તેણે મેળવવા જોઈએ. પરંતુ પૂરી ચર્ચા પછી કોઈ નિર્ણય લેવામાં આવે, ત્યાર બાદ દરેક જણને લાગવું જોઈએ કે, હવે કશો ફેરબદલો થવાપણું નથી. જેઓને માથે એ નિર્ણયનો અમલ કરવાનું હોય તેઓને ખાતરી હોવી જોઈએ કે તેઓને દરેક મુશ્કેલીઓ અને મૂંઝવણો વખતે ટેકો મળી રહેશે; અને કોઈ વધુ સત્તાધારી ખૂણેથી આવેલા દબાણને લીધે ઊભી કરવામાં આવેલી પહેલી ગૂંચ વખતે જ તેમને વહેતા મૂકવામાં નહીં આવે. લોકશાહી વ્યવસ્થા હેઠળના દરેક ખાતામાં સારા અને સફળ વહીવટ માટે આ વસ્તુ સૌથી વધુ અગત્યની છે. ઘણાય મોટા વહીવટકર્તાઓની સફળતાની તેમ જ ઘણાયની નિષ્ફળતાનો એ જ ખુલાસો છે.

**મક્કમતા**

નિર્ણયો ઝડપી હોવા જોઈએ. પૂરતી ચર્ચા માટે તેમને જરૂર મોકૂફ રાખી શકાય; પરંતુ વિશ્વકિરણો અકસ્માત કે ગૂઢ રીતે આવી આપણા માનસિક યંત્રને સુધારી જાય એ માટે હરગિજ નહીં. અર્થાત્, પોતે કશો નિર્ણય લઈ શકતા નથી તે કારણે કોઈ વસ્તુ મોકૂફ રાખી શકાય નહીં.

દુનિયાના કામકાજમાં કે જ્યાં કેટલીય બાબતો એકસાથે ગૂંચવાયેલી હોય છે, ત્યાં કોઈ એક નિર્ણય એકમાત્ર સાચો નિર્ણય હોઈ શકતો નથી. પરંતુ કોઈ પણ મક્કમ નિર્ણય એ અનિર્ણય કરતાં સારી વસ્તુ છે. એ નિર્ણય જ ઘણી વાર આજુબાજુની પરિસ્થિતિને તથા લાગતાવળગતા માણસોની મનોભૂમિકાને ઘણી વાર બદલી નાખે છે, એ યાદ રાખવું જોઈએ. કેટલાંય કારણો મળીને એક કાર્ય ઉત્પન્ન થાય છે. ભગવદ્‌ગીતાએ એનું પૃથક્કરણ કરીને ૧૮મા અધ્યાયના ૧૪મા શ્લોકમાં પાંચ કારણો ગણાવ્યાં છે. તેમાં પાંચમું અને છેલ્લું તત્ત્વ દૈવ ગણાવ્યું છે. એ શબ્દ બધાં અણધારેલાં કારણોના સરવાળા રૂપ છે. અમુક કાર્ય નિપજાવનારાં કારણોમાંથી કેટલાંક એવાં હોય છે કે તેમની અગાઉથી ગણતરી થઈ શકતી નથી. પરંતુ, લોકોના મનમાં એક મક્કમ નિર્ણયને કારણે જે ફેરફાર થાય છે, તે એમાંનું એક જરૂર હોય છે. એકાદ મક્કમ નિર્ણયને કારણે પરિસ્થિતિ તેમ જ મનોદશાને લગતા જે ફેરફારો ઊભા થાય છે, તેમની મદદથી એવું પરિણામ આવે છે કે સૈદ્ધાંતિક રીતે જે નિર્ણય અધૂરો ગણાય તે સાચો બની જાય છે.

**ડહાપણ**

યોગ્ય ક્ષણ એ જ સૌથી વધુ અગત્યની હોય છે. સારા વહીવટકર્તાને જલદી નિર્ણય લેતાં આવડવું જોઈએ, એટલું જ નહીં પણ, અમુક વસ્તુ ક્યારે કરવી એ નક્કી કરતાં પણ તેને આવડવું જોઈએ. જે ગુણથી એમ કરવું શક્ય બને છે તે ગુણ, વિવિધ પ્રકારના ગૂંચવાયેલા અંશો સમજી લઈ તેમાંથી કયા અંશો કાર્યકારી છે અને કયા નહીં તે પારખી લેવાની શક્તિ ઉપર આધાર રાખે છે. કેટલાક લોકો શાથી સફળ નીવડે છે અને કેટલાક લોકો શાથી નિષ્ફળ નીવડે છે એ ઘણી વાર આને આભારી હોય છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ડહાપણ અને કલ્પનાશક્તિ એ શબ્દો કોઈ બાબતનો સાચો ફેંસલો કરવાની શક્તિના જ વર્ણનરૂપ છે. હું આગળ કહી આવ્યો છું કે, આ ગુણ ઘણું ખરું સાહજિક હોય છે અને તે શીખવી શકાતો નથી. પરંતુ અનુભવથી કુદરતી શક્તિ પોષણ જરૂર પામે છે તથા વિકસે છે. કેટલાક લોકો એવા હોય છે કે જેઓ જાતે અમુક ફેંસલો કરવાની શક્તિ ધરાવતા હોતા નથી; પરંતુ તે શક્તિ તથા એ ગુણો ધરાવનારા લોકોને પસંદ કરવાની શક્તિ તેમનામાં હોય છે. કોઈનામાં બધી બાબતનું ડહાપણ કે કલ્પનાશક્તિ ન હોય; પરંતુ જ્યાં એ ગુણ હોય તેની કદર કરવાની શક્તિ તેનામાં અવશ્ય હોય તો જ તે અગત્યના સ્થાને રહેલો સારો વહીવટ-કર્તા બની શકે. બીજામાં રહેલા તે ગુણોની ઈર્ષા લાવીને તેણે ખુશામતિયા અને હાજી-હા કરનારા લોકોને પસંદ કરવા ન જોઈએ.

### મિજાજ

જે સારો વહીવટ-કર્તા દીર્ઘસૂત્રીપણું દાખવ્યા વિના નિર્ણયો લેવાની શક્તિ ધરાવતો હોય, તે જો પોતાના માણસોમાં એવો વિશ્વાસ ઊભો કરી શકે કે, તે નિર્ણયોનો અમલ ગમે તેવો મુશ્કેલ કે મૂંઝવણભર્યો હોવા છતાં બધો વખત તે તેમને પડખે ઊભો રહી તેમને ટેકો આપશે, તો તે તેમનામાં પોતા પ્રત્યે વફાદારીનો ભાવ જરૂર જગવી શકે. તેણે પોતાનાં માણસો સાથે છૂટથી મળતા રહેવું જોઈએ અને જે કોઈ મુદ્દા ઊભા થાય તે બધા અંગે પોતે યોગ્ય અને મક્કમ નિર્ણયો આપનાર માણસ છે એવો તેમનામાં વિશ્વાસ ઊભો કરવો જોઈએ. તેણે શાંત મિજાજ રાખવો જોઈએ. ખરાબ મિજાજ એ કંઈ મક્કમતાનું સ્થાન ન લઈ શકે. તેનાથી ગેરલાભ પણ થાય છે. તેથી પછી એવો મિજાજ સહન કરી શકનારા નકામા માણસો જ તેની પાસે રહે છે. જે માણસ મિજાજ ગુમાવી બેસે છે અથવા પૂરતા કારણ વિના હરઘડી મિજાજ ગુમાવી બેસવાનો ભય રહે છે, તેની પાસેથી સારા માણસો અળગા થઈ જાય છે. અને સારા માણસો ખસી જવાથી બેવડું નુકસાન થાય છે. તમે સારા માણસોને ખોઈ બેસો છો અને ખુશામતિયા નકામા માણસો તમને મળે છે. માણસને જલદી પારખી લેવાની અને તે કેવો છે તે જાણી લેવાની શક્તિ બહુ અગત્યની છે. વહીવટ-કર્તાની પોતાની પાસે વિશિષ્ટ શક્તિ હોવી જોઈએ; અથવા જે માણસ એ કામ કરી શકે તેવો હોય તથા નિઃશંકપણે પોતાનો નિર્ણય આપી શકે તેવો હોય તેવા માણસને તેણે એ કામ સોંપવું જોઈએ.

### સમાજસેવાની ભાવના

જ્યારે અમુક નિર્ણય લેવાઈ જાય અને તેનો અમલ કરવાનો થાય, ત્યારે વહીવટ-કર્તાએ બધી પાયરીનાં પોતાનાં માણસોમાં એક પ્રકારની સામાજિક ભાવના ઊભી કરવી જોઈએ. જે કોઈ મોટો નિર્ણય લેવાય, અને જ્યારે કોઈ કામ કરવાનું થાય, ત્યારે તે શા માટે છે તથા તેનું પ્રયોજન સારું તથા પ્રશંસાપાત્ર છે એવું પોતાનાં માણસોને લાગે, એ તરફ તેણે લક્ષ રાખવું જોઈએ. તેઓને એમ લાગવું જોઈએ કે એ કામ કરવાથી સમાજની ખરેખર સેવા થશે.

આ મુદ્દો સ્પષ્ટ કરવા માટે હું વારંવાર ટાંકવામાં આવતી એક વાત કહું. મદ્રાસના રાજભવનમાં કેટલાક સલાટો કામ કરતા હતા: કોઈએ જઈને તેમાંના એકને પૂછ્યું કે 'તું શું કરે છે?'

તેણે જવાબ આપ્યો, 'હું પથરા ટાંકું છું, તમે જોતા નથી?'

પેલાએ બીજાને પૂછ્યું, 'તું શું કરે છે?'

તેણે જવાબ આપ્યો, "સાહેબ, હું ગરીબ માણસ છું અને મારી રોજી કમાઉં છું."

ત્રીજા માણસને એ જ પ્રશ્ન પૂછવામાં આવતાં તેણે જવાબ આપ્યો, 'સાહેબ, હું બુદ્ધ ભગવાનની મૂર્તિ ઘડું છું.' ચોથાએ જવાબ આપ્યો, 'સાહેબ, અમે ગાંધી-મંડપ બાંધીએ છીએ, અને તે મંડપ પ્રાર્થનાનું એક પવિત્ર ધામ બનશે.'

નિર્ણીત થયેલી બાબતનો અમલ કરવાનું જેઓને ભાગ આવ્યું હોય તે સૌમાં આ છેલ્લા માણસની ભાવના દાખલ થવી જોઈએ.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



### કાર્યકુશળતા

સો વર્ષ અગાઉ, બ્રિટનના અમલદારો અણઘડ, અજ્ઞાન અને મોટે ભાગે લાંચિયા હતા. આજે તેઓ કાર્યકુશળ, માહિતગાર અને ઉચ્ચ પ્રામાણિકતાવાળા છે. આ બીના હું બ્રિટિશ કાઉન્સિલના એક પ્રકાશન-માંથી ટાંકું છું. આપણા દેશમાં પણ આપણે અમલદારોના આદર્શ સમૂહ માટે આશા રાખી શકીએ; — જો લોકશાહીનું રાજકારણ અને નાતજાતનું રાજકારણ તેમ કરવા દે, અને પ્રગતિ અને નિષ્પક્ષતાને રૂંધી ન નાખે તો.

પાર્લમેન્ટ અથવા રાજ્યોની ધારાસભાની સત્તા સર્વોપરી છે અને હોવી જોઈએ; પરંતુ જો ધારા-સભામાં કે બહાર કામ કરતાં રાજકીય કે સામાજિક મંડળો નોકરીઓમાં ભરતી કે બઢતીના કામમાં દબાણ લાવે, તો લોકશાહીનું ધ્યેય વિફળ જ બનવાનું. આઝાદ બનેલા હિંદમાં એવી આશા રખાતી હતી કે, ક્રાંતિ અને સત્યાગ્રહની લડતોમાં જન્મેલા રાજકીય કાર્યકર્તાઓ તરત જ વહીવટ-કર્તાઓ બનવાનું શીખી જશે. પરંતુ એ પ્રક્રિયા બહુ ધીમી રહી છે. તેને બદલે, સામે છેડે થયું છે એવું કે, વહીવટ-કર્તાઓ રાજકારણી બનવા લાગ્યા છે; અને એ વસ્તુ ખતર-નાક છે.

### ધંધામાં

મેં જે કહ્યું છે, તે પ્રધાનો અને સરકારી વહીવટ-કર્તાઓને લાગુ પડે છે એટલું જ નહી પણ બધાં બિન-સરકારી તંત્રો — ભલે પછી તે ઉદ્યોગને લગતાં હોય કે વહેંચણીને લગતાં વાહનવ્યવહારને લગતાં હોય — તે સૌને લાગુ પડે છે. કોંગ્રેસે ઊભી કરવા ધારેલી સમાજવ્યવસ્થાને લગતો ઠરાવ પસાર થયા બાદ મોટા ગંજાવર ધંધાઓના દિવસો પૂરા થયેલા માનવામાં આવે છે. પરંતુ વસ્તુતાએ તેમ નથી. મોટાં તંત્રોની હજુ પણ જરૂર રહેવાની અને તેઓ ચાલુ રહેવાનાં. ભારે કરવેરા અને નફાનું ઓછું ધોરણ એ વસ્તુઓ ખાનગી સાહસોને માટે જરૂર પ્રતિબંધક નીવડવાની. પરંતુ યુદ્ધના દિવસોને ધોરણે ગંજાવર નફાઓ હવે ભલે ન થતા હોય, અને કર-વેરાનું ભારણ દરેક અંદાજપત્ર વખતે વધુ મોટું થતું જ જતું હોય, તોપણ મોટા ધંધાઓ માટે હજુ આકર્ષણ રહેવાનું જ. જ્યાં સુધી આવડત અને શક્તિનું અસ્તિત્વ છે, ત્યાં સુધી — નફા મળે કે ન મળે, અથવા કરવેરા હોય કે ન હોય, તોપણ—મોટા ધંધાને ભક્તો મળી રહેવાના જ. એ અર્થમાં મોટા ધંધાનું ભવિષ્ય અમર છે. માનવસ્વભાવમાં એક ચમત્કારી ગુણ રહેલો છે. સ્વાર્થ અને નફાનું આક-ર્ષણ છે ખરું. પરંતુ માણસમાં એવો એક સબળ સર્વસત્તાધીશ પણ રહેલો હોય છે કે જે કશી ગણ-તરીઓને લક્ષમાં લેતો જ નથી. મોટા માણસો મોટાં કામ કરતા જ રહેવાના; કારણ કે તેમ કર્યા વિના તે રહી શકતા જ નથી. આમ, સારું વહીવટી-તંત્ર ખાનગી સાહસ તેમ જ કલ્યાણ-રાજ્ય બંને માટે એક મહાપ્રશ્ન છે.

ચારિત્ર્યની મૂળભૂત આવશ્યકતા માટે મેં ટૂંક ઉલ્લેખ કર્યો છે; પરંતુ તેનો વિસ્તાર મેં નથી કર્યો, કારણ કે એ વસ્તુ તો સૌ કોઈ સ્વીકારે છે જ. મેં જે એમ પણ કહ્યું કે, એ વસ્તુ એકલી પૂરતી નથી, એ પણ સાચું છે. પરંતુ એના વિના તો બીજું કાંઈ જ ઉપયોગી ન નીવડે, એ યાદ રાખવું જોઈએ. દિવસના પ્રકાશની પેઠે તેની ઘણી અગત્ય હોવાથી જ આપણે તેને ગણતરીમાં લેવાનું ભૂલી જઈએ છીએ. સૂર્ય-પ્રકાશ જેમ જીવનની દરેક ભૂમિકાએ જરૂરી છે, તેમ જ ચારિત્ર દરેક ભૂમિકાના વહીવટ-કર્તા માટે — મુખ્ય મંત્રીથી માંડીને છેલ્લા દરજ્જાના સરકારી નોકર સુધી — આવશ્યક છે.

આ વાર્ષિક વ્યાખ્યાનમાળા જેના પ્રેરક નામ હેઠળ અપાવાની છે, તથા જેમની સેવાઓ વિના આપણે બરાબર ચલાવી શકીએ તેવા થઈએ, ત્યાર પહેલાં જ જેમને આપણી પાસેથી લઈ લેવામાં આવ્યા છે, તે સરદારશ્રીની સ્મૃતિને ફરીથી અંજલિ અર્પીને હું આ મારું પ્રારંભિક વ્યાખ્યાન પૂરું કરું છું. તમે સૌએ મારી વાત લક્ષપૂર્વક તથા ધીરજપૂર્વક સાંભળી, તે બદલ હું તમારા સૌનો આભારી છું.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# 'વિદ્યાર્થીઓ અને શિસ્ત'

હમણાં હમણાં વિદ્યાર્થીઓની શિસ્તનો પ્રશ્ન વળી પાછો સૌનું ધ્યાન ખેંચી રહ્યો છે. અને દેશમાં, ખાસ કરીને ઉત્તરપૂર્વમાં, હમણાં જે બનાવો બન્યા છે, તેથી તેનું મહત્ત્વ સૌના ધ્યાનમાં આવ્યું છે.

પ્રશ્ન એ થાય છે કે, વિદ્યાર્થીઓમાં શિસ્ત જેવું રહ્યું નથી, તો તેનાં કારણો શાં છે? કેટલાક ઉપર-છલ્લા વિચારકો આનો આખો ટોપલો ગાંધીજીને માથે ઓઢાડે છે. તેઓના મતે, ગાંધીજીએ જ્યારથી વિદ્યાર્થીઓને રાજકારણી ચળવળોમાં સંડોવ્યા, ત્યારથી આ અશિસ્તનાં બી વવાયાં છે; અને તેનાં પરિણામ દેશ આખો અને ખાસ કરીને વિદ્યાર્થીજગત ભોગવી રહ્યું છે.

કંઈક આવો જ પ્રશ્ન એક પત્રકારે ગાંધીજીને પૂછેલો કે: શું વિદ્યાર્થીઓને રાજકારણમાં ઘસડી લઈ જનાર પહેલા ગાંધીજી જ ન હતા?

તેના જવાબમાં તા. ૭–૯–'૪૭ના હરિજનમાં ગાંધીજીએ કહેલું કે:

'વિદ્યાર્થીઓ શાળાઓમાં કે કૉલેજોમાં હોય ત્યારે, પોતાની જાતને રાજકારણમાં હોમી દેવાને મેં તેમને આમંત્ર્યા ન હતા. મેં અહિંસક અસહકાર (તેમના મનમાં) ઠસાવ્યો હતો. મેં તેમને આ કેળવણીની સંસ્થાઓ ખાલી કરી આઝાદીના જંગમાં ઝંપલાવવાનું સૂચવ્યું હતું. મેં તો રાષ્ટ્રીય વિદ્યાપીઠો, રાષ્ટ્રીય શાળાઓ અને રાષ્ટ્રીય કૉલેજોને ઉત્તેજન આપ્યું હતું. કમ-ભાગ્યે ચાલુ કૉલેજો અને શાળાઓનું છટકું વિદ્યાર્થીઓ માટે ખૂબ મજબૂત બન્યું છે. માત્ર મૂઠીભર તેમાંથી છટકી શકેલા. એટલે મેં વિદ્યાર્થીઓને રાજકારણમાં નાંખ્યા એમ કહેવું યોગ્ય નથી. વધુમાં, જ્યારે ૨૦ વર્ષના દક્ષિણ આફ્રિકાના દેશવટા બાદ હું ૧૯૧૫માં હિન્દુસ્તાન પાછો ફર્યો ત્યારે, વિદ્યાર્થીઓ ભણવામાં રોકાયેલા હતા ત્યારે પણ રાજકીય જીવનમાં સંડોવાયેલા જ હતા. સંભવતઃ બીજો રસ્તો જ ન હતો.'

ગાંધીજીની આટલી સ્પષ્ટતા પછી આ અશિસ્તના દોષનો ટોપલો ક્યાં જઈ ઊંધો વાળવો, એ પ્રશ્ન ઊભો જ રહે છે. વિનોબાએ એ વિષયના ઊંડાણમાં ઊતરી શ્રીકાકુલમ (આંધ્ર)માં કહ્યું છે કે:

"મારો તો એવો અનુભવ છે, કે જે સભામાં વિદ્યાર્થીઓની સંખ્યા વધારે હોય છે, તેમાં વધારે શાંતિ રહે છે. એ અનુભવ દર્શાવે છે કે તેઓ સારી રીતે શાંતિ રાખનારા, ભારે પ્રેમી તથા વિનયી છે. આજે તેમને જે વિદ્યા મળે છે, તેમાં શિક્ષકોને માટે આદરભાવ પેદા થાય એવું કશું હોતું નથી. તેમ છતાં પણ તેઓ શાંતિ રાખે છે અને શિક્ષકોને માટે આદરભાવ રાખે છે, એની અમને નવાઈ લાગે છે. જે દિવસે ભારતને આઝાદી મળી, તે દિવસે અમે કહ્યું હતું, કે જેમ નવા રાજ્યની સાથે નવો વાવટો આવે છે, તે જ રીતે નવા રાજ્યની સાથે નવી કેળવણી પણ આવવી જ જોઈએ. આ દેશમાં ગુલામી રાખનારાઓને જે વિદ્યા અનુકૂળ લાગતી હતી, તે જ વિદ્યા હજી પણ ચલાવવામાં અમને બુદ્ધિહીનતા સિવાય બીજું કશું દેખાતું નથી."

(હરિજનબંધુ, તા. ૧૨–૧૧–'૫૫)

આમ, વિનોબા તો સાફ જણાવે છે કે, જ્યાં સુધી કેળવણીની પ્રથા નહીં બદલાય, ત્યાં સુધી વિદ્યાર્થીઓ ઠરવાના નથી; અને આજે જે શાંતિ અને શિસ્ત દેખાય છે તે જ નવાઈની વાત છે. કેળવણીકારોને આ વાત સમજાઈ છે ખરી; પણ કરવું શું તેની ક્યાં તો તેમને ગમ પડતી નથી, અને જો પડી છે તો તેમનામાં તેમ કરવાની હિંમત નથી. વિનોબાના શબ્દોમાં કહીએ તો તેઓ 'લકીરના ફકીર' હોય છે. નવી કેળવણી કેવી હોવી જોઈએ એ વિષય અહીં પ્રસ્તુત નથી. પણ, કેળવણીમાં ફેરફાર થવો અત્યંત જરૂરી છે એ વાતનું, વિદ્યાર્થીઓનું વર્તન સાફ સૂચન છે. જૂની પ્રથાની અપૂર્ણતા અને નકામાપણાને આ શિસ્તનો પ્રશ્ન પુરવાર કરે છે.

પણ આ ઉપરાંત કેટલાંક બીજાં કારણો પણ વિદ્યાર્થીઓના અશિસ્તને માટે તેટલાં જ જવાબદાર છે.

હાલમાં આંતરરાષ્ટ્રીય સંપર્ક વિજ્ઞાનને કારણે ખૂબ વધી ગયો છે. અને પરિણામે છાપાં, પુસ્તકો, ચિત્રો, સિનેમાઓ, પ્રતિનિધિમંડળો, અને પ્રદર્શનો

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



દ્વારા ભિન્ન ભિન્ન દેશો આપણે ત્યાં તેમની સંસ્કૃતિ અને સિદ્ધિઓના રંગબેરંગી સાથિયા પૂર્યે જ જાય છે. અને તેમાંયે વિદ્યાર્થીઓ આગળ તો ખાસ કરીને. આ પ્રચારમાં સામ્યવાદી અને લોકશાહી બંને પ્રકારનાં રાષ્ટ્રોનો સમાવેશ થાય છે. આ બધાંને પરિણામે વિદ્યાર્થીઓના મનમાં ભારે અસંતોષ ઊભો થયો છે. અને તેમને જરા કંઈક અણગમતું થાય છે કે તરત જ તેઓ સમસમી ઊઠે છે. તેમને એમ થાય છે કે બીજે બધે વિદ્યાર્થીઓ માટે સ્વર્ગ છે, અને આપણે ત્યાં ભારતમાં આ નરકાગાર કેમ?

એમને થયેલો આ અસંતોષ ન થવો જોઈએ એવું કહેવાનો આશય નથી. પરંતુ એ અસંતોષને યોગ્ય દિશામાં વાળી, એને યોગ્ય જવાબદારીમાં જોતરી, તેમાંથી દેશનું નવનિર્માણ કરી લેવાની દેશની નેતાગીરી પાસે ક્યાં તો આવડત નથી, ક્યાં તો તેમને તે માટેની ફુરસદ નથી. આથી ઊલટું આ અસંતોષનો વિવિધ પક્ષોએ પોતાના લાભને માટે જ ઉપયોગ કર્યો એ આપણા દેશની મોટી કમનસીબી છે. અરે એમની જાળ તો એટલી લાંબી પથરાઈ છે કે, શાળાકૉલેજોના વિદ્યાર્થીઓ અને સંસ્થાના નાના મોટા ઝઘડાઓ આપસી સમજૂતીથી પતવવાને બદલે, તેમણે તેમાંથી વિદ્યાર્થીઓને ઉશ્કેરી એમની લાગણીવશતાનો લાભ લઈ હંમેશાં વાતનું વતેસર કર્યું છે; અને તેનાં પરિણામનો ભોગ બિચારા વિદ્યાર્થીઓને બનાવ્યા છે.

વિદ્યાર્થીઓ નવું ઝંખે છે. એટલે જૂની વાતો સામે તેમને જે ફરિયાદ હોય, અગવડ હોય, મુસીબત હોય – એ બધાનો ઉકેલ આણવા, આઝાદી પહેલાંના કાળની પરંપરાને અનુસરી, તેઓ હંમેશાં રાજકારણી પુરુષો પાસે જાય છે. અને આમ તેમનું નેતૃત્વ હજુ પણ રાજકારણી પુરુષો પાસે રહ્યું છે. અને તેનો તેમણે લાભ (?) પણ ઉઠાવ્યો જ છે.

રાજકારણી પુરુષો પાસે વિદ્યાર્થીઓનું નેતૃત્વ ગયું છે તેને માટે કેળવણીકારો જવાબદાર છે. જો એ નેતૃત્વ તેમના હાથમાં રહ્યું હોત, તો આજે જે પ્રશ્નો તેમને સતાવી રહ્યા છે, તે સહેલાઈથી ઊકલી ગયા હોત. કંઈ નહીં તો વિદ્યાર્થીઓનાં શિસ્તનો પ્રશ્ન તો ન જ ઊભો થયો હોત. જે ઝડપે જમાનો બદલાઈ રહ્યો છે અને જે નવી નવી આકાંક્ષાઓ ખડી થઈ રહી છે તેનું પ્રતિબિંબ અને પડકાર કેળવણીકારો ઝીલી શક્યા હોય એમ લાગતું નથી; અને તેથી તેઓ પાછળ પડી ગયા છે. ગાંધીજીએ પણ આ જ વાત કહી હતી :

'આખીયે કેળવણીએ, જે દેશમાં તે અપાતી હોય તે દેશના વિકાસમાં દેખીતી રીતે મદદરૂપ થયે જ છૂટકો. હિંદમાં કેળવણીએ એ હેતુ પાર પાડ્યો નથી એ વાતની કોણ ના પાડશે?' (હરિજન, તા. ૭-૯-'૪૭)

પરિણામે કેળવણીકારોનું નેતૃત્વ ચાલ્યું ગયું છે. તેઓ કંઈક બીજી જ ધમાલમાં પડ્યા લાગે છે. હાલમાં કેળવણીના ક્ષેત્રમાં જે ધમાલ અને ફેરફારો ચાલે છે, તે બધામાં વિદ્યાર્થી જ ભુલાઈ જતો હોય એમ લાગે છે. આપણે આપણી કેળવણીની સંસ્થાઓ અને યુનિવર્સિટીઓને આખા ભારતને, અરે! સમગ્ર જગતને, ઉપયોગી બનાવવાનાં સ્વપ્નાંમાં રાચીએ છીએ. ત્યારે તે જ સંસ્થાઓના રોજના અનુભવમાં આવનારા વિદ્યાર્થીઓને તો ત્યાંનું પોલાણ રોજ જોવા મળે છે. અને પરિણામે તેમના પોતાના ગુરુજનો માટેનો આદર અને સંસ્થા માટેની મમતા અને માન મૃતપ્રાય બનવા પામ્યાં છે.

આ બધું કહીને વિદ્યાર્થીઓને કંઈ પણ કરવાપણું રહેતું નથી એવું સ્થાપિત કરવાનો ઇરાદો નથી. તેમને તો ઘણું જ કરવાનું છે. સૌ પ્રથમ તો તેમણે જાગૃત રહેવાની ખૂબ જ જરૂરિયાત છે. તેમની પ્રવૃત્તિ કે ચળવળનો બીજો કોઈ ગેરલાભ ઉઠાવે નહીં તે તેમણે ખાસ જોવું જરૂરી છે. તેઓ માંહોમાંહે એકતા સાધે અને નેતૃત્વ કેળવે, પોતાની સંસ્થાઓ પ્રત્યેની મનોવૃત્તિ ફેરવે, તો તેમને માથે છાસવારે આવતો અશિસ્તનો આરોપ અને પરિણામે અપાતાં ઉપદેશાત્મક પ્રવચનોનો તેઓ ભોગ ન બને. આ સિવાય બીજું શું કરવું તે માટે ગાંધીજીનો એક વધુ ફકરો ટાંકવાની લાલચ રોકાય તેમ નથી.

'જ્યારે વિદ્યાર્થીઓ ચળવળિયા મટશે, ગંભીરપણે અભ્યાસમાં લાગશે, અને શાંત વાતાવરણ ઉત્પન્ન થશે, ત્યારે તે (Distemper –મિજાજીપણું) અદૃશ્ય થઈ જશે. વિદ્યાર્થીઓના જીવનને સંન્યાસીઓના

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



જીવનની સાથે સરખું બનાવીને ઠીક જ કર્યું છે. વિદ્યાર્થી સાદું જીવન અને ઉચ્ચ વિચારોનું પ્રતીક હોવો જોઈએ. તે શિસ્તનું જીવતું જાગતું પ્રતીક હોવો જોઈએ. તેને તેના અભ્યાસમાંથી આનંદ મળવો જોઈએ. . . . વિદ્યાર્થી જ્ઞાનમાંથી વધુ જ્ઞાન તરફ આગળ વધે, તેના કરતાં બીજો ભારે આનંદ કયો હોઈ શકે?' (હરિજન, તા. ૧૭–૮–'૪૮)

વિદ્યાર્થીને પોતાના ભણતરમાંથી જ રસના ઘૂંટડા મળવા જોઈએ. એ જો મળે, તો તેને બીજા રસો ન ખેંચી શકે. તેને માટે એક બાજુએ જેમ વિદ્યાર્થીએ પોતે પોતાનું લક્ષ પોતાની આગળ જ સ્પષ્ટ કરવાનું છે, તેમ બીજી બાજુ જેઓના હાથમાં દેશની કેળવણીનું તંત્ર છે, તેમણે પણ એ કેળવણી વિદ્યાર્થીઓની સર્વ શક્તિઓને પોષે, ઉત્તેજે અને કુશળ કર્મોમાં વ્યાપૃત કરે, એવી બનાવવા માટે ખ્યાલ રાખવાનો છે. અત્યારે જે ઢબે આખું તંત્ર ચાલે છે, તે ઢબે હજુ આઝાદી બાદ લાંબો વખત ચાલવા દેવામાં – ગબડવા દેવામાં આવશે, તો દેશને માટે તો નહીં, પણ એ દેશની કેળવણીના સૂત્રધારો માટે દુઃખના દિવસો છે, એમાં શંકા નથી. તેઓ નવા યુગની નવી જરૂરિયાતો પ્રત્યે જાગ્રત બનશે? કે જૂની સડેલી સત્તાઓની પેઠે, તેમની સામે ઊઠતો અસંતોષનો વંટોળ તેમનો અંત લાવે એની જ રાહ જોતા બેસી રહેશે?

**રમેશ મ. ભટ્ટ**

# માંડૂક્યોપનિષદનો સ્વાધ્યાય–૨

[ ગતાંકથી ચાલુ ]

## શાંતિપાઠ

દરેક ગ્રંથની શરૂઆત પ્રાર્થના કે મંગળ વાક્ય અથવા શાંતિપાઠથી કરવાનો આપણો જૂનો રિવાજ છે. ઉપનિષદની શરૂઆત જે પ્રાર્થનાથી થાય છે તે 'શાંતિપાઠ' કહેવાય છે. માંડૂક્ય ઉપનિષદ નીચેના શાંતિપાઠથી શરૂ થાય છે:–

ॐ भद्रं कर्णेभिः शृणुयाम, देवाः,
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरंगैस्तुष्टुवांसस्तनूभिर्
व्यशेम देवहितं यदायुः ।।
भद्रं नो अपि वातय मनः ।।
ॐ शान्तिः शान्तिः शान्तिः

### પદાર્થ

ॐ भद्रं = કલ્યાણ (કરનારી વસ્તુઓને) कर्णेभिः = કાનો વડે शृणुयाम = અમે સાંભળીએ, देवाः = હે દેવો! भद्रं = કલ્યાણને पश्येम = અમે જોઈએ, अक्षभिः = આંખો વડે, यजत्राः = યજ્ઞધર્મનું પાલન કરતા રહેતા અમે; स्थिरैः = નીરોગી અને મજબૂત એવાં अंगैः = (અમારાં) અંગો વડે, तुष्टुवांसः = (તમારી) સ્તુતિ કરતા (અમે) तनूभिः = (અમારાં) શરીરો વડે, व्यशेम = (અમે) ભોગવીએ, देवहितं = (તમે) દેવોએ (અમારે માટે) ઠરાવેલું, અથવા દેવોના હિતમાં – દેવ પ્રીત્યર્થે, यद् = જે आयुः = (અમારું) આયુષ્ય (તેને).

भद्रं = શુભ, કલ્યાણ તરફ नो = અમારા, अपि = પણ वातय = પ્રેરણા કર मनः = મનને

### અન્વય

ॐ (हे) देवाः, (वयम्) यजत्राः कर्णेभिः भद्रं शृणुयाम, अक्षभिः भद्रं पश्येम, स्थिरैः अंगैः तनूभिः (च) तुष्टुवांसः (वयम्) यद् आयुः (तद्) देवहितम् व्यशेम ।। नः मनः अपि भद्रं वातय ।।

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

### અર્થ

ॐ હે દેવો, યજ્ઞધર્મનું પાલન કરતા રહેનારા અમે કાનો વડે કલ્યાણ (કરનારી વસ્તુઓ) સાંભળીએ, આંખો વડે કલ્યાણ (કરનારી ચીજો) જોઈએ; અમારાં નીરોગ અને મજબૂત અંગો તથા શરીરો વડે તમારી

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



સ્તુતિ કરતા કરતા, જે આયુષ (અમારે માટે તમે ઠરાવ્યું હોય) તેને, દેવોના હિતમાં — દેવપ્રીત્યર્થે અમે ભોગવીએ! (હે દેવો, આમ અમે માગીએ છીએ; એ પ્રમાણે અમારો જીવનપથ કાપવાનો અમે સંકલ્પ કરીએ છીએ.)

અમારા મનને પણ કલ્યાણ તરફની જ પ્રેરણા કર.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

[આ ટૂંકી પ્રાર્થના ભારે અર્થગંભીર છે. તેમાં ટૂંકમાં છતાં પૂરો જીવનમંત્ર કહી દીધો છે. જીવન યજ્ઞમય હોવું જોઈએ — મનુષ્યે 'यजत्र' યજ્ઞધર્મનું પાલન કરનારા હોવું જોઈએ. એનો જ અર્થ ફરી કરી આપે છે કે, અમે આખું આયુષ દેવહિતમાં, એટલે કે યજ્ઞાર્થે વ્યતીત કરીએ. એમ યજ્ઞ-દીક્ષિત જીવનવાળા માણસની બધી ઇંદ્રિયો અને આખું શરીર યોગારૂઢ હશે; સંયમથી તેમાં દૃઢતા અને એકાગ્રતા સધાઈ હશે; તેવો માણસ જે કાંઈ કરે તે શ્રેયાર્થે જ કરે. તેનાં બધાં અંગોએ એને માટે જરૂરી એવી પવિત્રતા, દૃઢતા અને સંયમ કે એકાગ્રતા મેળવવી જોઈએ. અથવા કહો કે, એ બધી સાધનસંપતિ અને યજ્ઞમય જીવન અન્યોન્યાશ્રયે રહેલાં છે: એકમેક કાર્ય-કારણરૂપે ઓતપ્રોત છે. એમ જીવન કલ્યાણ કે શ્રેય તરફ જનારું, એટલે કે દેવપરાયણ અથવા તો ભક્તિ અને સેવા કે યજ્ઞમાં પરાયણ હોવું જોઈએ; અને આખું આયુષ્ય — જેવડું વિધિએ આંક્યું હોય તેવડું — તે રીતે પૂરું કરવું જોઈએ — તે જ એક આદર્શથી ભરી કાઢવું ઘટે.

અહીં આગળ ઈશોપનિષદનો નીચેનો મંત્ર (અથવા ગીતાનો સમગ્ર ઉપદેશ) યાદ આવે છે. તે જ વસ્તુ, સંકલ્પ કે પ્રાર્થનાની ભાષામાં, આ શાંતિપાઠમાં આવી જાય છે. ઉપનિદોનો કે યોગ યા સાધનાનો એ સાર છે.

ઈશનો મંત્ર આ છે:—

ईशावास्यमिदं सर्वम् यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथाः मा गृधः कस्यस्विद् धनम् ॥१॥
कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥

'જગતમાં જે કાંઈ છે તે બધું ઈશ્વર વડે વ્યાપેલું છે. તેના ત્યાગ દ્વારા તું (એને) ભોગવ; બીજાના ધનની લાલચ ન રાખ. આ જગતમાં (આ પ્રકારની ભાવનાથી) કર્મો કરતાં કરતાં સો વર્ષ (એટલે કે ઈશ્વરે નક્કી કરેલો મનાતો મનુષ્યના આયુનો આંકડો) જીવવા ઇચ્છવું. તારે માટે એના સિવાય બીજો રસ્તો નથી; તો જ માણસ કર્મના બંધનથી લેપાતો નથી.'

મનને પણ શુભ તરફ જ પ્રેર, એવું જણાવતું શાંતિપાઠ નીચેનું વાક્ય જુદું છે. તેમાં જેને સંબોધન છે, તે એકવચનમાં છે; અર્થાત્ સમગ્ર દેવોની સમષ્ટિરૂપ મૂળ પરમ દેવને જાણે તે સંબોધન છે. ઉપરના શાંતિપાઠમાં કર્ણ, ચક્ષુ, તથા બાહ્ય અંગો અને શરીરોની વાત છે, તેની પૂર્તિરૂપે જાણે એ બધાં કરણોનું અંતઃ એવું જે કરણ મન, તેનો ઉલ્લેખ આમાં કર્યો છે. અમારા મનને પણ શુભગામી — કલ્યાણમુખી કર, એવી તેમાં પ્રાર્થના છે.

મન એ સર્વે કરણો – ઇંદ્રિયો – અંગોનું અંતઃ – અંદરનું કરણ છે અને તેથી સર્વ ઇન્દ્રિયોમાં મુખ્ય છે – રાજા છે. બીજાં અંગો જુદી દિશામાં વળ્યાં હોય તોપણ મન તે દિશામાં ન વળે એમ પણ બને. તેથી તેને પણ આ જુદા વાક્યથી આ ઉપનિષદના શાંતિપાઠમાં ઉમેરી લીધું છે.

આ શાંતિપાઠ ઉપનિષદોની શરૂઆતમાં માત્ર એક પરિપાટી કે વિધિ તરીકે નથી ઉમેરાતા. આ ઉપનિષદનો શાંતિપાઠ ઋગ્વેદનો (૧–૮૯–૮) મંત્ર છે. અને પછીનો ટુકડો ૧૦–૨૫–૧નો ભાગ છે. જુદાં જુદાં ઉપનિષદોમાં જુદા જુદા શાંતિપાઠ મૂકેલા હોય છે. તે શાંતિપાઠો એક રીતે એ ઉપનિષદનો ઉપદેશ કઈ પાર્શ્વભૂમિમાં વિચારાય છે તે દર્શાવવામાં મદદરૂપ બને છે.]

૨૫–૧–'૫૬ મગનભાઈ દેસાઈ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# પ્રાણીશાસ્ત્રની પરિભાષા

[ઑક્ટોબર, ૧૯૫૫ ના અંકથી ચાલુ]

D

Dactile अंगुली
Dactilopodite कवची पंजो
Decapod दशपद
Decomposition विगठन
Defaecation मलोत्सर्ग
Decussation चोकडी
To decussate चोकडी पडवी, चोकडी पाडवी
Deficiency disease अधूरा पोषणथी थता – अयुक्ताहारजन्य रोग
Degeneration अवक्रांति
Deglutination गळी जवानी क्रिया
Delamination स्तरभ्रंश
Dendron कोशशाखा
Dental दांतनुं, दंत्य
Dental formula दंतसूत्र
Dental groove दंतनाळ
Dentary दंतास्थि
Dentate दांतावाळुं
Dentine दंतनी, दंतधातु
Dentition दंतदर्शन
Deposition जमा थवुं
Depressant शामक
Derma चर्म, चामडी, त्वचा
Dermal चर्मल
,, armour चर्म–कवच
,, bone चर्मास्थि
Dermic चर्मल
Dermis नीचली चामडी
(epidermis उपली चामडी)
Descending अवरोही, ऊतरती
(Ascending आरोही, चढती)
Desquamation कांचळी उतारवी
Destructive विनाशक
Destination वसवाट
Detortion व्यस्त आमळ
Development विकास
Determinant निर्णायक
Dextral जमणेरी
Diaphragm उदरपटल
Diagnosis निदान
Diagnostic निदानलक्षी
Diaphysis अस्थिदंड, अस्थिकांड
Diurnal दिवाचर
Differentiate वैशिष्टय पामवुं
Differentiation वैशिष्टय, विशेषता, भेद
Diffuse व्यापवुं, फेलावुं
Diffusible व्यापनशील, फेलाउ
Diffusion व्यापन, फेलावणी
Digestible सुपाच्य
Digestion पाचन
Digestive पाचक
,, system पाचन तंत्र
,, juice पाचक रस
Digitigrade अंगुलचर
Dihybrid द्विगुणलक्षी संकर
Dilator विस्तारक
Dilatable विस्तरणशील
Dilation विस्तरण
Dimorphism द्विरूपत्व
Dioecious एकलिंगी
Diphyodont दूधदंती
Diploblastic द्विस्तरी
Disc बिंब, चकती, रकाबी
Discharge स्राव (२) क्रि० स्रववुं; झरवुं
Discontinuous तूटक,
Dispersal फेलाव
Disintegration विघटन
Disorder अव्यवस्था
Dissection विच्छेदन
Distal दूरस्थ, दूरवर्ती
Diverticulum खांच, शाखा
Divergent वियुक्त, मुक्त, पथरायेलां, जुदां
Ditokous जोडप्रसवी
Ditrematous (१) अवसारणी रहित, (२) वियुक्त लिंगछिद्री
Doliform पीपाकार

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



Dorsal पृष्ठानुवर्ती
( Ventral उदरानुवर्ती )
Dorsolumber कटी-पृष्ठानुवर्ती
Drone नर मधमाख
Duct नळी
Ductule नलिका
Ductless gland अंतःस्रावी ग्रंथि
Duodenum ग्रहणी
Dura mater वज्रपट
( Arachnoid Mater तंतुपट )
P A· Mater मृदुपट

[ ગર્ભવિદ્યાને લગતા કેટલાક શબ્દો એકસામટા વિચારવા અનુકૂળ થઈ પડે. તેથી તેવા કેટલાક શબ્દો તેના સૂચિત પર્યાયો સાથે આપ્યા છે.

Alecithal जरदीहीन
Animal pole भ्रूणव
( Vegetal pole जरदीध्रुव )
Autogamy स्वफलन
Blastoderm गर्भकोष्ठी चर्म
Blastopore गर्भकोष्ठीय छिद्र
Blastula गर्भकोष्ठी अवस्था
Cleavage गर्भकोष्ठी विभाजन
,, Determinate निर्णयात्मक —
,, Indeterminate अनिर्णयात्मक —
,, Discoidal आंशिक विभाजन
,, Holoblastic पूर्ण विभाजन
Cell कोश
,, lineage कोशवंश
( Cytogeny कोशवंश-विद्या; कोश सर्जन )
Centrolecithal मध्यजरदीय
Crossing over पक्षांतरण
Delamination स्तरीकरण
Dermis नीचली चामडी, अंदरनी चामडी
Deutoplasm जरदी ( syn. yolk )
Discoid दाळलक्षी
Ectoderm बाह्यस्तर
( Mesoderm मध्यस्तर; Endoderm अंतःस्तर )
Ectolecithal परिजरदीय
Egg अंड, इंडुं
,, Mosaic भातीगर —
,, Regulationसामान्य —
Embryo काचो गर्भ
Epiblast गर्भकोष्ठीय पट
Epiboly अधिवृद्धि
Epidermis बाह्यचर्म
Ectoderm बाह्यस्तर
Epithelium कोशस्तर
Evagination बहिर्वलन
Fertilization फलन
Flexur वळ, वांक
Graffian follicle अंडशींग
Gamet लिंगकोश; गेमट
Gametogynesis गेमट-वंशविद्या; गेमट-सर्जन
Gastrocoel आवर्त्री विवर
Gastrula आंत्रकोष्ठी अवस्था
Germ अंकुर
,, band अंकुर पट्टी
,, cells लिंगकोश
,, layers ( अंकुरना गर्भना प्राथमिक ) स्तर
,, nucleus उत्तरकेन्द्र
Germinal disc दाळ
Germinal Vascicle अंडकेंद्र
Holoblastic पूर्ण विभाजनशील
Invagination अन्तर्वलन
Larva लार्वा
Megalecithal बृहद्जरदीय
Meroblastic आंशिक विभाजनशील
Metamorphosis कायापलट; रूपांतर
Microlecithal अतिजरदीय
Morula सीताफळी अवस्था
Oviposition अंडप्रसव
Ovulation अंडपात
Oviparous अंडप्रसवी
( ovo-viviparous ) अंडापत्य प्रसवी
Telolecithal अधो जरदीय
Viviparous अपत्य प्रसवी
Yolk plug जरदी पुंज

બંસીલાલ ગાંધી

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# વાડ ચીભડાં ગળે

શાળા મહાશાળાના અભ્યાસક્રમોમાં નાગરિક-શાસ્ત્રનો અભ્યાસક્રમ ઘડવામાં ખાસ ધ્યાન આપણે આપીએ છીએ. આજનું બાળક આવતી કાલનો નાગરિક છે, એની સૂત્રાત્મક વાત આપણે ભારપૂર્વક કરીએ છીએ. કેળવણીનું લક્ષ્ય બાળકને સાચો નાગરિક બનાવવામાં પર્યાપ્ત થયેલું કેટલાક કેળવણી-નિષ્ણાતોને જણાય છે.

શાળાના શિક્ષકો અત્યંત સાવધ રહી, પોતાના વ્યક્તિગત જીવન દ્વારા અને પ્રત્યક્ષ કામો કરાવતાં કરાવતાં સદ્‌ગુણ-સંવર્ધનના પાઠો વિદ્યાર્થીઓને આપે, તો જ અભ્યાસક્રમોમાં આવતું નાગરિકતાનું કે શીલ-સદાચારનું શિક્ષણ કારગત બને. શાળા એ સંસ્કાર-કેન્દ્ર કહેવાય છે. એ સંસ્કાર-કેન્દ્રનો પ્રાણ બાળકો છે, તો એનો સૂત્રધાર શિક્ષક છે. એ શિક્ષકોમાં રહેલું નૈતિક પોલાણ બાળકો પર કેવી અસર પાડે છે, તે નીચેના દૃષ્ટાંતથી સમજાશે.

બાળકો પરીક્ષા આપે છે ત્યારે એ ચોરી કરીને ન લખે, એની ખાસ કાળજી આપણે રાખીએ છીએ. એમના એવા વર્તનને રોકવા માટે પરીક્ષાખંડની ગોઠવણી ખાસ પ્રકારે આપણે કરીએ છીએ, અને પૂર્તિ રૂપે એક નિરીક્ષકને રાખીએ છીએ. તેમાંયે ફાઇનલ કે મૅટ્રિકના જેવી જાહેર પરીક્ષા વખતે તો મોટું તંત્ર આવી ગોઠવણી કરવા માટે કામે લાગી પડે છે.

એવી એક પરીક્ષાની શરૂઆત થઈ. ઘંટ વાગ્યો. બધાં વિદ્યાર્થી ભાઈબહેનો પોતપોતાના નિયત ખંડમાં નિયત સ્થળે બેસી ગયાં. નિરીક્ષક આવ્યા. તેમણે નોટો વહેંચી; બધાંને સૂચના આપી; પ્રશ્નપત્રો વહેંચાયાં. વિદ્યાર્થીઓએ ચપોચપ લખવાનું કામ શરૂ કર્યું.

નિરીક્ષણ કરનારા ભાઈ પોતાની ફરજે ચડી ગયા. બધા વિદ્યાર્થીઓ લખવામાં ગરકાવ થઈ ગયા. નિરીક્ષકભાઈના ઓળખાણવાળો એક વિદ્યાર્થી એ જ ખંડમાં બેસીને પરીક્ષા આપતો હતો. નિરીક્ષક એની પાસે જાય અને એના કાનમાં કંઈ ગણગણે. એમણે એ ચાર વાર આમ કર્યું. છતાં પેલો અબુધ (!) કંઈ સમજે ત્યારે ને! છેવટે નિરીક્ષકની ધીરજ કાબૂમાં ન રહી. એમણે સ્પષ્ટ શબ્દોમાં પેલા વિદ્યાર્થીને માર્ગદર્શન (!) આપવા માંડ્યું.

આ બધું એ જ ઓરડામાં પરીક્ષા આપવા બેઠેલો એક વિદ્યાર્થી જોયા કરતો હતો. એ વિદ્યાર્થી જે શાળામાં ભણતો હતો, ત્યાં એને શીલ અને સદાચારના પાઠો ભણાવવાનો ખાસ આગ્રહ રાખવામાં આવતો હતો. એનાથી આવું જોયું ગયું નહીં. એણે પોતાની જગ્યા પર બેસીને અવાજ કર્યો. નિરીક્ષક આ અવાજ સાંભળી, પેલા છોકરાને છોડી, આ અવાજ કરનારા છોકરા પાસે દોડી આવ્યા. ને કંઈક ઊંચે અવાજે બોલ્યા, 'શું છે?'

'કશું નહીં સાહેબ, મારે એક સવાલ પૂછવો છે.' પેલા બાળકે જવાબ આપ્યો.

'સવાલ તો અંદર પ્રશ્નપત્રમાં લખેલા છે. બીજા કયા સવાલ તમારે પૂછવા છે?'

'તમે પેલા ભાઈને ગણિતના સવાલના જવાબ કેમ કહો છો?'

'તમને વચ્ચે ડહાપણ કરવાનું કોણ કહે છે? બેસી જાઓ. આવ્યા છે મોટા તે!'

વિદ્યાર્થી બેસી ગયો.

નિરીક્ષકભાઈ પોતાનો વિજય થયો હોય એમ રૂઆબભેર આંટા મારતા બોલવા લાગ્યા, 'કોણ જાણે ક્યાંથી આવા આવે છે? અમે તો સત્તરવાર કહેવાના. તમારે ન જોવું હોય તો આંખ બંધ કરો અને ન સાંભળવું હોય તો કાને ડૂચા મારો. દોઢડાહ્યા જણાય છે દોઢડાહ્યા.'

આ છે આપણું નાગરિકતાનું ધોરણ. આ છે આપણા સદ્‌ગુણ-સંવર્ધનની વાતોનો નમૂનો. છોકરાએ પરીક્ષા-ખંડની બહાર આવીને મને જે વાત કરી, તે પરથી છોકરાના મનના પ્રત્યાઘાત બરાબર જાણી શકાશે. મને એ કહેવા લાગ્યો. "—ભાઈ, તમે તો મને કહેતા હતા ને કે આપણાથી ચોરી ન થાય. પણ આ તો નિરીક્ષક પોતે જ ચોરી કરાવે છે અને ચોરી કરવાનું કહે છે!'

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



મેં એને વિશ્વાસમાં લઈ સમજાવ્યો. મુખ્ય નિરીક્ષકને મળી મેં વાત કરી પેલા નિરીક્ષકને બદલાવી કાઢ્યો.

'વાડ થઈને ચીભડાં ગળે', એ આનું નામ.

જાગ્રત કેળવણીકારને આમાંથી ઘણું વિચારવાનું મળશે. નીતિનું શિક્ષણ પોતાના જીવનની શુદ્ધિ વગર આપવું અશક્ય છે.

**ચંદ્રકાન્ત ઉપાધ્યાય**

# બુનિયાદી શાળામાં ખેતીનું શિક્ષણ

[પાયાની કેળવણીની શાળાઓમાં વસ્ત્રવિદ્યા શીખવવાનો પ્રબંધ ઘણે ઠેકાણે કરવામાં આવ્યો છે. તે અંગે કેટલાક વિચાર પણ થયેલો છે. ખેતી પણ પાયાની કેળવણી માટે મહત્ત્વનો ઉદ્યોગ છે. પરંતુ જમીન વગેરેની મુશ્કેલીને કારણે બધે તે ઉદ્યોગ સહેજે થઈ શકતો નથી. પણ તેથી તેનું મહત્ત્વ ઓછું થતું નથી. એટલે તે વિષે પૂરતો વિચાર વારંવાર થવો જોઈએ. તે મુજબ વિચાર કરવા માટે ગુજરાત નયી તાલીમ સંઘ તરફથી એક સંમેલન તા. ૧૩-૧૪ સપ્ટેમ્બર ૧૯૫૫ના દિવસોમાં ઊંચાસણના વલ્લભ વિદ્યાલયમાં યોજવામાં આવ્યું હતું. ત્યાં તે ક્ષેત્રમાં કામ કરનારાં ૧૭૨ જેટલાં ભાઈબહેનો ભેગાં મળ્યાં હતાં. તેમણે બે દિવસ વિચારવિનિમય કરીને કેટલાક અભિપ્રાયો બાંધ્યા હતા. તે અંગે મંત્રીએ તૈયાર કરેલી વિસ્તૃત નોંધમાંથી નીચેના મુદ્દા સંક્ષેપમાં ખ્યાલ આપવા માટે ઉતાર્યા છે.]

(૧) નયી તાલીમમાં વસ્ત્રઉદ્યોગ ઉપરાંત ખેતી અને સુથારીને પાયાના ઉદ્યોગો તરીકે પ્રથમથી જ સ્વીકારવામાં આવ્યા છે. પરંતુ અત્યાર સુધીમાં વસ્ત્રઉદ્યોગનો પ્રયોગ વધારે પ્રમાણમાં થયો છે. ખાદી એ પ્રજાશક્તિવર્ધક કાર્યનું મહત્ત્વનું અંગ હોઈ, તેમ જ સહજસાધ્ય હોઈ, તેનો વધારે વ્યાપક પ્રચાર થાય એ સ્વાભાવિક છે. પણ ગ્રામજીવનમાં ખેતી અને પશુપાલનને મહત્ત્વનું સ્થાન છે, તેથી શાળાઓમાં તેને સ્થાન મળવું જોઈએ અને કામ પદ્ધતિસર થવું જોઈએ.

(૨) ગ્રામકેળવણીનું ચિત્ર પૂર્ણ કરવા માટે તેની અંદર ખેતી અને ગોપાલન તેમ જ ખાદી અને ગ્રામોદ્યોગના શિક્ષણનો સમાવેશ થવો જોઈએ. તે વગર ગ્રામજીવન જેમ અધૂરું ગણાય, તેમ કેળવણી પણ અધૂરી ગણાય.

(૩) આવી કેળવણીમાં ત્રણ ઉદ્યોગોની ત્રણ જુદી જુદી શાળાઓ ન હોવી જોઈએ; પણ ત્રણે ઉદ્યોગોનાં — ખાસ કરીને ખેતી અને વસ્ત્રઉદ્યોગોનાં — સંયુક્ત મૂળતત્ત્વો ઉપર રચાયેલી કેળવણી તેમાં અપાવી જોઈએ. ઋતુ અને જરૂરિયાત પ્રમાણે અવારનવાર એક કે બીજા ઉદ્યોગને ઓછોવત્તો વખત આપી શકાય.

(૪) શાળાની ખેતીમાં 'ઋષિખેતી'ની પદ્ધતિએ કામ કરવું જોઈએ. એટલે મનુષ્યબળથી જાતે કોદાળી-પાવડો વાપરીને ખેતીકામ કરવું જોઈએ. તેમાં યંત્રબળને સ્થાન ન હોય. બળદનો ઉપયોગ પણ અત્યંત જૂજ અને અનિવાર્ય પ્રસંગ પૂરતો જ કરવો જોઈએ.

(૫) શાળાઓમાં સંખ્યાબળ મોટું અને જમીન પ્રમાણમાં ઓછી — એ પરિસ્થિતિ સ્વાભાવિક રહેવાની. આવી પરિસ્થિતિમાં ઋષિખેતીની પદ્ધતિથી જ સર્વ બાળકોને કામ આપી શકાય.

(૬) જાપાન, ચીન જેવાં ઘન વસ્તી અને અલ્પ જમીનવાળા દેશો જાતમહેનતની ખેતીની પદ્ધતિએ જ કામ કરીને પોતાના સમાજજીવનનું સમતોલપણું જાળવી રહેલ છે. તેમનો અનુભવ આપણે માટે ઉપયોગી છે. ઉત્પાદનની દૃષ્ટિએ એવી ખેતીની પદ્ધતિ જ વધારે કાર્યસાધક નીવડે છે. શાળાઓ માટે તે સવિશેષ સાચું છે.

(૭) નાનાં બાળકો બળદ પાસે કામ કરાવી શકે નહીં. તેથી શાળામાં બળદ પણ રાખવા મુશ્કેલ છે. કોદાળી, પાવડા, ખરપડી, જેવાં નાનાં સાધનો શાળાઓ સહેલાઇથી વસાવી શકે. તેમ જ કેટલાંક તો વિદ્યાર્થીઓ પોતાનાં પણ રાખી શકે.

(૮) આવી રીતે ખેતી શીખવનાર શાળા પાસે દર વિદ્યાર્થી દીઠ ૦ાા થી ૧ ગુંઠા પ્રમાણે જમીન હોવી જોઈએ.

(૯) શાળા પાસે પાણીનો કૂવો હોવો જરૂરી છે. તે ખેતીકામ માટે તેમ જ પીવાના પાણી માટે અને

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



નાહવા વગેરેની સગવડ માટે જરૂરી છે. પાણીની સગવડ હોય તો જ સઘન ખેતી કરી, બને તેટલા વધારે પ્રમાણમાં પાક લઈ શકાય.

(૧૦) બાળકોએ વાપરવાનાં ઓજારો તેમની ઉંમર અને શક્તિના પ્રમાણમાં તૈયાર કરાવવાં જોઈએ.

(૧૧) કઠણ જમીનનું પડ તોડવું એના જેવાં ભારે કામ શિક્ષકોએ કરી આપવાં જોઈએ; અગર ગામ લોકોની મદદથી કરવાં જોઈએ. જરૂરી લાગે તો એવાં કામો થોડી મજૂરી આપીને પણ કરાવી શકાય.

(૧૨) શાળાના મળમૂત્રનો ઉપયોગ વૈજ્ઞાનિક રીતે કરવાનું રાખવું જોઈએ. આ ખાતર પદ્ધતિસર બનાવવા માટે સહેલી અને સસ્તી રીતો નક્કી થયેલી છે. તે મુજબ વ્યવસ્થા કરવી જોઈએ અને તે કામને શાળાના કામમાં અગત્યનું સ્થાન આપવું જોઈએ.

(૧૩) ખેતી માટે બીજ શાળામાં સંઘરી રાખવાં અને ઉપર મુજબ તૈયાર થયેલા ખાતરનો જમીનમાં ઉપયોગ કરવો અને બને તેટલી બધી મહેનત બાળકો કરી લે એમ રાખવું. તે ઉપરાંત બહારનું ખર્ચ કરવાની જરૂર લાગે તે કરવું અને તેટલું ખર્ચ ખેતીની ઉપજમાંથી પ્રથમ વાળી લેવું.

(૧૪) પાકની પસંદગીમાં પૈસાની ભાષામાં વિચાર કરીને બજારુ પાકો લેવાનો લોભ ન કરતાં, બાળકોના પોષણની પૂર્તિ થાય તેવા પાકો કરવા.

(૧૫) વિદ્યાર્થીની મહેનતની કમાણીમાંથી શાળા ચાલે અને બાળકોના અન્નવસ્ત્રનો ભાર માબાપ ઉઠાવે એ સિદ્ધાન્ત સામાન્ય રીતે ઠીક છે. પણ આજની ગામડાંની સ્થિતિ જોતાં, વિદ્યાર્થીઓની કમાણી તેમના પોતાના ઉપયોગમાં આવે એમ કરવું ઉત્તમ છે.

(૧૬) વિદ્યાર્થીઓ પોતાની સંસ્થાને પોતાની કમાણીનો અમુક ભાગ સ્વેચ્છાએ અર્પણ કરે એવી પ્રેરણા તેમને આપવી જોઈએ. તેને માટે નિયમ બનાવવામાં આવે તો સંસ્થા તેમ જ ગુરુ પ્રત્યેની વિદ્યાર્થીની સ્વાભાવિક શ્રદ્ધા ઝાંખી પડે છે.

(૧૭) ગોપાલન એ ખેતીમાં અંતર્ગત હોઈ બુનિયાદી શાળામાં ખેતીની સાથે ગોપાલનનાં મૂળતત્ત્વો પણ આવે જ.

(૧૮) કોઈ પણ ઉદ્યોગ તો જ શોભે જો તે વાસ્તવિક હોય. એટલે કે તે પૂરી ગણતરી અને ચોકસાઈથી કરવામાં આવે અને તેનાં પદ્ધતિસરનાં પત્રકો તથા વિગતવાર હિસાબ રાખવામાં આવે એ જરૂરી છે.

(૧૯) કોઈ પણ ઉદ્યોગનો અનુબંધ એટલે તે ઉદ્યોગ ઉત્તમમાં ઉત્તમ રીતે કરવો. એટલે કે સમજીને કરવો, ગણતરીપૂર્વક કરવો, યોજનાપૂર્વક અને કુશળતા-પૂર્વક તથા પરસ્પર સહકારથી કરવો. એમ કરતાં ઉદ્યોગનાં અંગ પ્રત્યંગો સમજવા પૂરતાં વિજ્ઞાન, ગણિત વગેરે સ્વાભાવિક રીતે આવી જશે અને તે જ સાચો અનુબંધ થશે.

(૨૦) સમાજજીવનના વહેવારો ચલાવવા માટે આ ઉપરાંત ભાષા, ગણિત આદિ શીખવવાં આવશ્યક હોય તે ઉદ્યોગની સાથે કૃત્રિમ તાણાતાણ કર્યા વગર સહજ અને સરળ રીતે શીખવવાં જોઈએ.

(૨૧) શાળા મારફત ગામની વિવિધ સેવા કરવાના કાર્યક્રમો વખતોવખત યોજવા જોઈએ.

(૨૨) સરકારે નવી કેળવણીને અનુકૂળ ધરમૂળના ફેરફારો પોતાના કેળવણીતંત્રમાં કરવા જોઈએ અને શાળાની સર્વ જવાબદારી ગામની શાળાસમિતિને સોંપીને તેના સંચાલન માટે જરૂરી આવકનું સાધન કરી આપવું જોઈએ. તે ઉપરાંત સરકારે નયી તાલી-મનો અનુભવ ધરાવતા સરકારી તેમ જ બિનસરકારી વિદ્વાનોનું તંત્ર ગોઠવી શાળાસમિતિ તથા શિક્ષકોને માર્ગદર્શન મળતું રહે એમ કરવું જોઈએ.

(૨૩) ઉદ્યોગોને લગતા ઉપલબ્ધ સાહિત્યની યાદી શિક્ષકોના લાભ માટે તૈયાર કરવી જોઈએ અને તેને લગતું નવું સાહિત્ય સર્જવા માટે પ્રયત્ન કરવો જોઈએ.

(૨૪) લાંબી છૂટીની રજાઓ પાડવાથી તેમાં મોટે ભાગે વિદ્યાર્થીઓ રખડતા થઈ જાય છે. માટે રજાઓમાં તેમને માટે પ્રવાસના અને સેવાના કાર્યક્રમો યોજવા જોઈએ. કંઈ પણ કામ વગરની લાંબી રજાઓ વિદ્યાર્થીઓના વિકાસની દૃષ્ટિએ બાધક ગણીને તે રજાઓનો ક્રમ બદલવો જોઈએ.

આજે કેળવણીખાતું રજાનાં સત્રો ઠરાવી આપે છે; તેને બદલે શિક્ષકો અને ગામલોકોને ક્યારે, કેટલી અને કઈ ઢબે રજાઓ રાખવી તે પોતાની અનુકૂળતા પ્રમાણે ઠરાવી લેવાની છૂટ હોવી જોઈએ.

(ગૂ. નઈ તાલીમ સંઘના મંત્રીની નોંધ ઉપરથી ટૂંકાવીને) બિ.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# માસિક વિવેચન

## નરકનું ત્રિવિધ દ્વાર

હિંદના ભાગલાના દિવસોની યાદ આપે એવા બનાવો મુંબઈ રાજ્યમાં — ખાસ કરીને મુંબઈ શહેરમાં અને તેય હિંદની સ્વતંત્રતાના આઠમા વરસના પર્વ ઉપર! — જોવા મળ્યા. કારણ મુંબઈ સહિત સંયુક્ત મહારાષ્ટ્રનું આંદોલન બન્યું.

કહેવાય છે કે, માણસ સામાજિક પ્રાણી છે, સમાજ તેને અમુક સુધારામાં રાખે છે. માણસની પશુવૃત્તિ ઉપરનો સમાજનો આવો કાબૂ — અથવા લોકભાષામાં કહીએ તો 'એ આંખની આવી શરમ' — બહુ ઊંડે સુધી ઊતરતાં હોતાં નથી. સુધારાનું આ જાતનું પડ આપણા શરીરની ચામડી જેવું જ પાતળું અને રૂપાળું હોય છે. તે જો કોઈ કારણે તડકી જાય કે ચિરાય, તો નીચે એવી જ ગંદકી જોવા મળે છે.

આ પ્રકારનો ચીરો સમાજમાં પડે, ત્યારે તેના કારણમાં આપણી સૌની અંદર રહેલી કેટલીક મૂળ પાપવૃત્તિઓ જ રહેલી હોય છે. શાસ્ત્રોએ અને સંતોએ ફરી ફરીને તે કહી છે; જુદાં જુદાં નામો આપીને મૂળ એ જ એક વાત કરી છે. काम एषः क्रोध एषः रजोगुणसमुद्भवः। (ગીતા – ૩–૩૭) मा गृधः कस्यस्विद् धनम। (ईशोपनिषद – १); पापमूल अभिमान। (તુલસીદાસ). त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः। कामः क्रोधस्तथा लोभः . . . । (ગીતા ૧૬–૨૧)

કામ અથવા લોભ જ્યારે અતિ હદે વ્યાપે અને તેમાં અભિમાન ભળે, ત્યારે ક્રોધ અને વેર રૂપે તે પ્રગટે છે. અને આ બે વસ્તુઓ આગ જેમ ભરખી ખાનારી છે. સંયુક્ત મહારાષ્ટ્રના આંદોલને મુંબઈ અંગે આવી વૃત્તિઓ પ્રેરી અને તેમાં કોઈએ પાછું વાળીને ન જોયું! પરિણામે મુંબઈ નગરી સળગી અને તેને શાંત કરતાં અનેક જાન લેવા પડ્યા અને કેટલોય માલ નાશ પામ્યો.

આ આગમાં પણ કેટલાંય અજાણ નરનારીઓ હશે, જેમણે જાનને ભોગે પણ માનવ કરુણાના શાંત જલથી પોતાની આસપાસની અમાનવતાને ઠારી હશે. મનુષ્ય સમાજ એવા અમૃત-જળને જોરે સનાતન ટકે છે અને એક વાર તો શ્રદ્ધાને પણ ડગાવે એવા કારમા બનાવો છતાં તેને કાયમ રાખવાનું ધૈર્ય પ્રેરે છે.

આ હું લખું છું ત્યારે મારા મનમાં કેવળ મહારાષ્ટ્ર જ નથી. આજે નવી પ્રાંતરચનાના અંગે જે જોવા મળે છે, તેમાં સર્વત્ર આજે લોભ અને મોહ ઓછાવત્તો વ્યાપેલો છે. દરેક પોતાપોતાના માટે આ વિચારે અને આત્મનિરીક્ષણ કરે અને સંત કવિએ કરેલી પ્રાર્થના દ્વારા નમ્ર બને — "पापाची वासना नको दाऊं डोळां."

૨૬–૧–'૫૬ મ૦

## રાજ્યરચના વિકાસ અને એકતા

આજે સ્વાતંત્ર્યદિન છે. ૭ વરસ ઉપર આપણે ભારતનું સંઘરાજ્ય રચ્યું. તેને આજે સાતમું વરસ બેસે છે. તે દરમિયાન આપણે નાની મોટી ઘણી સિદ્ધિઓ મેળવી છે. પ્રાચીન ગૌરવને ગાવાની પેઠે એનેય ગાવામાં દોષ થાય એવી આજે આપણી દશા છે. તે બધી સિદ્ધિઓ જરાકમાં ચોળાઈ તો ન જાય! સાવધાનીની ખૂબ જરૂર છે.

આજે આપણે એક નવું મોટું કામ ઉપાડ્યું છે. દેશી રાજ્યોના વિલયન જેવું જ ભારે અને દૂરગામી છે :– આપણા રાષ્ટ્રની નવી પ્રદેશરચના.

આપણે સદ્‌ભાગ્યે, દેશીરાજ્યોનું કામ આપણે બરોબર તેને શુભ ચોઘડિયે ઉપાડ્યું. તેને માટે સરદાર જેવા કાબેલ કરવૈયા આપણી પાસે હતા. એ કામ જો સવેળા ત્યારે ન થયું હોત તો? આજે જો એ કરવાનું ઊભું હોત તો? તો શું થાત એ વિચારતાં ચકરી આવે એવું છે.

નવી પ્રાંત-રચનાનું કામ તે પછી ત્યારે તરત ઉપાડ્યું હોત તો? — એવો વિચાર પણ આવે છે. એ પણ થોડાંક સ્વરાજનાં પહેલાં કરવા જેવાં કામોમાંનું એક હતું ને છે. પણ આપણે એમાં ગોથું ખાધું. તેને સરળતાથી ઉકેલવા માટેનું વાતાવરણ પછી ઓસરી ગયું, અને છતાં તે એવું જરૂરી હતું કે, હાથ પર લેવું તો પડ્યું. પણ તેમાં બરકત નથી આવતી. એથી કંટાળી કેટલાક તો તેને પાછું ઢીલમાં નાંખવા, સ્થગિત

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



કરવા, મોકૂફ કરવા, કહે છે. એમ થાય તો તે બીજી ભૂલ થશે.

એસ. આર. સી. રિપોર્ટને આધારે કરવા જતાં વાંધા ને વિરોધો ને મારામારી વગેરે જાગ્યાં. તે જોઈને હમણાં એક નવું નીકળી પડ્યું છે કે, મોટા મોટા પાંચ છ પ્રદેશો પાડી દો! આ વસ્તુ જો નબળાઈમાંથી અને પંચાતોથી કાયર થઈ તેમાંથી છુટકારાના ભાવથી થતી હશે, તો તેમાં ભાગ્યે કશું સાચું હાંસલ થાય.

પ્રદેશરચનાનું કામ શું કામ જોઈએ છીએ? સાચી સ્વરાજસાધના વધુ સુગમ બને તે માટે જ ને? તો તેનો મૂળ વિચાર અંતે અવગણાયેલા પડેલા સામાન્ય મૂક અભણ પ્રજાજનની દૃષ્ટિએ કરવો જોઈએ. તેથી જ તેની ભાષામાં રાજ્યવહીવટ બધો ચાલે એ જરૂરી છે. આ મુદ્દો જતો કરો, પછી કયો બીજો મુદ્દો રહે છે, કે જેને આધારે કાંઈ વિચારી શકાય?

આજે પ્રાંતોની નવરચનાની વાત વિકાસના રાજકારણમાં ફસાઈ પડી છે. તેથી તે મુત્સદ્દીઓનાં મગજ પર જઈને બેઠી છે. વિકાસનું સ્વરૂપ આજે કેન્દ્રિત ધોરણવાળું છે. કરોડો રૂપિયાની કેન્દ્રીય વહેંચણી ઉપર રાજ્યોની, એટલે કે તેના વહીવટદારોની નજર છે. એથી કરીને અહીંયાં પણ પ્રદેશોનો લોભ જ ઉશ્કેરાય છે. દરેક પ્રદેશ વિકેન્દ્રિત ઢબે વિકાસને માટે લોકવ્યાપી કામો ઉપાડે અને જનતાને તેમાં રસ લેતી કરે, એ લાઈન જ જાણે આજે તો નથી રહી. પરિણામે સાચી સ્પર્ધાને બદલે લોભ અને વર્ચસ્વની મારામારી ચાલી રહી છે. કરોડોની વહેંચણી પર પ્રભાવ પડે એવું પ્રદેશ-બળ કેમ પેદા થાય, તેનાં લેખાં રાજકારણીઓ માંડે છે; કેન્દ્ર પર વર્ચસ્વની નજર રાખી પ્રદેશો ચાલે છે. આની અસરથી પ્રદેશને મોટા કરો, તેની ઝોન કરો, વગેરે યુક્તિઓ સૂઝે છે. મૂળ વાત જે લોકોનાં શિક્ષણનાં, સુખાકારીનાં, ગ્રામોદ્યોગનાં, દારૂબંધીનાં, ઇ૦ કામો છે, તે વિકાસમાં ગણાતાં હોય તોય ગૌણ જ લેખાય છે. જ્યારે ખરું જોતાં તે જ કામો એવાં છે કે જેમાં આખી જનતા ભાગ લઈ શકે અને એકતા તથા દેશપ્રેમથી તેમાં રસ લે. અને કરોડો રૂપિયાનું કામ થઈ જાય. પણ વિકાસની આ જીવંત દિશા આજે લેખામાં નથી! દેશના નેતાઓ આનો વિચાર કરશે?

૨૯-૧-'૫૬ મ૦

## પ્રાથમિક પાઠ્યપુસ્તકોનો સવાલ

મુંબઈ સરકારે પ્રાથમિક શાળાનાં પાઠ્યપુસ્તકો માટે નીતિ સુધારી લીધી, તેને માટે તેને ધન્યવાદ ઘટે છે. ઈ. સ. ૧૯૫૨માં તેણે ઠરાવેલું કે, કાયદા મુજબ તે નિયત કરવા પૂર્વે, લાગતા વળગતા સ્કૂલ બોર્ડને તે પૂછશે કે, તેને મંજૂર કરેલી માન્ય ચોપડીઓમાંથી કઈ પસંદ પડે છે; તે જાણ્યા પછી સરકાર તેને માટે નિયત કરશે.

આ નીતિ ગયે વરસે પાછી છોડી દેવાઈ. હવે પાછી તે અખતિયાર કરી જારી કરવામાં આવી છે, એ શિક્ષણને માટે આનંદની વાત છે.

ગયે વરસે સરકારે ચોપડીઓ એક વરસને માટે નિયત કરી હતી. તે સમય આ વરસે નવે સત્રે પૂરો થશે. એટલે ત્યારથી ઉપરના નિયમ મુજબ સ્કૂલ બોર્ડોને પૂછીને ચાલવાનું શરૂ થયું છે.

તે મુજબ બધાં બોર્ડોએ પોતપોતાની પસંદગી બતાવી છે. સ્વાભાવિક રીતે, આથી ગયા વરસે થયેલા સરકારી હુકમમાં ફરક પડ્યો છે.

આ ઉપરથી એક એવો વાદ કેટલાક તરફથી છાપાંમાં જગાડાયો કે, ત્રણ વરસે ચોપડીઓ ફેરવવાની નીતિ સરકારે ફેરવી શું કામ? ખરું જોતાં, ગયે વરસે સાફ કહ્યું જ હતું કે, ચોપડીઓ વરસ માટે જ ચલાવવાની નક્કી થાય છે; પાઠ્યપુસ્તકોની મંજૂરી વિષે અનેક જાતના વાંધા છે તે બધા પતવીને, એક વરસ પછી ત્રણ વરસને માટે નક્કી કરવામાં આવશે. એટલે અત્યારે જે થયું છે તેમાં કશો કોઈનો વાંક નથી. અને ચોપડીઓ છાપનારા તો માંડ વરસને માટેનો સ્ટોક જ તૈયાર કરે છે. તેમને એમ જણાવ્યું પણ હતું.

પાઠ્યપુસ્તકના સવાલમાં હવે નવો જ એક વિચાર કરવા જેવો છે. કેટલાક વિષયોમાં શિક્ષકો માટે જ પુસ્તકો યોજવાં અને વિદ્યાર્થીઓ પર તે ખરીદવાનો બોજો ન નાંખવો, એ વિચાર કરવા જેવો છે. પાયાની કેળવણી જો આપણે અપનાવવી હોય તો તો આ વિચાર તેની પદ્ધતિમાંથી જ ઊભો થાય એવો માનું:

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



છું. પ્રાથમિક શિક્ષણ ખૂબ વ્યાપક કરવું હોય તો તેના ખર્ચમાં ક્યાં ક્યાં કરકસર કરી શકાએ તે શિક્ષણ-પદ્ધતિ-કારોએ પણ વિચારવા જેવો સવાલ છે.

૨૯-૧-'૫૯ મ૦

## એની એ વાત !

અલીગઢમાં થોડા દિવસ પર આંતર-યુનિવર્સિટી બોર્ડ મળ્યું. તેના પ્રમુખે કહ્યું કે, અંગ્રેજી માધ્યમ જ ચાલુ રાખવું જોઈએ. તેનું ઉદ્ઘાટન શ્રી. ક. મા. મુનશીએ કર્યું. તે અંગે બોલતાં તેમણે પણ એ વાત કરી! કોઈને કદાચ આ નવી વાત કરી એમ લાગે. પણ ખરું જોતાં તે નવી કેમ કહેવાય? પ્રદેશભાષા નહીં, પણ હિંદી માધ્યમની વાત તે કરતા હતા. હિંદી કોઈને આવડતી નથી, એટલે તે માધ્યમ થવાનો ભય નહોતો. હવે અલીગઢમાં તેમણે સાફ કહ્યું કે, ઉતાવળ કરીને કોઈ પણ દેશી ભાષા અંગ્રેજીને બદલે માધ્યમ તરીકે લેશો, તો શિક્ષણનું ધોરણ પડતું જશે; અંગ્રેજીને બીજા નંબરની ભાષા કરવામાં ભય છે.

માધ્યમનો સવાલ હવે ખરાખરીનો બનતો જાય છે, એટલે આમ સામેથી સાફ વાત થાય એ સારું જ છે. પણ એમાં મૂળ જ પાયા વગરનું છે. આજે અંગ્રેજી માધ્યમ છતાં શિક્ષણમાં ધોરણ નથી એનું શું? અને બીજું, લોકોને અંગ્રેજી આવડતું નથી તેનું શું? કૉલેજો માટે યોગ્ય અધ્યાપકો પણ મળવા દુર્લભ થવા લાગ્યા છે! અંગ્રેજી ગ્રંથો ભલે ગમે તેવા ભારે હોય, પણ તેને વાંચે નહીં, પછી શું થાય? આંધળા આગળ આરસી ધરવા જેવા ઘાટ છે. તે સમજ્યા વગર અંગ્રેજી – અંગ્રેજી ઠોકયે રાખવામાં તો અંગ્રેજી એ જ્ઞાનનું નહીં, પણ અજ્ઞાન ફેલાવવાનું માધ્યમ બની જાય છે, એની નોંધ લેવી ઘટે છે. અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપણને ખૂબ ખપનું છે, પણ તે માધ્યમને માટે નહીં, તેના ગ્રંથોમાં રહેલા જ્ઞાન માટે. વિદ્યાર્થીઓને સાચી રીતે — એટલે કે તેઓ સરળ રીતે અને અનાયાસે સમજે તે ભાષામાં વિદ્યાઓ શીખવો, તો તેમને તેમાં રસ પડે; તો તે મેળવવા તે ગ્રંથો જોવા મન કરે. તેવા ગ્રંથો અંગ્રેજીમાંથી આપણી ભાષાઓમાં કરવા જોઈએ. અંગ્રેજી ગ્રંથોનોય ઉપયોગ કરવા તરફ ધ્યાન રાખવું જોઈએ. તેટલી ભાષા આવડે એ જરૂરનું ગણાય. તેને બદલે અંગ્રેજી ભાષામાં ભાષણ ફેંકયે રાખવાથી ધોરણ તો શું, શિક્ષણ જ નહીં રહે, એ પહેલું સમજવાની જરૂર છે.

૨૯-૧-'૫૯ મ૦

## રાષ્ટ્રીયશાળા — ખાદી વિદ્યાલય

રાષ્ટ્રીયશાળા, રાજકોટમાં ખાદી તાલીમનું કામ વીસ વર્ષથી શરૂ થયેલું. સૌરાષ્ટ્રનું એકમ થતાં આ પ્રવૃત્તિએ વિસ્તૃત રૂપ પકડયું. સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ તરફથી છાત્રવૃત્તિ મેળવી રાજ્યના કેળવણી ખાતાના લગભગ ૧૫૦૦ શિક્ષકોએ તાલીમ લીધી અને તેઓ પ્રાથમિક શાળાઓમાં વિદ્યાર્થીઓને તાલીમ આપી રહ્યા છે. સૌરાષ્ટ્રમાં ખાદી બોર્ડ શરૂ થતાં આ છાત્રવૃત્તિ બોર્ડ તરફથી મળતી રહે છે.

સૌરાષ્ટ્રનાં ખાદી કેન્દ્રો માટે ખાદી કાર્યકર્તાઓ પણ તૈયાર કરવામાં આવેલ; જેમાંના કેટલાક જુદાં જુદાં ખાદી કેન્દ્રોમાં ગોઠવાઈ ગયા છે. આ સિવાય હાલ ૨૬ માસના અભ્યાસક્રમ પ્રમાણે કાર્યકર્તાઓ તૈયાર કરવા મધ્યસ્થ ખાદી બોર્ડ તરફથી ૨૪ વિદ્યાર્થીઓ તાલીમ લઈ રહ્યા છે. ખાદી કાર્યકર્તાની તંગીને લઈને ૨૬ માસની તાલીમ લઈ રહેલા આ તાલીમીઓને આજે જ્યારે તેઓનો એક વર્ષનો અભ્યાસક્રમ પૂરો થવા આવ્યો છે ત્યારે જ બીજી કેટલીક જરૂરી તાલીમ આપી આ કામમાં ગોઠવી દેવાનું વિચારાઈ રહ્યું છે.

હાલ આ વિદ્યાલયમાં તાલીમ લઈ રહેલાંઓની સંખ્યા નીચે પ્રમાણે છે:

૧. ૨૪ ખાદી બોર્ડના ૨૬ માસના કાર્યકર્તાઓ.

૨. ૩૪ ખાદી બોર્ડની છાત્રવૃત્તિથી વણાટ સુધીની તાલીમ લઈ રહેલાં કેળવણી ખાતાનાં શિક્ષક ભાઈબહેનો.

૩. ૫૦ કેળવણી ખાતાની છાત્રવૃત્તિથી બે માસ કાંતણ સુધીની તાલીમ લઈ રહેલાં તે ખાતાનાં શિક્ષક ભાઈબહેનો.

૪. ૨૦ સર્વ સેવા સંઘ તરફથી અંબર રેંટિયાની તાલીમ લઈ રહેલા જુદાં જુદાં કેન્દ્રોના કાર્યકર્તાઓ.

૫. આ ઉપરાંત સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ તરફથી છાત્રવૃત્તિ મેળવી તાલીમ લેતા કાર્યકર્તાઓ.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



આમાંથી વર્ગ નં. ૧ના કાર્યકર્તાઓ ઉપર જણાવ્યા પ્રમાણે તરતમાં કામે જોડાઈ જશે. અને નવો વર્ગ શરૂ થશે. આ નવા વર્ગ માટે એક વર્ષનો અભ્યાસક્રમ વિચારાયો છે. આ વર્ગમાં જોડાવા ઇચ્છનારાઓ પાસેથી ખાદી બોર્ડ તરફથી અરજીઓ માગવામાં આવશે.

આજે રાષ્ટ્રઘડતરમાં રેંટિયો કેટલો મહત્ત્વનો ભાગ ભજવે તેમ છે તે માટે પૂજ્ય બાપુજીના જ શબ્દો ટાંકવા જેવા છે:—

"જો ગામડાંના લોકોને સારી હાલતમાં લાવવા હોય, તો તેમને માટે સર્વથી સારી સ્વાભાવિક વાત એ છે કે રેંટિયાને તેના પૂરા અર્થમાં સજીવન કરવો. દેશભક્તિની ભાવનાથી એકાગ્ર ચિત્ત થઈ ગામડામાં રેંટિયાનો સંદેશ લઈ જનારા અને ગ્રામવાસીઓની નિઃસ્તેજ આંખોમાં આશા અને પ્રકાશનું કિરણ લાવી દે તેવા સમજદાર અને નિઃસ્વાર્થ ભારતવાસીઓ મોટી સંખ્યામાં તૈયાર થાય, ત્યારે જ રેંટિયો સજીવન થાય."

પૂજ્ય બાપુજીના આ શબ્દો આજે પણ તેટલા જ બલ્કે તેથી પણ વધારે સાચા છે.

આ વિદ્યાલયને વિસ્તૃત કરવા રાષ્ટ્રીય શાળાના ખાદી વિદ્યાલયની બીજી શાખા સૌરાષ્ટ્ર ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ તરફથી રાજકોટ નજીક ત્રંબા મુકામે શરૂ કરવાનું વિચારાય છે.

આજે સૌરાષ્ટ્રમાં સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ અને કાઠિયાવાડ ખાદી મંડળનાં કેન્દ્રો દ્વારા વાર્ષિક ખાદી ઉત્પાદન લગભગ આઠ લાખ વાર થવા જાય છે. અને તે ઉપરાંત સ્વાવલંબી ખાદી આઠ લાખ વાર સુધી પહોંચેલ છે. આ કામ તો કહેવત પ્રમાણે પાશેરામાં પહેલી પૂણી જેટલું ગણાય. રાષ્ટ્રસેવા માટે આ વિશાળમાં વિશાળ ક્ષેત્ર છે.

રાષ્ટ્રસેવાનું આ કાર્ય હાથ ધરવા અને તેને ગામડે ગામડે વિસ્તારવા શિક્ષિત યુવાનોનું એક મોટું દળ તૈયાર થશે તેવી આશા છે.

રાષ્ટ્રીયશાળા, રાજકોટ, **નારણદાસ ખુ. ગાંધી**
૩૦-૧૨-૧૯૫૫

## વાહનવ્યવહારની ખૂનરેજી

શુક્રવાર ૩૦-૧૨-'૫૫ની સાંજના ૬ વાગ્યાથી માંડીને સોમવાર તા. ૨-૧-'૫૬ની મધરાત સુધીના નાતાલના તહેવારોના ચાર છેલ્લા દિવસોમાં અમેરિકામાં રાજમાર્ગ ઉપર વાહનનાં અકસ્માતોમાં ૬૦૯ માણસો માર્યાં ગયાં. બીજા આગ વગેરેના અકસ્માતોથી એ જ દિવસોમાં થયેલાં ૧૭૩ મરણ ઉમેરવાથી થતાં કુલ ૭૮૨ મરણોએ, ૧૯૫૨ના વર્ષમાં નાતાલના તે જ તહેવારના દિવસોમાં થયેલાં મરણોના ૫૫૬ના જૂના વિક્રમાંકને વટાવી દીધો છે.

રાષ્ટ્રીય સહીસલામતી સમિતિના પ્રમુખ નેડ એચ. ડિયરબોર્ને આ નવા વર્ષના સપ્તાહના છેવટના ભાગને અનુલક્ષી જણાવ્યું, "એક સુધરેલી પ્રજા આ જાતની ખૂનરેજી ક્યાં સુધી ચલાવ્યા કે નભાવ્યા કરશે? આ ખૂનરેજી, આપણને સૌને, ભવિષ્યમાં વધુ કાળજીથી મોટર ચલાવવાનો સંકલ્પ નવા વર્ષને દિવસે કરવાની અને પાળવાની પ્રેરણા આપશે એવી આપણે આશા રાખીએ અને પ્રાર્થના કરીએ."

નવા વર્ષનો તહેવાર ઊજવવા નીકળી પડનારા લોકો અમેરિકાના વિશાળ રાજમાર્ગો ઉપર નીકળતાં જ, નવું વર્ષ મુબારક કરવા નીકળેલા તેમના જેવા જ લોકોમાંથી ૬૦૯ને જાનથી વાઢી નાખે, એ ખરેખર ચોંકાવે તેવું છે. વાહનવ્યવહારની આ ખૂનરેજીમાં તે તહેવારોમાં દારૂ કેટલે અંશે જવાબદાર હશે?

ગો૦

## બે ઠરાવો

સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિની હિંદી-પ્રચાર-સમિતિના મધ્ય સૌરાષ્ટ્ર જિલ્લાના કેન્દ્ર, વ્યવસ્થાપકો-પ્રચારકો વગેરેનું એક સંમેલન તા. ૩૧ ડિસેંબર ૧૯૫૫ તથા તા. ૧ જાન્યુઆરી ૧૯૫૬ના રોજ મોરબી મુકામે મળ્યું હતું. તેમાં પસાર થયેલા ઠરાવોમાંથી બે ઠરાવો નીચે આપ્યા છે:

૧. આણંદમાં હિન્દી માધ્યમ સાથેની ગ્રામવિદ્યાપીઠ રચવા બાબત નિર્ણય થયો છે તેને આ સમ્મેલન લોકમાનસમાં દ્વિધા ઉત્પન્ન કરનાર પગલું ગણે છે. આણંદની આસપાસનાં ગામોની ભાષા ગુજરાતી છે. અને લોકોની ભાષાને માધ્યમ તરીકે સ્વીકારીને જ ગ્રામવિદ્યાપીઠ કાર્ય કરી શકે, એમ આ સમ્મેલન માને છે; કારણ કે લોકસંપર્કનું ભાષા એ મુખ્ય સાધન છે. વળી ઉચ્ચ શિક્ષણની અન્ય સંસ્થાઓ જો હિંદી માધ્યમ રાખે, તો તે આણંદની ગ્રામવિદ્યાપીઠ સાથે જોડાઈ શકે;

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



એવી કલમ દાખલ કરીને ગુજરાતી માધ્યમવાળી ગુજરાત યુનિવર્સિટીના કાર્યમાં પૂરો વિક્ષેપ થાય તેવું પગલું ભરવામાં આવેલ છે, તેને આ સમ્મેલન શૈક્ષણિક દૃષ્ટિએ પ્રજાને નુકસાન કરનાર અને વિચારમાં ગૂંચવાડો ઉત્પન્ન કરનાર લેખે છે; અને આણંદની નવી રચાનારી ગ્રામવિદ્યાપીઠને માધ્યમ અંગે તેણે કરેલા આ નિર્ણય વિષે સમયસર ફરીથી વિચારણા કરવા અનુરોધ કરે છે.

૨. સૌરાષ્ટ્ર રાજ્યની કેટલીક માધ્યમિક શાળાઓને આ વરસે વિવિધલક્ષી શાળાઓમાં પરિવર્તિત કરવામાં આવી છે. તેમાં કેટલીક શાળાઓમાં ટાઇપના વર્ગો શરૂ કરવામાં આવનાર છે, અને તે માટે જરૂરી ટાઇપ-રાઈટરો વસાવવામાં આવનાર છે. આ સંમેલન સૌરાષ્ટ્ર રાજ્યના કેળવણી ખાતાને અનુરોધ કરે છે કે ટાઇપિંગ શીખવવાના આ વર્ગો માટે ગુજરાતી તેમ જ હિંદી ટાઇપ-રાઈટરો પણ વસાવવામાં આવે અને વિદ્યાર્થીઓને ગુજરાતી-હિંદી ટાઇપ-રાઇટિંગની કાળજીપૂર્વક તાલીમ આપવામાં આવે. વહીવટની ભાષા હિંદી થવાનો સમય નજીક આવે છે; તેથી સૌરાષ્ટ્રના યુવકોને મળેલી આ તાલીમ તેમને તેમ જ રાજ્યને વધારે ઉપયોગી થશે, એમ આ સમ્મેલન ચોક્કસપણે માને છે. ગુજરાતી, હિંદી, અંગ્રેજી ટાઇપ-રાઇટરો વસાવવાનું ધોરણ અનુક્રમે ૫૦%, ૩૦%, અને ૨૦% નું હોવું જોઈએ એવી પણ આ સમ્મેલન ભલામણ કરે છે.

ઉપરોક્ત વિવિધલક્ષી શાળાઓમાં ગુજરાતી, હિંદી ટાઇપ-રાઇટરો વસાવવા ઉપરાંત ગુજરાતી તથા હિંદી લઘુલિપિનું જ્ઞાન પણ અપાય તેવી આ સંમેલન આગ્રહપૂર્વક ભલામણ કરે છે. કારણ કે ટાઇપિંગ શીખનાર લઘુલિપિ પણ જાણે તે અત્યંત આવશ્યક છે, અને હવે ગુજરાતી તેમ જ હિંદી લઘુલિપિ જાણનારાઓની સંખ્યા વધે તે સર્વથા ઇચ્છનીય છે.

# નવું વાચન

**સ્ટડીઝ ઇન ગુજરાતી લિટરેચર** : જે. ઈ. સંજાણા; પ્રકા૦ યુનિવર્સિટી ઑફ બૉમ્બે ૧૯૫૦; પૃ. ૨૪૭; કિં૦. ૮-૮-૦.

આ પાંચ અંગ્રેજી ભાષણો ઈ. સ. ૧૯૪૨ના માર્ચમાં ઠક્કર વસનજી માધવજી ફાઉન્ડેશનના આશરા તળે મુંબઈ યુનિવર્સિટીના કૉન્વોકેશન હૉલમાં અપાયેલાં. સંજાણા જેટલા બુદ્ધિશાળી છે, એટલા તીખા અને આક્રમક છે. આવા સ્વભાવના માણસો ઘણી વાર મૂર્તિભંજક હોય છે; અથવા તો સમયના પ્રવાહમાં ઊખડી ગયેલી અને અપ્રતિષ્ઠિત થયેલી મૂર્તિઓની પુનઃપ્રતિષ્ઠા કરવામાં રાચનારા પણ હોય છે. અવગણિતની વહાર કરવામાં, એના સદ્‌ગુણો શોધી બતાવવામાં, તથા જેની અતિપ્રશંસા થઈ હોય કે થાય એની નબળાઈઓ ઉઘાડી પાડવામાં, એઓ હોશિયાર વકીલની જેમ પોતાનો કેસ પુરવાર કરવામાં મદદ કરે તેવા બધા મુદ્દાઓને આગળ લાવે છે. ગુનેગારોને એઓ છોડી મૂકાવી શકે છે અને નિર્દોષોને સજા પણ કરાવી શકે છે.

'નર્મદ' અને 'દલપતરામ' વિષેનાં એમનાં ભાષણો કવિ નર્મદાશંકરને ઉતારી પાડવાને અને કવીશ્વર દલપતરામને એમનાથી અનેક દરજ્જે ચડિયાતા પુરવાર કરવા માટે છે. એટલે નર્મદના દોષો અને 'ક૦ દ૦ ડા૦'ના ગુણો બંનેનું જ્ઞાન મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓને એ ઉપયોગી છે. 'નર્મદ'માં 'જોસ્સો' ગમે એટલો હોય, અને 'નર્મદ' તેમ જ 'દલપત' બંને કવિતા કરતાં મહદંશે 'જોડકણાં'ની વિદ્યામાં જ ભલે વધુ કુશળ હોય; દલપતરામમાં જે નર્મ ગાંભીર્ય, અને શબ્દ પરનું પ્રભુત્વ છે એ 'નર્મદ'માં નહોતું, એ શ્રી. સંજાણાએ લગભગ પુરવાર કરી આપ્યું છે.

'ગુજરાતી આધુનિક કવિતા' અને 'ગુજરાતી આધુનિક ગદ્ય' એ મથાળાવાળાં ભાષણો શ્રી સંજાણાને જે સાબિત કરી બતાવવું છે એ દૃષ્ટિએ સમર્થ વિવેચનયુક્ત વક્તવ્ય છે.

જ્ઞાતિસંસ્થા સાવ તોડી પાડવા જેવી જરાજીર્ણ સંસ્કૃતિનું પ્રતીક છે, એવું પુરવાર કરવામાં શ્રી. સંજાણાની કલમની કાળેલિયત અને કડવાશ જેમ ઓછી નથી, એમ જ આપણા સાહિત્યનાં રૂઢ મૂલ્યાંકનો તોડી પાડવા માટેનાં આ વ્યાખ્યાનોમાં પણ એમની કાળેલિયત અને કડવાશ ઓછી નથી. મુંબઈ સમાચાર, જન્મભૂમિ, ગુજરાતી, વંદેમાતરમ્ વગેરે ગુજરાતી છાપાંઓએ આ ભાષણો પ્રથમ અપાયાં ત્યારે ભારે ઊહાપોહ જગાવેલો અને કેટલાંકે એમના પ્રકાશન પર પ્રતિબંધ મૂકવાની પણ હિમાયત કરેલી, એવી લેખકની ફરિયાદ છે એમાં કંઈ નવાઈ નથી. રૂઢ વા લોકપ્રિય મૂલ્યાંકનોની સામે આ વ્યાખ્યાનોનાં ખુલ્લું બંડ પોકારાયેલું છે. સમાજનાં, સંસ્થાનાં, ધર્મનાં કે આસનારૂઢ સત્તાનાં પ્રતિષ્ઠિત રૂઢ મંતવ્યોની ઇમારત તોડી પાડવા નીકળેલા કયા વિરોધીઓને જન્મતાં વેંત જ જગતે લાડ લડાવ્યાં છે? આર્ય સંસ્કૃતિ અને અહિંસા, દારૂબંધી અને આર્યસંસ્કૃતિ, તથા 'ગુજરાતની અસ્મિતા' ઇત્યાદિ વિષયો પરના કેટલાક વર્તમાન પ્રતિષ્ઠિત ખ્યાલો વિષે વિરુદ્ધ પક્ષે જે કંઈ કહી શકાય એ માટેના શ્રી. સંજાણાના હુમલા જેમ 'નિર્દય' છે, તેમ જ માંસભક્ષણ મહાવીર જેવાએ પણ કર્યું હતું તેવું કોઈ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



વિદ્વાને કહ્યું હોય, તો તેની નિષ્પક્ષતા, સત્યભક્તિ ઇત્યાદિની પ્રશંસા પણ મુક્ત હૃદયની છે.

સ્વસ્થ વાચકોને આ ભાષણો વાંચવામાં પુષ્કળ રસ પડવો જોઈએ. શ્રી સંજાણાએ બે ફારસી પંક્તિઓ ટાંકી છે એ જરા ફેર સાથે એમને અર્પણ કરવા જેવી છે. એ નીચે પ્રમાણે :—

આઁરા દર્દસ્ત અંદર દિલ
અગર ગુયદ જબાઁ સોઝદ;
વ ગર દમ દર કશદ
તરસદ કિ મગ્જે ઉસ્તુખાઁ સોઝદ.

'એમના દિલમાં દર્દ છે. એ કહે છે તો જીભ દાઝી જાય છે અને અંદર ને અંદર રાખી મૂકે છે તો હાડકાંની અંદર રહેલી મજ્જા ઊકળી ઊઠે છે!'

અમારી એમના તરફ સહાનુભૂતિ છે!

ચૂ૦

**રણમલ લાખા :** ગુણવંતરાય આચાર્ય; પ્રકા૦ વૉરા ઍન્ડ કંપની, મુંબઈ–૨; પૃ. ૧૨૭, રૂ. ૧–૧૨–૦.

સાગરકથાઓના મશહૂર સિદ્ધહસ્ત અને અજોડ લેખકની આ નવલકથા એની રોમાંચક અદ્ભુતતા માટે અને ગુણવત્તા માટે એમની સારામાં સારી નવલકથાઓ પૈકી કોઈથી ઊતરે એવી નથી. સામાજિક રૂઢિઓના પ્રાબલ્યને કારણે રણમલ લાખા જેવા વીરનું જીવન કરુણાંત બની જાય છે છતાં રણમલની અદ્ભુતતામાં તો એથી વધારો જ થાય છે.

**હાજીકાસમ તારી વીજળી :** ગુણવંતરાય આચાર્ય; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ. ૨૮૫. રૂ. ૪–૦–૦.

'દરિયાલાલ'થી માંડીને 'સક્કરબાર'ની શ્રેણી સુધીની શ્રી. આચાર્યની કૃતિઓ જોયા પછી આ કંઈક નબળી કૃતિ હોય એમ લાગે છે. હાથ બેસી ગયા પછી કેટલીક વાર કર્તાથી જરા બેદરકાર થઈ જવાય છે, એવું પણ આમાં થયાનું દેખાય છે. સર વૉલ્ટર સ્કૉટની 'કેનિલવર્થ' નામક નવલકથા જેમ એક 'બૅલડ' પરથી લખાઈ છે, એમ આ કથા સૌરાષ્ટ્રમાં ખૂણેખૂણે રાવણહથ્થા દ્વારા સંભળાઈ ચૂકેલા એક લોકગીત પરથી ગૂંથાઈ છે. આ કથાનો ઉલ્લેખ સર વૉલ્ટરની જેમ કથાને છેડે પરિશિષ્ટમાં જ કર્યો હોત, તો પાછળના ભાગમાં કથાંતના કુતૂહલનો રસ લેખકને કેવળ પોતાની ભાષાશક્તિ અને વર્ણનશક્તિની અદ્ભુતતાથી જ ટકાવી રાખવો પડે છે, તેમાં સારો એવો સુધારો થઈ જાત.

મુદ્રણદોષો પણ ઠીક ઠીક રહી ગયા છે.

ચૂ૦

**જનમટીપ :** ઈશ્વર પેટલીકર; પ્રકા. વૉરા ઍન્ડ કંપની, મુંબઈ–૨; પૃ. ૧૩૮, રૂા. ૧–૮–૦.

સુવિખ્યાત સાહિત્ય કૃતિઓની સંક્ષિપ્ત આવૃત્તિઓ બહાર પાડવાનું કામ હમણાં હમણાં નવું ઊપડયું છે. સ્વ. ઝવેરચંદ મેઘાણીએ જેને એક સર્વાંગસુંદર કૃતિ કહી છે, એવી શ્રી પેટલીકરની નવલકથાનો આ સંક્ષેપ પણ સુંદર છે.

ચૂ૦

**મહારાત્રિ :** યશોધર ન. મહેતા; પ્રકા. ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ; પૃ. ૩૭૨, રૂા. ૫–૮–૦.

શ્રી. મહેતા હવે ગૂઢવાદ તરફ વળ્યા છે. આ એમની નવલકથા ઇંગ્લંડ ગયેલા એક હિંદી ગૂઢવાદી પર આફરીન થયેલી ગોરી પ્રેમિકાઓના આત્મપરિવર્તનની નવલકથા છે. બાકી લખાવટ, રસ, ભાષા વગેરેની સરળતા તેમ જ માર્મિકતા એની એ જ છે.

ચૂ૦

**હવા! તુમ ધીરે બહો! :** મોહનલાલ પટેલ; પ્રકા. રવાણી પ્રકાશનગૃહ, અમદાવાદ; પૃ. ૨૨૪, રૂા. ૩–૦–૦.

આ એક નવલિકાસંગ્રહ છે. એમાંની મોટા ભાગની વાર્તાઓ એ શ્રી. પટેલની સારામાં સારી મૌલિક વાર્તાઓ છે.

'હવા! તુમ ધીરે બહો!' એ વાકયમાં પોતાનાં પાળ્યાં પશુ પ્રત્યે જે અનુકંપા, સૌજન્ય અને પ્રેમ છે, એ આ વાર્તાઓમાં એમનાં માનવી પાત્રો પ્રત્યેની એવી લાગણીઓ પણ વ્યક્ત કરે છે. 'નવચેતન,' 'કુમાર' 'ઊર્મિ અને નવરચના' તથા 'અખંડઆનંદ' વગેરે માસિકોમાં આ વાર્તાઓ પ્રથમ પ્રસિદ્ધ થઈ ત્યારથી જ લેખકની કલમ પ્રસિદ્ધ થઈ ચૂકી છે. 'ડબલ સોપારી' 'સેવન ડાઉન' ઇત્યાદિ વાર્તાઓનાં પાત્રો તથા તેમાંની આયોજનકલા ચમત્કારિક છે.

ચૂ૦

**શરણાઈના સૂર :** ચૂનીલાલ મડિયા; ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ; પૃ. ૨૯૮, રૂા. ૪–૦–૦.

શ્રી. મડિયાની વાર્તાલેખનની શક્તિ અને શૈલી બંને સુપ્રસિદ્ધ છે. આ નવલિકાઓના સંગ્રહમાં પણ એ ઠેર ઠેર નજરે પડે છે. 'શરણાઈના સૂર'ની પ્રથમ વાર્તાનું આલેખન અદ્ભુત છે. બીજી પણ ઘણી સારી વાર્તાઓ આમાં રસિક વાચકને વાંચવાની મળશે. 'સ્વામીજીનું સ્મારક' એ સરકારની કેળવણીના વિકાસની નીતિ પરનો કટાક્ષલેખ નવીન દિશાનો લેખ હોઈ જોવા લાયક છે. સાહિત્યકારો પોતાનો હાથ રાજકાર્યના પ્રશ્નો પર ચલાવતા થાય એ જરૂરી છે.

**શ્રેષ્ઠ અમેરિકન વાર્તાઓ :** (અનુ૦) ચૂનીલાલ મડિયા; પ્રકા. વૉરા ઍન્ડ કંપની લિ., મુંબઈ; પૃ. ૧૩૨, રૂા ૨–૦–૦.

કેટલીક વાર્તાની શ્રેષ્ઠતા વિષે શંકા કે મતભેદ હોઈ શકે. બાકી પસંદગી અને ભાષાંતર બંને નોંધપાત્ર છે.

**વિષવિમોચન :** ચૂનીલાલ મડિયા; પ્રકા. વૉરા ઍન્ડ કંપની લિ., મુંબઈ; પૃ. ૨૦૮, રૂા. ૩–૮–૦.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



નવલિકા અને નવલકથાનાં ક્ષેત્ર સર કર્યા પછી 'રંગદા' પ્રકટ કરીને શ્રી. મડિયાએ પહેલે જ સપાટે નાટ્યલેખનનું ક્ષેત્ર સર કર્યું છે. આ તેનો અનુગામી એકાંકી સંગ્રહ છે. અને એના બધા જ ગુણ ધરાવે છે. આવા લેખકો વિરલ હોય છે.

ચૂ૦

**વારસદાર :** રૂથ અને ઑગસ્ટ ગટઝ (અનુ૦) ભ. હી. ભૂખણવાળા પ્રકા. એન. એમ. ત્રિપાઠી લિ., મુંબઈ; પૃ. ૧૪૪, રૂા. ૧-૦-૦.

હેન્રી જેમ્સની 'વૉશિંગ્ટન સ્કવૅર' નામક નવલ પરથી અંગ્રેજીમાં લખાયેલા 'ધી ઍરેસ' નામકના નાટકનું આ સરળ અને સુંદર રૂપાંતર છે. વાચકને રૂપાંતરમાં કે એની ભાષામાં ક્યાંય કશું જ અડવું નથી લાગતું. લક્ષ્મીની લાલસા ખાતર એક જુવાન એક પૈસાદાર ડૉક્ટરની એકની એક વારસદાર અને મા વિનાની પુત્રીને પરણવાની યોજના કરવા જતાં અને એમાં પ્રથમ દૃષ્ટિએ ફસાઈ જતાં વારસદાર પુત્રી પેલાની ખાતર પિતા ખોઈ બેસે છે; અને ઘરજમાઈ બની ખરો વારસ બનવા મથનાર યુવાન વારસો અને વારસદાર બંનેને ખોઈ બેસે છે, એનું આ કરુણાંત છે. પાત્રાલેખન અને આયોજન બંને સચોટ છે.

**ગુજરાતી પર અરબી ફારસીની અસર ભા. ૧ :** ડૉ. છોટુભાઈ રણછોડજી નાયક; પ્રકા. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; પૃ. ૪૩૮, રૂા. ૪-૮-૦.

વિદ્યાસભાના વિદ્યાભવનમાં ફારસી ભાષાનું અધ્યાપન–સંશોધન કરનાર અધ્યાપક ડૉ. નાયકનું આ અધ્યયન–સંશોધન ગુજરાતી ભાષાના ઇતિહાસમાં અને વ્યાકરણમાં એક મોટી ખોટ પૂરી પાડનારો ગ્રંથ છે. બીજો ભાગ હજી બહાર પડવાનો છે એટલે સમગ્ર ખ્યાલ આવવાની વાર છે. પરંતુ જે લખાયું છે એ ઇરાનના ઇતિહાસનો, ઇરાનનાં ભાષા લિપિ અને સાહિત્યનો, તથા ઇરાન અને અરબસ્તાનની પ્રજાઓના આગમનનો તથા અરબી ફારસીના ફાળાનો તથા ગુજરાતીમાં ઊતરતાં એ ભાષાના શબ્દોમાં થતાં રૂપાંતરોનો સંપૂર્ણ ખ્યાલ આપનારું છે. ઝીણવટ, જહેમત, અને અભ્યાસ ત્રણે પ્રશસ્ય છે.

ચૂ૦

**કિન્નરી :** લે૦ નિરંજન ભગત; પ્ર૦ નિરંજન ભગત, એલિસ બ્રિજ, અમદાવાદ; કિં. દોઢ રૂપિયો; પૃ૦ ૬૪.

આપણા ઊગતા કવિ શ્રી. નિરંજન ભગતનાં ગીતોનો આ સંગ્રહ છે. ઈ. સ. ૧૯૪૩ થી ૧૯૫૦ સુધીમાં તેમણે લખેલાં ગીતોમાંથી ૬૦ ગીતો આ સંગ્રહમાં એકત્ર કર્યાં છે. એ ગીતો જોતાં કવિતા-ક્ષેત્રે શ્રી. નિરંજન ભગતનું ભાવિ ઉજ્જ્વળ છે એમ જણાઈ આવે છે. એમની અન્ય કૃતિ 'છંદોલય' છે.

સુ૦ ક૦

**માતૃભાષાનું અધ્યાપન :** લે૦ રમણલાલ શંકરભાઈ ત્રિવેદી; પ્ર૦ રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ; કિં. બે રૂપિયા; પૃ૦ ૧૨૦.

શિક્ષણક્ષેત્રના અભ્યાસી ભાઈ રમણલાલ ત્રિવેદીએ લખેલું આ પુસ્તક માધ્યમિક શાળાના શિક્ષકોને તથા તાલીમ લેતા શિક્ષકોને ભાષા-શિક્ષણ અંગે ઉપયોગી સામગ્રી પૂરી પાડે એવું છે. એમાં લેખકે સ્વભાષાનું મહત્ત્વ તેમ જ ભાષાશિક્ષણનાં આવશ્યક અંગો વિષે અભ્યાસપૂર્ણ સમજણ આપી છે. વળી વાચન, જોડણી, વ્યાકરણ ઇત્યાદિ ભાષાનાં મહત્ત્વનાં અંગો વિષે પણ શિક્ષકોને ઉપયોગી થાય એવી માહિતી લેખકે આ પુસ્તકમાં આપી છે.

દરેક શિક્ષક આ પુસ્તકનો અભ્યાસ અવશ્ય કરે એવી ભલામણ કરીએ છીએ.

સુ૦ ક૦

## સાભાર સ્વીકાર

सस्तुं साहित्य वर्धक कार्यालय, अमदावाद તરફથી :

**સદ્બોધસરિતા :** લે૦ ગોપાળજી ઓધવજી ઠક્કર, કિં. રૂ. ૧-૮-૦; **કપિલ અને દેવહૂતિ :** લેખક–અનુવાદક આપ્યું નથી, કિં. રૂ. ૦-૧૦-૦; **વાંચો, વિચારો અને અનુસરો :** પ્રયો૦ હનુમાનપ્રસાદ પોદ્દાર, કિં. રૂ. ૦-૧૨-૦; **સાક્ષાત્કારને પંથે તુકારામ :** અનુ૦ વાસુદેવ મહાશંકર જોષી, કિં. રૂ. ૨-૦-૦; **નામદેવ :** લે૦ પ્રફુલ્લ પ્રા૦ ઠાકોર, કિં. રૂ. ૦-૮-૦.

वोरा एन्ड कंपनी, मुंबई તરફથી :

**પરિક્રમા :** લે૦ બાલમુકુન્દ દવે, કિં. રૂ. ૨-૦-૦; **પ્રસૂન :** લે૦ ઉશનસ્, કિં. રૂ. ૨-૦-૦.

अखिल भारत सर्व सेवा संघ प्रकाशन, काशी તરફથી:

**सबै भूमि गोपालकी**, લે૦ ગોવિન્દદાસ, કિં. રૂ. ૦-૪-૦; **भूमि-क्रान्तिका तीर्थ — कोरापुट**, લે૦ શ્રીકૃષ્ણદત્ત ભટ્ટ, કિં. રૂ. ૦-૪-૦; **भूमि-वितरण**, કિં. રૂ. ૦-૫-૦; **हाथ-चक्की** લે૦ એમ૦ વિનાયક, કિં. રૂ. ૦-૮-૦.

अन्य प्रकाशको તરફથી :

**નૂતન ભારતનું દર્શન :** પ્રકા૦ ચિમન પટેલ, મંત્રી, ગુજરાત યુવક કૉંગ્રેસ, કૉંગ્રેસ હાઉસ, ભદ્ર, અમદાવાદ-૧, કિં. રૂ. ૧-૦-૦; **અમેરિકાના પ્રમુખોની કહાણી :** અનુ૦ ડૉ૦ ચંદ્રકાન્ત મહેતા, પ્રકા૦ હિન્દ કિતાબ્સ લિ૦, ૩૨-૩૪, વીર નરીમાન રોડ, મુંબઈ-૧, કિં. રૂ. ૧-૦-૦.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

# કેટલાંક વાંચવા જેવાં પુસ્તકો

**સર્વોદયની જીવનકળા** અનુ૦ ગોપાળદાસ જીવાભાઈ પટેલ

સમર્થ વિચારક એલ. પી. જૅકસનું મુખ્ય પુસ્તક કહી શકાય તેવા 'કન્સ્ટ્રક્ટિવ સિટીઝનશિપ' પુસ્તકનો અનુવાદ. આ ગ્રંથમાં સર્વોદયની દૃષ્ટિએ વ્યક્તિ પોતાનો કર્મયોગ કેવી રીતે ગોઠવી શકે, તેની વિવિધ મુદ્દાઓસર ચર્ચા કરવામાં આવેલી છે. એક રીતે તેને આપણા પૌર્વાત્ય કર્મ-યોગનું પાશ્ચાત્ય સામાજિક ભાષ્ય કહી શકાય. શરૂઆતમાં શ્રી. જૅકસની વિચારસરણીનું નિરૂપણ કરતો શ્રી. મગનભાઈ દેસાઈનો ઉપોદ્ઘાત છે. તથા અંતે, પુસ્તકમાં આવતા અ-પરિચિત ઉલ્લેખો ઉપર ટિપ્પણો આપેલાં છે.

કિં. રૂ. ૩-૦-૦ ટપાલરવાનગી ૦-૧૫-૦

**મનુષ્યની સર્વાંગીણ કેળવણી** અનુ૦ ગોપાળદાસ પટેલ

સમર્થ વિચારક આચાર્ય એલ. પી. જૅકસના 'ધી ઍજ્યુકેશન ઑફ ધી હોલ મૅન' નામના, અરૂઢ સ્વતંત્ર વિધાનોથી ભરેલા અને વિચારની નવી જ દિશા બતાવનારા પુસ્તકનો અનુવાદ. એમાં સમગ્ર મનુષ્યને રચનારી કેળવણીની રૂપરેખા દોરવામાં આવી છે. શ્રી કિશોરલાલ મશરૂવાળાની પ્રસ્તાવના સહિત.

કિં. રૂ. ૧-૪-૦ ટપાલરવાનગી ૦-૫-૦

**મારું હિંદનું દર્શન — નેહરુ** અનુ૦ મણિભાઈ ભ૦ દેસાઈ

પંડિતજીએ આ પુસ્તકમાં હિંદના પ્રાચીન તેમ જ અર્વાચીન ઇતિહાસનું, તેની ઉદાર, સર્વગ્રાહી અને ધ્યેયલક્ષી સંસ્કૃતિનું, સાહિત્ય, કળા, ફિલસૂફી, વિજ્ઞાન વગેરે જીવનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં હિંદે યુગયુગાન્તરોમાં મેળવેલી પરમ સિદ્ધિઓનું, તેના વિજય તથા પરાજયોનું અને તેના ગુણો તથા ક્ષતિઓનું પોતાની અનુપમ અને તલસ્પર્શી શૈલીમાં સળંગસૂત્ર આલેખન કર્યું છે.

કિં. રૂ. ૯-૦-૦ ટપાલરવાનગી ૧-૬-૦

**મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ**
અનુ૦ મહાદેવ દેસાઈ

પંડિત જવાહરલાલ નેહરુના અંગ્રેજી આત્મવૃત્તાંતનો અનુવાદ; ભાષાંતરકર્તાના ઉપોદ્ઘાત, સ્થળે સ્થળે વિસ્તૃત નોંધો તેમ જ સૂચિ સહિત. સચિત્ર.

વિદ્યાર્થીઓ તથા સામાન્ય વાચકોને દૃષ્ટિમાં રાખીને શ્રી મણિભાઈ ભ૦ દેસાઈએ કરેલો સંક્ષેપ પણ મળે છે.

કિં. રૂ. ૬-૦-૦ ટપાલરવાનગી ૧-૩-૦
કિં. રૂ. ૧-૮-૦ (સંક્ષિપ્ત) ટપાલરવાનગી ૦-૭-૦

**મારી જીવનકથા — રાજેન્દ્રપ્રસાદ** અનુ૦ પ્રભુદાસ ગાંધી

આ આત્મકથામાં શ્રી રાજેન્દ્રબાબુના બચપણના વખતના બિહારના સામાજિક રીતરિવાજોનો, એ વેળાની સંકુચિત રૂઢિઓને લીધે થતા નુકસાનનો, એ વખતના ગ્રામજીવનનો અને તે સમયની કેળવણીની સ્થિતિનો આબેહૂબ ચિતાર જોવા મળે છે.

કિં. રૂ. ૮-૦-૦ ટપાલરવાનગી ૧-૬-૦

**સરદાર વલ્લભભાઈ ભાગ ૧-૨** નરહરિ દ્વા૦ પરીખ

આ પુસ્તકના પહેલા ભાગમાં સરદારના જન્મથી માંડી ૧૯૨૯ સુધીની કથા આલેખાઈ છે. એ ભાગની હસ્તપ્રત સરદાર જોઈ ગયા છે એટલે એ પ્રમાણભૂત બન્યું છે. બીજા ભાગમાં એ કથા આગળ ચાલી, '૪૨માં દેશનેતાઓની એક-સામટી ધરપકડ થઈ ત્યાં સુધી આવીને અટકે છે. સચિત્ર.

ભાગ – ૧ કિં. રૂ. ૫-૦-૦ ટપાલરવાનગી ૧-૦-૦
ભાગ – ૨ કિં. રૂ. ૬-૦-૦ ટપાલરવાનગી ૧-૧-૦

**જીવનસિદ્ધિ** લે૦ ટૉલ્સ્ટૉય અનુ૦ સાકરલાલ અ૦ દવે

આ પુસ્તકમાં, "ટૉલ્સ્ટૉયે મનુષ્યની ચિત્તવૃત્તિનું અને એમાં ઉત્પન્ન થતા મોહનું શાસ્ત્રીય પૃથક્કરણ કર્યું છે. જે સાધક છે, જેને પ્રયત્ન કરવો છે અથવા જેણે કંઈ પણ પ્રયત્ન કર્યો છે, એવા માણસોને ડગલે ને પગલે આમાં કીમતી સૂચનાઓ મળશે, અને એમની ઘણી મૂંઝવણો દૂર થશે. આ તો સાધકનું ભાતું છે, આત્મોન્નતિના યાત્રીનો એ નકશો છે, પથપ્રદર્શક છે અને દીવો પણ છે."

કિં. રૂ. ૧-૦-૦ ટપાલરવાનગી ૦-૪-૦

**આત્મસિદ્ધિશાસ્ત્ર** રાજચંદ્ર સંપા૦ મુકુલભાઈ કલાર્થી

આત્માનાં છ પદની સિદ્ધિની ચર્ચા વિચારણા કરતો સૌ કોઈ મુમુક્ષુ જીવને અવગાહવા અને નિત્ય પઠન કરવા યોગ્ય ગ્રંથ. એ ચર્ચાની ભૂમિકા એટલી બધી સબળ રીતે અને સંગત રીતે બાંધી છે, તેમ જ એનો ઉપસંહાર એટલો સહજપણે અને નમ્રપણે છતાં નિશ્ચિત વાણીથી કર્યો છે કે તે એક સુસંગત શાસ્ત્ર બની રહે છે. એની શૈલી સંવાદની છે એને લીધે ગ્રંથ ભારેખમ અને જટિલ ન બનતાં વિષય ગહન હોવા છતાં સુબોધ અને રુચિપોષક બની ગયો છે.

કિં. રૂ. ૧-૮-૦ ટપાલરવાનગી ૦-૭-૦

નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ–૧૪

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

રજિ. નં. બી. ૪૩૪૩

# સ્વતંત્ર લોકોનું ગણરાજ્ય

એકાદ સૈકા પહેલાં માણસો જ્યારે કહેતા કે, 'શાળાઓ આપણા સ્વરાજ્યનો પાયો બનશે,' ત્યારે તેઓના મનમાં ખરેખર શું હશે, એ સમજાતું નથી. ધન માટેના જીવન-સંગ્રામમાં વ્યક્તિની તકો સુધારી આપે એવી કેળવણી જ તેઓને અભિપ્રેત હશે? અથવા ટોળાંઓને ઉશ્કેરી મૂકે એવા જુસ્સાઓના સૌ લોકો અર્ધદગ્ધ શિકાર બની રહે એવા રાષ્ટ્રીય અસ્મિતાજન્ય પ્રચારનો જ અર્થ તેઓ કેળવણી કરતા હશે? કે કેળવણીનો અર્થ તેઓ એવી જાતનું શિક્ષણ કરતા હશે કે જેથી માણસ કંઈ સમજશક્તિ કે વિચારશીલતા વિના જ સામાજિક નિયમન સ્વીકારતું એક મેંઢું માત્ર બની રહે? કે પછી તેઓ ખરેખર લોકોમાં વિચારશક્તિને જ ઉત્તેજિત કરવા ઇચ્છતા હતા કે જેથી સંવેદનશીલ અને વિવેચક એવો જાહેર લોકમત ઊભો થાય?

સ્વાતંત્ર્ય એ એક સાંસ્કારિક સિદ્ધિ છે. જે વસ્તી આવેશો અને લાગણીઓથી વિચલિત થતી હોય, તથા કોઈ પણ સ્વતંત્ર સમાજનું જીવન જે સિદ્ધાંતો ઉપર હંમેશ રચાવું જોઈએ તેના જ્ઞાન વિનાની હોય, તે એ સ્વાતંત્ર્યનું રક્ષણ ન કરી શકે. એકાંગી નિષ્ણાત સિવાય બીજે બધે સ્થળે આપણે ઘણા લાંબા સમયથી બુદ્ધિશક્તિનું યથોચિત મૂલ્ય આંકવાનું ભૂલ્યા છીએ. સમગ્ર ઇતિહાસ આપણને દર્શાવી આપશે કે, સ્વતંત્ર લોકો હંમેશાં વિચારવંત લોકો હોવા જોઈએ; અને લડાયક કોમો જેવી રીતે યુદ્ધની યશકલગીને ઝંખે છે, તેવી જ રીતે તેઓ સમજબુદ્ધિને ઝંખતા હોવા જોઈએ. હા; — ભૂતકાળમાં આપણી લોકશાહીઓએ વેપારધંધામાં સફળતાની જેટલા પ્રમાણમાં ભક્તિ કરી છે, તેટલા જ પ્રમાણમાં!

કેળવણી સ્વાતંત્ર્યનું રક્ષણ કરે છે અને તેની વૃદ્ધિ કરે છે; લોકોને માત્ર માહિતીઓથી પરિચિત કરીને જ નહીં, પરંતુ સૌથી વધારે તો આપણાં ચિત્તને સર્વ સમયના સ્વતંત્ર મહાપ્રજ્ઞોનાં ચિત્ત સાથે સાક્ષાત્ સંપર્કમાં લાવીને.... ક્રાંતિઓ તો તેમનો ત્વરિત સમય પૂરો કરીને ચાલતી થાય છે. તેઓ ભયાનક સ્વપ્નની જેમ ઝબકી ઊઠે છે અને પોતાની પાછળ થાક અને ખેદ મૂકીને વિદાય થાય છે. પરંતુ સૈકાંઓથી વહેતો આવતો ડહાપણ અને જ્ઞાનનો પ્રવાહ તો દૃઢપણે વહ્યો જાય છે. થોડો વખત તે લુપ્ત થતો દેખાય છે, પણ વધુ સમૃદ્ધ અને વધુ ઊંડો બની તે વળી પાછો દેખા દે છે. અત્યાર સુધી માનવે જાણેલાં સ્વાતંત્ર્ય અને સંસ્કૃતિ તે પોતાની સાથે લાવ્યો હોય છે. વિચારમય જીવનથી જ ખરેખરા સ્વતંત્ર લોકોનું ગણરાજ્ય સર્જાશે.

— એવરેટ ડીન માર્ટિન

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये


સંપાદકમંડળ

| | |
|---|---|
| જુગતરામ દવે | મણિભાઈ દેસાઈ |
| ગોપાળદાસ પટેલ | મગનભાઈ દેસાઈ (તંત્રી) |
| ઠાકોરભાઈ દેસાઈ | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક) |


વર્ષ ૧૫ અંક ૬

જૂન નવજીવન, અમદાવાદ ૧૯૫૬


CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri


# શિક્ષણ અને સાહિત્ય

જૂન, ૧૯૫૬

વર્ષ ૧૫ — અંક ૬


## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલિફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ; (લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કૉનોટ સર્કસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ–૧૪**


## અમારાં નવાં પ્રકાશનો

**પચાસ પ્રેરક પ્રસંગો :** મુકુલભાઈ કલાર્થી; કિં. રૂ. ૦–૧૦–૦; ટપાલરવાનગી ૦–૩–૦.

**જાણવા જેવી વાતો :** મુકુલભાઈ કલાર્થી; કિં. રૂ. ૦–૬–૦; ટપાલરવાનગી ૦–૩–૦.

**સ્વરાજ એટલે શું :** મગનભાઈ દેસાઈ; કિં. રૂ. ૦–૭–૦; ટપાલરવાનગી ૦–૩–૦.

**આપણા દેશમાં આપણું રાજ્ય :** મગનભાઈ દેસાઈ; કિં. રૂ. ૦–૭–૦; ટપાલરવાનગી ૦–૩–૦.

**જીવનની સુવાસ :** લલ્લુભાઈ મકનજી; કિં. રૂ. ૦–૬–૦; ટપાલરવાનગી ૦–૩–૦.

**આત્મરચના** અથવા **આશ્રમી કેળવણી :** ભા. ૧–૨–૩: જુગતરામ દવે; દરેક ભાગની કિં. રૂ. ૧–૮–૦; ટપાલરવાનગી ૦–૭–૦.

**A Compass for Civilization :** By Richard B. Gregg; Price Rs. 3–0–0; Postage etc. 1–1–0.

**નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ–૧૪**


CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri


# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૫–અંક ૬ ] અમદાવાદ [ જૂન, ૧૯૫૬


## તકરારનો છેડો

[ બુદ્ધ સંબંધી આ વાર્તા તેમના મુખ્ય ઉપદેશના અનુસંધાનમાં વિચારવા જેવી છે. તે એ કે, કોઈ પણ તકરારનો છેડો, સામાના દોષ યાદ રાખ્યાથી કે ગોખ્યા કરવાથી કે તેનો બદલો લેવાથી નથી આવતો; તેથી તો પરસ્પર વેર જ વધે છે. તકરારનો છેડો લાવવાનો રસ્તો તો, તેમાં પોતાનો હિસ્સો શો છે તેનો જ વિચાર કરી, સામા પ્રત્યે અવેર દર્શાવવાનો જ છે. ]

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



તકરાર હંમેશાં બંને પક્ષની સંકોરણીથી જ આગળ વધે છે. શરૂઆત ભલે એક પક્ષે કરી હોય; પરંતુ સામો પક્ષ તેમાં ન જોડાય, તો તકરાર ઊભી જ ન થાય. તકરાર એક વાર ઊભી થયા પછી બંને પક્ષ તેમાં સામસામાં કારણો આપ્યા કરે છે; એટલે તે લંબાયા કરે છે. જો બેમાંથી એક પક્ષ પણ તે તકરાર ઊભી થવામાં પોતે આપેલો ફાળો જોઈને તેમાંથી ખસી જાય, તો તકરારનો તરત છેડો આવી જાય.

બુદ્ધ ભગવાનના સમયની વાત છે. વિશાખા બુદ્ધ ભગવાનની પરમ ભક્ત અને પરમ ધનિક શિષ્યા હતી. બુદ્ધ ભગવાનના શિષ્યોને તેના ઘરમાં જ્યારે જોઈએ ત્યારે અન્ન-પાન નિરંતર મળતાં.

એક વખત એક વૃદ્ધ ભિક્ષુ પોતાની સંભાળ હેઠળના એક જુવાનિયા ભિક્ષુ સાથે વહેલી સવારે વિશાખાને ઘેર ભિક્ષા માગવા ગયો. વિશાખાને ત્યાં કાંજી પીધા બાદ, પેલા જુવાન ભિક્ષુને ત્યાં બેસાડી, વૃદ્ધ ભિક્ષુ બીજા કોઈને ઘેર ગયો. તે વખતે વિશાખાના પુત્રની દીકરી પોતાની દાદી વતી ભિક્ષુઓના સત્કારનું કામ સંભાળતી હતી. તે પેલા જુવાન ભિક્ષુ માટે વાસણમાં પાણી ગાળતી હતી, તે વખતે તે વાસણના હાલતા પાણીમાં પોતાના મોંનું વિચિત્ર રીતે હાલતું દેખાતું પ્રતિબિંબ જોઈને તે હસી પડી. પેલો જુવાન તેને હસતી જોઈને હસવા લાગ્યો. એને હસતો જોઈ તે બોલી, 'માથા-મૂંડો મારી સામું જોઈ હસે છે શાનો વળી!' તેના જવાબમાં પેલો બોલ્યો : 'તું માથા-મૂંડી, તારો બાપ માથા-મૂંડો, અને તારી મા પણ માથા-મૂંડી!'

પેલી રડતી રડતી રસોડામાં પોતાની દાદી વિશાખા પાસે દોડી ગઈ. દાદીએ રડવાનું કારણ પૂછ્યું. તેણે દાદીને બધી વાત કહી સંભળાવી. વિશાખા તરત પેલા ભિક્ષુ પાસે આવી અને બોલી, 'ભદંત! આપ ગુસ્સે શા માટે થાઓ છો? માથાના વાળ મૂંડાવી, ફાટેલાં વસ્ત્રોની કંથા પહેરી, હાથમાં ઠીબ લઈને ભિક્ષા માટે ફરનાર ભિક્ષુને કોઈ માથા-મૂંડો કહે, તો એમાં ખોટું લગાડવા જેવું શું છે?'

જુવાન ભિક્ષુએ જવાબ આપ્યો : "બાઈ, તમે મારા માથાના વાળ મૂંડાવ્યાનું તો બરાબર સમજતાં લાગો છો; પણ આણે મને 'માથા-મૂંડો' કહી ગાળ દીધી, એ શું તમને સમજાતું નથી?"

વિશાખા એ જુવાનને કે પોતાની પૌત્રીને સમજાવીને શાંત ન પાડી શકી.

એટલામાં એ જુવાન ભિક્ષુને સંભાળનારો પેલો વૃદ્ધ ભિક્ષુ ત્યાં આવી પહોંચ્યો. તેણે બધી તકરાર જાણ્યા બાદ પેલા જુવાનિયાને ઠપકો આપતાં કહ્યું : "માથું મૂંડાવી, હાથમાં કટકો ઠીબ લઈને ભિક્ષા માટે ફરનાર ભિક્ષુને 'માથા-મૂંડો' શબ્દમાં ખોટું લગાડવા જેવું શું છે?"

એ સાંભળી પેલો જુવાનિયો બોલ્યો :

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



“વાહ! તમે પોતાની આ ઉપાસિકાને કશો ઠપકો આપવાને બદલે મને શા માટે આ બધું સંભળાવો છો? ભિક્ષુને ‘માથા-મૂંડો’ કહી સંબોધવો એ શું યોગ્ય છે?”

એટલામાં બુદ્ધ ભગવાન ત્યાં આવી પહોંચ્યા. તેમણે આ બધી તકરારનું કારણ પૂછ્યું. વિશાખાએ શરૂઆતથી માંડીને બધું કહી સંભળાવ્યું. ભગવાને વિશાખાને કહ્યું : “મારા શિષ્યો માથાના વાળ મૂંડાવી વિચરે છે, તેટલા માટે જ તારી પૌત્રી તેમને ‘માથા-મૂંડા’ કહી સંબોધે, એ શું યોગ્ય છે વારુ?”

આ સાંભળી તરત પેલો જુવાન ભિક્ષુ ઊભો થઈ, હાથ જોડી બોલી ઊઠ્યો : ‘ભગવન્! આ સવાલ આપ જ બરાબર સમજ્યા. મારા આ ઉપાધ્યાય કે આ ઉપાસિકા એ સવાલ સમજી જ ન શક્યાં.’

પછી ભગવાને તેને પણ સંભળાવતાં કહ્યું : ‘અસંયમીપણે ગમે તેમ હસ્યા કરવું, એ પણ હીન ધર્મ છે; અને હીન ધર્મ કે પ્રમાદ ભિક્ષુએ કદી ન સેવવાં જોઈએ.’

આ સાંભળી પેલા જુવાન ભિક્ષુને પોતાની ભૂલ પણ સમજાઈ. તેણે કબૂલ કર્યું કે, ‘પેલી છોકરીને હસતી જોઈ હું હસવા લાગ્યો ન હોત, તો મારે પેલી ગાળ સાંભળવી ન પડત. મેં મારા ભિક્ષુધર્મને ન સંભાળ્યો, એટલે તે એવા શબ્દો બોલી; પરંતુ તે શબ્દો બોલવા તેને માટે યોગ્ય હતા કે નહીં તેની તકરાર માંડવાને બદલે, હું મારી ભૂલ સમજીને શાંત બેસી રહ્યો હોત, તો આ કશી તકરાર આગળ ન વધત.’

સાથે ઊભેલા સૌએ તેની આ સમજને વખાણી. પછી ભગવાન ભિક્ષુઓ સાથે પોતાના ઉતારા તરફ વિદાય થયા.

— ગો૦

# ૨૫૦૦ વર્ષ દરમ્યાનની મુખ્ય બૌદ્ધ ઘટનાઓ

[ધ બુદ્ધિસ્ટ — કોલંબોએ બુદ્ધજયંતી નિમિત્તે પ્રસિદ્ધ કરેલા ખાસ અંકમાં ઉતારેલું મુખ્ય બૌદ્ધ ઘટનાઓનું આ ખોખું બૌદ્ધધર્મના ઉદ્ભવ અને પ્રચારની મુખ્ય ઘટનાઓની રૂપરેખા આપી જાય છે. બૌદ્ધ ઇતિહાસનો વ્યાપ સમજવામાં એ ઉપયોગી થશે.]

ઈ. સ. પૂર્વે —

૬૨૩ સિદ્ધાર્થકુમારનો જન્મ.

૫૮૮ બોધિજ્ઞાનની પ્રાપ્તિ. ઋષિપતન — મૃગદાયમાં પ્રથમ ઉપદેશ.

૫૪૩ પરિનિર્વાણ.

વિજય અને સિંહલનું લંકામાં આગમન.

મહાકસ્સપને પ્રમુખપદે અજાતશત્રુ રાજાએ પહેલી બૌદ્ધપરિષદ બોલાવી.

૪૪૩ સબ્બકામી અને યશના પ્રમુખપદે કાલાશોક રાજાએ બીજી બૌદ્ધ પરિષદ બોલાવી.

૩૦૭ ધર્માશોક રાજાનો ચક્રવર્તી તરીકે અભિષેક.

મોગ્ગલિપુત્ત તિસ્સને પ્રમુખપદે ત્રીજી બૌદ્ધ-પરિષદ ધર્માશોકે બોલાવી.

જુદા જુદા દેશોમાં ધર્મદૂતો મોકલવા.

દેવાનાંપિય તિસ્સનો લંકાના રાજાપદે અભિષેક.

અર્હંત મહિન્દ લંકામાં બૌદ્ધધર્મ લાવ્યા.

થેરી સંઘમિત્તા બોધિવૃક્ષની શાખા લંકામાં લાવ્યાં.

લંકાનો પહેલો ઐતિહાસિક દગાબા (સ્તૂપારામ) બંધાયો.

સાંચી સ્તૂપ બંધાયો.

૨૦૫ (અજંટા) જેવાં ચૈત્યગૃહો બંધાયાં.

મહાયાન પંથ.

દક્ષિણ ભારતમાં બૌદ્ધોની સ્થાપત્ય-પ્રવૃત્તિ.

૨૪૪ ધર્માશોકે લુંબિનિ સ્તંભ ઊભો કર્યો.

૧૬૦ ચીંગ લૂ પોતાના દેશમાં કુશાનના દૂત મારફતે બૌદ્ધસૂત્રો સાંભળે છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



લંકાની પ્રથમ બૌદ્ધપરિષદ – રાજા વલગંએ બોલાવી.

યુએ-ચી (કુશાન) રાજાએ એક ચીની અમલદારને બૌદ્ધધર્મનો ઉપદેશ આપ્યો.

ઈ. સ. નું સૈકું —

પ્રથમ — અફઘાનિસ્તાનમાં પ્રચંડ બૌદ્ધમૂર્તિઓ.
કનિષ્ક રાજાની ચોથી બૌદ્ધપરિષદ.
ચીનમાં બૌદ્ધધર્મની સ્થાપના (ઈ. સ. ૬૦).
આંધ્ર (દક્ષિણ બૌદ્ધ) સંસ્કૃતિનો ઉદય.

દ્વિતીય — કનિષ્કની હકૂમત હેઠળ મહાયાનનો પ્રચાર.
ચોથી (ભારતીય) બૌદ્ધપરિષદ (કનિષ્ક હેઠળ).
મધ્ય એશિયા થઈને ચીન તરફ બૌદ્ધધર્મનો પ્રચાર.

ચોથું — લંકાની પ્રથમ વંશાવળી (દીપવંશ).
કલિંગમાંથી 'દલદ' (દંત) લંકામાં લવાય છે (ઈ. સ. ૩૦૯).
તિબેટમાં સુવર્ણચૈત્ય અને સૂત્રો પ્રથમ વાર.

પાંચમું — બુદ્ધઘોષની લંકાની મુલાકાત. ટીકાઓ લખે છે.
ફાહ્યાનની હિંદ અને સિલોનની મુસાફરી (ઈ. સ. ૪૧૫ થી).
સિલોનમાં 'મહાવંશ'ની રચના.
ચીનથી બૌદ્ધ (મહાયાન) ધર્મ બ્રહ્મદેશ પહોંચે છે; પાછળ થેરવાદનું આગમન. રાજ-ધર્મ બને છે.
૧૧ સિલોનની ભિક્ષુણીઓ ચીન જાય છે; ત્યાં ૩૦૦ ચીની સ્ત્રીઓના સંઘની સ્થાપના.
નંદ થેર સિલોનથી એક મૂર્તિ ચીન લઈ જાય છે. તેના ઉપરથી ચીનમાં મૂર્તિવિધાન.
સિલોનનો મહાનામરાજા દંતસ્તૂપની પ્રતિકૃતિ ચીન મોકલે છે.

છઠ્ઠું — કોરિયામાં બૌદ્ધધર્મનો રાજ્યધર્મ તરીકે સ્વીકાર (ઈ. સ. ૫૨૮).
સિયામમાં થેરવાદી બૌદ્ધધર્મનો સ્વીકાર.
બૌદ્ધધર્મ જાપાનનો રાજ્યધર્મ બને છે (ઈ. સ. ૫૫૨).

સાતમું — હ્યુએનત્સંગની હિંદની મુલાકાત. ત્રિપિટકને ચીન લઈ જાય છે. કનોજનો રાજા હર્ષવર્ધન કાશ્મીરથી દલદ (દંત) લાવીને કનોજની પશ્ચિમે મઠમાં સ્થાપે છે.
સુમાત્રામાં મહાયાન બૌદ્ધધર્મનો પ્રચાર, રાજા વિચાઈ હેઠળ.

આઠમું — પદ્મસંભવ અને શાંતિરક્ષિતને તિબેટનું આમંત્રણ. તિબેટમાં સર્વાસ્તિવાદી થેરવાદનો સ્વીકાર. લામાપંથ.
પદ્મસંભવ તિબેટનો પ્રથમ મોટો મઠ સ્થાપે છે. સંઘમાં પ્રથમ વાર (સાત) તિબેટીઓને દાખલ કરે છે.
પાલરાજાઓ હેઠળ ઉદન્તીપુર અને વિક્રમશીલ વિદ્યાપીઠો.

૯મું — બૌદ્ધધર્મ ઇન્ડોનેશિયા પહોંચે છે: બોરોબુદુરની રચના.
શિંગોન પંથનો શિન્નગો ભારતનાં બૌદ્ધ તીર્થોની યાત્રાએ. (જાપાની બૌદ્ધની નોંધાયેલ પ્રથમ ભારત-યાત્રા)

૧૧મું — સિયામમાં અનુરુત રાજા હેઠળ થેરવાદનો પુનરુદ્ધાર.

૧૩મું — સિલોનનો વિજયબાહુ–૧ સિયામમાંથી ભિક્ષુઓ તેડાવે છે.
સિયામી ભિક્ષુ સિલોનમાં પાલિ સૂત્રો લાવે છે. સિંહલ પ્રતિમા મૂર્તિવિધાનના નમૂના તરીકે સ્વદેશ લઈ જાય છે.
પરાક્રમબાહુ–૨ના ઉપક્રમે ધર્મકીર્તિ આંતરરાષ્ટ્રીય બૌદ્ધપરિષદ ભરે છે.

૧૪મું — લંકાનો ઉદુંબર મહાસ્વામી સિયામ જાય છે. અને ત્યાં (ઈ. સ. ૧૩૫૫–૧૩૮૫) સિંહલ વિનયની સ્થાપના કરે છે.
સિયામમાં પાલિ સૂત્રો (ઈ. સ. ૧૩૬૧).

૧૫મું — સિયામી અને કાંબોડી ભિક્ષુઓ કેલનીય દીક્ષા સ્વીકારે છે અને પોતાને ત્યાં કલ્યાણી સીમા સ્થાપે છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



૧૭મું કેંડિનો રાજા વિમલ ધર્મસૂર્ય દંતસ્તૂપ બાંધે છે.

૧૮ થી ૨૦ અલેકઝાન્ડર કસોમ દ કોરોસ મારફત યુરોપ બૌદ્ધધર્મ વિષે જાણે છે.

બર્નોફ, હરમન ઓલ્ડનબર્ગ, રીઝ ડેવિડઝ ઇ૦ની લેખન-પ્રવૃત્તિઓથી યુરોપમાં બૌદ્ધ-ધર્મ જાણીતો બને છે.

બ્રહ્મદેશમાં રાજા મિન્ડોન હેઠળ પાંચમું સંઘયણ.

બ્રિટનમાં પાલિ ટેક્સ્ટ સોસાયટીની સ્થાપના.

૧૫૮ જાપાનીઓના પ્રથમ આગમન બાદ રાજા કમેહમેહ-૫ (ઈ. સ. ૧૮૬૮) હેઠળ હવાયન ટાપુઓમાં બૌદ્ધધર્મનું આગમન.

હિંદમાં મહાબોધિ સોસાયટીની સ્થાપના. (ઈ. સ. ૧૮૯૨)

આંગારિક ધર્મપાલ શિકાગોમાં સર્વધર્મોની પાર્લમેન્ટમાં થેરવાદી બૌદ્ધધર્મ વિષે વ્યાખ્યાન આપે છે.

ગ્રેટ બ્રિટન અને આયર્લૅન્ડની બુદ્ધિસ્ટ સોસાયટીની સ્થાપના (ઈ. સ. ૧૯૦૮).

આજની બુદ્ધિસ્ટ સોસાયટીની લંડનમાં સ્થાપના (ઈ. સ. ૧૯૨૪).

પ્રથમ વિશ્વ બૌદ્ધ કૉંગ્રેસ સિલોનમાં ભરાઈ (ઈ. સ. ૧૯૫૦).

પ્રથમ ઑસ્ટ્રેલિયન બુદ્ધિસ્ટ સોસાયટીની સ્થાપના (ઈ. સ. ૧૯૫૩-૫૪).

છઠ્ઠું બૌદ્ધ સંઘયણ બ્રહ્મદેશમાં શરૂ થયું (ઈ. સ. ૧૯૫૪).

૨૩ મે ૧૯૫૬, ૨૫૦૦ મી બુદ્ધજયંતી.

# ગાંધીજીનો એક પત્ર

[ નાની વયનો પુત્ર ઓચિંતો મરી ગયો તેથી દુઃખી થયેલ માતાપિતાને આશ્વાસનનો આ પત્ર છે, તે વાંચતાં પણ સમજાશે. ]

આશ્રમ, સાબરમતી,
ચૈત્ર સુદ ૧૪, રવિ,
તા. ૨૮-૩-'૨૬

ભાઈશ્રી ૫ કુંવરજી,

ભાઈ કલ્યાણજીનો કાગળ હમણાં જ મળ્યો. તેમાં ડાહ્યાભાઈના અવસાનના સમાચાર તેણે આપ્યા છે. ડાહ્યાભાઈની સ્થિતિનું વર્ણન પણ કર્યું છે. તમે દંપતીએ ખૂબ ધીરજ રાખી એ પણ લખ્યું છે. તે વખતે થયેલા ગીતાપાઠ વિષે પણ લખ્યું છે. ધીરજ સહેજે રહે છે ત્યાં મારે ધીરજનું પૂરણી કરવાપણું રહેતું નથી. પણ તમારો બંનેનો વિશ્વાસ વધારે નિર્મળ થવા સારુ એટલું તો લખું જ કે, જેનો આત્માના અસ્તિત્વ વિષે પૂરો વિશ્વાસ છે, તે ગમે તેવા અણધાર્યાં મૃત્યુથી ન ડરે, ન ડગે. ભરજુવાનીમાં અથવા બાળવયે જે મૃત્યુ થાય છે, તે પણ કુદરતના કાયદાને અનુસરનારાં હોય છે. એ બધા કાયદાઓ આપણે જાણતા નથી, તેથી જ ભયભીત થઈએ છીએ. પણ આટલો વિશ્વાસ કાં ન રાખીએ કે, ડાહ્યાભાઈના આત્માને જે શરીર ગયું તેનો ઉપયોગ ન રહ્યો ત્યારે જ તે પડ્યું ? નિરુપયોગી વસ્તુનો તો ત્યાગ જ ઘટે. એટલું આપણે વિચારીએ તોયે દુઃખી ન થઈએ. આપણને એ શરીરનો ઉપયોગ લાગે એટલા પૂરતું આપણું દુઃખ ખરું, પણ તે તો સ્વાર્થનું દુઃખ થયું. સેવકને સ્વાર્થ શાનો ? આમ જ્ઞાનપૂર્વક સમજીને તમે બધાય કેવળ નિશ્ચિંત થાઓ અને પોતપોતાના કામમાં વળગી જાઓ એવું ઇચ્છું છું. જો નિશ્ચિંત ન જ થઈ શકો તો એમ જાણજો કે, તમારા દુઃખમાં જેમ બીજા ભાગીદાર છે તેમ હું પણ છું. થોડું થોડું કરીને બધાયમાં વહેંચી લેજો. સાચી શાંતિ તમને રામનામ દેશે.

બાપુના આ . . .

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# હિંદની નિરક્ષરતા અને પાયાની કેળવણી

યુનાઇટેડ નેશન્સની ૧૯૫૫ના વર્ષ માટેની વાર્ષિક ચોપડીમાં કેટલાક આંકડા બહાર પાડવામાં આવ્યા છે. તેમાંના થોડાક જાણવા જેવા છે.

તેમાં જણાવ્યા પ્રમાણે, ૧૯૫૪માં વિશ્વની વસ્તી ૨,૬૫૨ લાખ ઉપર પહોંચી છે. ૧૯૫૦માં તે ૨,૫૦૪ લાખ હતી અને ૧૯૩૦માં ૨,૦૦૦ લાખથી થોડી વધુ હતી.

ચીને પોતાની વસ્તી ૧૯૫૩ની વસ્તીગણતરી મુજબ ૫૮૨,૬૦૩,૪૧૭ જણાવી છે. વસ્તીની દૃષ્ટિએ જગતનો એ મોટામાં મોટો દેશ ગણાય.

વેનેઝુએલા દેશે એક વર્ષમાં ૩ ટકા વસ્તીનો વધારો બતાવ્યો છે. સૌથી ઝડપી વસ્તી-વધારો એનો છે. બીજા દેશોમાં પનામા ૨.૯ ટકા, સિલોન ૨.૮ ટકા અને મેક્સિકો ૨.૭ ટકા વધારાવાળા છે.

ઓછામાં ઓછો વસ્તી-વધારો બતાવનાર દેશો આયર્લૅન્ડ .૦૪ ટકા, સ્પેન અને પાકિસ્તાન .૮ ટકા અને પોલૅન્ડ તથા પોર્ટુગલ .૯ ટકા છે.

જગતમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર તપાસતાં જણાય છે કે, હૈટીમાં (વેસ્ટ ઇંડીઝ) ૮૯.૪ ટકા નિરક્ષરતા છે અને હિંદમાં ૮૨.૧ ટકા છે. બીજા ઘણા દેશોમાં તેથી પણ વધુ નિરક્ષરતા હશે, પણ તેઓએ રાષ્ટ્રસંઘને પોતાના આંકડા આપ્યા નથી.

(ન્યૂ યૉર્ક ટાઇમ્સ, એપ્રિલ ૨૯, ૧૯૫૬)

હિંદે પોતાના બંધારણમાં પ્રૌઢ મતાધિકાર સ્વીકારવાની મોટી વાત કરી છે; બીજા સુધરેલા કહેવાતા દેશોએ પણ તેવી હિંમત હજુ નથી કરી. પરંતુ એ મોટી વાત કર્યા બાદ દેશના તમામ મતદારોને અક્ષરજ્ઞાન પૂરતી પણ કેળવણી આપવાનું આવશ્યક કામ તેટલી ઝડપથી કે તીવ્રતાથી હિંદે નથી ઉપાડ્યું. નાણાંની તંગીનું કારણ બતાવીને તેણે દેશમાંથી સર્વત્ર દારૂબંધીને જાકારો નથી આપ્યો. છતાં દેશમાં કેળવણી-પ્રચારનું કામ તો નાણાંની તંગીને લીધે હજુ એટલું જ અટવાયેલું રહ્યું છે. મધ્યસ્થ કેળવણીખાતું સર્વત્ર મફત અને ફરજિયાત કેળવણી કરવા માટે મકાન, પગાર વગેરેનું કેટલું ગંજાવર ખર્ચ થાય, તેના આંકડા કોઈ કોઈ વાર જણાવતું રહે છે.

દેશમાં કેળવણીના સાર્વત્રિક પ્રચારને ખરેખર હાથ ઉપર લેવો હોય—(અને પ્રૌઢ મતાધિકાર આપ્યા પછી બીજી ચૂંટણી પણ નજીક આવી રહી છે તે પહેલાં તો તે વિષે એકદમ વિચાર કરતા અને કામ કરતા થઈ જવું જ જોઈએ)—તો પછી નાણાંની તંગીનું બહાનું કાઢીને બેસી રહેવાને બદલે રાષ્ટ્રપિતાએ રજૂ કરેલી 'પાયાની કેળવણી'ને ખરેખર અપનાવી લેવી જોઈએ. પરંતુ રાષ્ટ્રપિતાની એ યોજનાને મોઢેથી અંજલિ અર્પવામાં આવે છે, છતાં અમલમાં તો અંગ્રેજકાળની યુનિવર્સિટી અને માધ્યમિક કેળવણીની જ જરીપુરાણી પદ્ધતિને દૃઢમૂળ કરવા સિવાય બીજું કાંઈ કરવામાં આવતું જ ન હોવાથી, 'પાયાની કેળવણી'નો સ્વીકાર અસંભવિત કે અનાવશ્યક લાગતો જાય છે. અને હવે તો જુદાં જુદાં નામોએ નીમેલી સમિતિઓએ તે કેળવણી ખતમ થઈ જાય તેવા 'સુધારા' પણ તેમાં સૂચવવા માંડ્યા છે. જેમ કે, એક સમિતિએ 'પાયાની કેળવણી'માં અંગ્રેજીનો અભ્યાસ-ક્રમ સ્વીકારવાની સૂચના કરી છે, જેથી તે કેળવણી લીધેલાં બાળકો આગળની યુનિવર્સિટી સુધીની કેળવણીમાં ગોઠવાઈ શકે! અર્થાત્ યુનિવર્સિટીની કેળવણીને ધરમૂળથી બદલવાની વાત છે, તેને બદલે "પાયાની કેળવણી'ને જ—સ્વીકારતા પણ પહેલાં—ધરમૂળથી બદલવાની વાતો થવા લાગી છે!

આમ પ્રાથમિક કેળવણીના સાર્વત્રિક અને ફરજિયાત પ્રચારનો પ્રશ્ન હલ કરવાની દૃષ્ટિએ વિચારાતો જ નથી.

—હા, તે પ્રશ્ન બીજે એક અણધાર્યે છેડેથી હલ કરવાની પંચવર્ષીય યોજના અમલમાં મુકાઈ છે ખરી; અને તે, નવાં બાળકોને દેશમાં જન્મતાં અટકાવવાનું માતપિતાને શીખવીને! કુટુંબનિયોજનના એ પ્રચાર માટે કંઈક વ્યવસ્થિત યોજના હાથ ઉપર લેવાઈ છે. આપણી આઝાદીની પણ બલિહારી જ છે!

ગો૦

[વાચકને અહીં યાદ દેવડાવું કે, ગાંધીજીએ પાયાની કેળવણી માટે જે થોડાક મૂળભૂત સિદ્ધાંતો

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



કહેલા તેમાં એક એ હતો કે, તે શિક્ષણનાં પ્રથમ ૮ વર્ષમાં અંગ્રેજીને સ્થાન ન હોય, સ્વભાષા અને આંતરભાષા હિંદીને જ હોય. સરકારી સમિતિ આ વસ્તુ જાણતી ન હોય તો એ તો ભીંત ભૂલી ગણાય. અને જો જાણતી હોય, છતાં પાયાની કેળવણીને નામે અંગ્રેજીને તેમાં સ્થાનની વાત કરે, તો તેને શું કહેવું?

૨૨-૫-'૫૬ —મ૦]

# નવી ઔદ્યોગિક નીતિ અને ગ્રામોદ્યોગ

આવડીમાં કોંગ્રેસે 'સમાજવાદી ઢબની સમાજ-રચના'નું ધ્યેય સ્વીકાર્યું અને ત્યાર બાદ વીમા ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ થયું, ત્યારથી સરકારની ભવિષ્યમાં ઔદ્યોગિક નીતિ શી રહેશે તેની સ્પષ્ટ જાહેરાત કરવાની જરૂરિયાત ઊભી થઈ. વળી દેશ આખો પહેલી પંચવર્ષીય યોજના પૂરી કરી બીજી યોજનામાં પ્રવેશતો હતો. તેથી એ સ્પષ્ટતા ઓર આવશ્યક બની હતી.

પરિણામે ગયા એપ્રિલની ૩૦મીએ વડા પ્રધાન શ્રી નેહરુએ પાર્લમેન્ટ સમક્ષ સરકારની નવી નીતિની જાહેરાત કરી. એ નીતિની વિગતો તો છાપામાં આવી ગઈ છે. આમ છતાં તેના મુખ્ય મુદ્દાઓ નીચે ટૂંકમાં જોઈએ :–

૧

૧. સરકારે સઘળા ઉદ્યોગોને સગવડ ખાતર ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યા છે. આ વિભાગો વિવિધ ઉદ્યોગોમાં રાજ્ય કેટલે અંશે ભાગ લેશે કે કેવો કેટલો અંકુશ રાખશે તેને અનુલક્ષીને પડાયા છે.

૨. પહેલા વિભાગમાં અણુશક્તિ, લશ્કરી સરંજામ, મોટાં યંત્ર બનાવવાનાં કારખાનાં, કોલસો, લોખંડ, વિવિધ ખનિજો, વાહનવ્યવહાર અને સંદેશવ્યવહાર અને વીજળીનો સમાવેશ થાય છે. આ ઉદ્યોગોનો ભાવિ વિકાસ રાજ્ય પોતે જ કરશે. તમામ નવાં કારખાનાં રાજ્યની માલિકીનાં અથવા જરૂર પડ્યે રાજ્યની સીધી ભાગીદારી અને નિયમન હેઠળનાં હશે.

૩. બીજા વિભાગમાં નાનાં ખનિજો, ઍલ્યુમિનિયમ અને એવી બીજી ધાતુઓ, રસાયણ ઉદ્યોગમાં વિવિધ પ્રક્રિયાઓ માટે જરૂરી વસ્તુઓ, જંતુનાશકો, ખાતર, સિન્થેટિક રબર, રસ્તા-વ્યવહાર, દરિયાઈ વ્યવહાર અને રાસાયણિક માવાનો સમાવેશ થાય છે. આ ઉદ્યોગોના વિકાસને ઝડપી બનાવવા માટે રાજ્ય નવાં કારખાનાંઓ સ્થાપશે ખરું, પણ ખાનગી સાહસને પણ સ્વતંત્રપણે તેમ જ રાજ્યની ભાગીદારી સાથે તે સ્થાપવાની તક મળશે.

૪. આ સિવાયના બધાય ઉદ્યોગોનો ત્રીજા વિભાગમાં સમાવેશ થશે. આ વિભાગના ઉદ્યોગોનો વિકાસ ખાનગી ક્ષેત્રની પહેલ અને સાહસ દ્વારા થશે. છતાં તેમાંયે રાજ્યને સાહસ કરવાની છૂટ રહેશે. તેમને નાણાકીય સહાય પણ રાજ્ય આપશે; અને ઉદ્યોગ તેમ જ ખેતીમાં સહકારી ધોરણે કામ કરતાં સાહસોને રાજ્ય સવિશેષ સહાય આપશે.

૨

ઉપરના વિભાગો પાડ્યા બાદ સરકારે એ નીતિની સ્પષ્ટતામાં ગ્રામોદ્યોગ અને ગૃહોદ્યોગો અંગે પણ બે ત્રણ ફકરાઓ મૂક્યા છે. જે સંક્ષેપમાં નીચે પ્રમાણે છે :–

"આ સંદર્ભમાં આ ઉદ્યોગોના રાષ્ટ્રીય અર્થતંત્રના વિકાસમાંના હિસ્સા પર સરકાર ભાર મૂકે છે. તાત્કાલિક ઉકેલ માગતા કેટલાક પ્રશ્નોના ઉકેલમાં તેઓ કેટલાક ખાસ લાભ ધરાવે છે. તે મોટા પાયા પર રોજગારી પૂરી પાડે છે, તેઓ રાષ્ટ્રીય આવકની વધુ ન્યાયી વહેંચણી કરવાની પદ્ધતિ પૂરી પાડે છે, અને સામાન્ય રીતે એળે જતાં મૂડી અને આવડતને અસરકારક રીતે સક્રિય બનાવે છે. વળી આયોજનહીન શહેરીકરણ થવાથી જે કેટલાક પ્રશ્નો ઊભા થાય છે, તે પણ આવાં નાનાં પરિશ્રમાલયો ખોલવાથી દૂર કરી શકાશે.

"અત્યાર સુધી રાજ્ય, મોટા પાયા પરના ઉદ્યોગોના ઉત્પાદનનું ક્ષેત્ર મર્યાદિત રાખીને, વત્તાઓછા કરવેરાઓ નાખીને અથવા તો સીધી આર્થિક મદદ આપીને, એ ઉદ્યોગોને ટેકો આપવાની નીતિને અનુસરી રહ્યું છે. આ પગલાં લેવાનું ચાલુ જ રખાશે. છતાંયે જેમ જેમ જરૂર જણાશે તેમ તેમ ઉદ્યોગોનું આ વિકેન્દ્રિત ક્ષેત્ર આપમેળે ઊભા રહેવા માટે પૂરતી ટકાવ-શક્તિ પ્રાપ્ત કરે અને તેનો વિકાસ મોટા પાયાના ઉદ્યોગોની સાથે

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



સમગ્રપણે થાય તે જોવાનું રાજ્યની નીતિનું ધ્યેય રહેશે.

"તેથી રાજ્ય નાના પાયાના ઉત્પાદકોની હરીફાઈ કરવાની શક્તિ વધારવાનાં તમામ પગલાં ઉપર ધ્યાન કેન્દ્રિત કરશે. તે માટે ઉત્પાદન-પદ્ધતિમાં સતત સુધારણા કરી તેને આધુનિક બનાવવી જરૂરી છે. આમ છતાં એ સુધારણાની રફતાર એવી રાખવી જોઈશે કે જેથી ઉત્પાદન-પદ્ધતિ સુધારવાને લીધે થતી યંત્રોદ્યોગજન્ય બેકારી (ટેકનોલોજિકલ અનએમ્પ્લોયમેન્ટ) ને ટાળી શકાય.

"હુન્નરી અને નાણાકીય સહાય અને કામ કરવાના અનુકૂળ સ્થાનનો અભાવ અને સાધનોની જાળ-વણી અને સમારકામ માટેની અપૂરતી સવલતો એ બધું નાના ઉત્પાદકોની ગંભીર મુશ્કેલીઓ છે. આ અપૂર્ણતાઓ પૂરી દેવા માટે ઔદ્યોગિક સંસ્થાનો (ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ્સ) અને ગામડાંમાં પરિશ્રમાલયો જેવી સંસ્થા (કોમ્યુનિટી વર્કશૉપ) સ્થાપવાનું શરૂ કરાયું છે.

"ગામડામાં પોસાય તેવા દરે વીજળી પહોંચતી થશે, તેથી પણ નાના ઉત્પાદકોને સારી એવી મદદ થશે. ઔદ્યોગિક સહકારી મંડળીઓ સ્થાપવાથી નાના પાયા પરના ઉત્પાદનને લગતી કેટલીયે પ્રવૃત્તિઓને ભારે મદદ મળશે. આવી સહકારી મંડળીઓને તમામ રીતે ઉત્તેજન આપવું જોઈએ. અને રાજ્યે ગૃહોદ્યોગ ગ્રામોદ્યોગ, અને નાના પાયા પરના ઉદ્યોગના વિકાસ માટે સતત ધ્યાન આપવું જોઈએ."

૩

પહેલી નજરે જોઈએ તો એમ લાગ્યા વિના રહેતું નથી કે, સરકારને ગ્રામોદ્યોગનું મહત્ત્વ સમજાઈ ગયું છે અને હવે સરકાર ઔદ્યોગિક નીતિની બાબતમાં સ્પષ્ટ અને ચોકસ થઈ ગઈ છે. પણ તપાસતાં જણાય છે કે એમ નથી.

સરકારી નીતિમાં ગ્રામોદ્યોગનો સ્વીકાર માત્ર રોજગારીના નિવારણ પૂરતો જ કરવામાં આવ્યો છે, એ વસ્તુ સાફ દેખાઈ આવે છે. સદ્ભાગ્યે કે કમભાગ્યે આપણા દેશમાં વિપુલ માનવબળ છે. એના શ્રેયને માટે સરકાર કામ કરતી હોવાનો દાવો છે. એના શ્રેયની પ્રથમ શરત એ છે કે, એને રોટી મળે. અને એ રોટી દાન કે દયાના રૂપમાં નહીં પણ એણે કરેલા કામના વળતરના રૂપમાં. એટલે કે, એને રોજી મળવી જોઈએ. અને આ રોજીનો પ્રશ્ન જ સરકારનું ભેજું કસી રહ્યો છે. એક બાજુ સૌને કામ આપવું છે અને બીજી બાજુ દેશવિદેશનું અંધ અનુકરણ કરીને 'સુધરેલી' કે 'અદ્યતન' ઉત્પાદન પદ્ધતિને નામે ભારે મૂડી ખાતાં અને માણસોને નકામાં બનાવતાં યંત્રો દેશમાં દાખલ કરવાં છે. આમ એ ઘોડે ચડવાની કોશિશ થઈ રહી છે.

સદ્ભાગ્યે અત્યાર સુધી આ યંત્રો ભારતમાં બનતાં જ નહોતાં. એટલે એને કારણે જે ઊથલપાથલ થવી જોઈતી હતી તે ભારતમાં થવા પામી ન હતી. અને થઈ હતી તે બહુ ઓછા પ્રમાણમાં. પણ ઉપર જણાવેલા મુદ્દાઓમાંથી બીજો અને ત્રીજો તપાસીશું તો માલૂમ પડશે કે, હવે તો આપણી પોતાની સરકાર મોટાં યંત્રો બનાવવાનાં કારખાનાં ઊભાં કરશે. વળી એ યંત્રોદ્યોગનો ટકાવ થાય, એનો વિકાસ થાય અને એ ફૂલેફાલે તે માટે તેની સાથે પૂરક એવાં ખનિજો, રસાયણો, વાહનવ્યવહાર ઇત્યાદિ બાબતો પણ સરકાર પોતાના હસ્તક લઈ લેશે. યંત્રોદ્યોગનાં આવાં પૂરક અંગોને સરકારે 'પાયાના ઉદ્યોગો' (બેઝિક ઇન્ડસ્ટ્રિઝ) નું રૂપાળું નામ આપ્યું છે અને તેના ઝડપી વિકાસ માટે કમર કસી છે.

પણ પ્રશ્ન એ થાય છે કે, આ પાયાના ઉદ્યોગો શેનો 'પાયો' બનવાના છે? એ પાયા પર કઈ અને શેની ઇમારત રચાવાની છે? જવાબ સીધો અને સરળ છે કે, આ દેશમાં મોટા પાયા પરના ઉદ્યોગીકરણની. 'પાયાના ઉદ્યોગો' એ ગ્રામોદ્યોગના મૂળમાં થઈ રહેલા ઘા સમાન છે, એ વાતમાં કોઈ શંકા નથી.

૪

એ 'પાયાના ઉદ્યોગો' સૌ પ્રથમ તો સરકાર ચલાવશે. એ કારખાનાં કે ખાણો ચાલુ થશે એટલે તેમાં ઉત્પન્ન થતા માલનો પણ કંઈક નિકાલ તો કરવો જ પડશે ને? મોટા પાયા પર દેશમાં વીજળી-બળ સરકાર ઉત્પન્ન કરશે. એટલે પછી તેનો ઉપયોગ કરનારાં સાધનો પણ શોધવાં જ પડશે ને? 'યંત્રો બનાવવાનાં યંત્રો' તૈયાર થશે. એટલે મોટા પાયા પર યંત્રોનું ઉત્પાદન પણ કરવું જ પડશે ને? ટૂંકમાં, પાયાના ઉદ્યોગોના નામે દેશમાં ઇંગ્લંડ કે અમેરિકામાં

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



છે તેવા ભારે અને મોટા પાયાના યંત્રીકરણ અને ઉદ્યોગીકરણનો પાયો નંખાઈ રહ્યો છે.

અને વળી એ ઉદ્યોગો સરકાર ચલાવશે, એટલે પાછું એ બધું 'રાષ્ટ્રીય' ગણાશે; દેશની પ્રગતિનું 'સીમાચિહ્ન' ગણાશે. દેશ 'સ્વાવલંબી' બની રહ્યો છે એવો ભ્રમ પેદા થશે. અને સૌથી મોટી વિચિત્રતા તો એ બનશે કે, આ બધું સરકાર પોતે જ કરશે, એટલે દેશમાંના ઉદ્યોગીકરણનું ભાવિ તદ્દન નિશ્ચિંત બની જશે. ખાનગી માલિકોને રાષ્ટ્રીયકરણ, સમાજ કે નફાતોટાની બીક રહેતી. પણ હવે સરકારના હાથમાં 'પાયો' રહેશે પછી તો બધું 'સબસલામત' થઈ રહેશે. દેશમાં મોટા પાયા પરના યંત્રીકરણનો દોર જામશે. અને એનો સામનો, રાજયના વધતા જતા કાર્યક્ષેત્ર અને સાધનોને કારણે, કોઈ નહીં કરી શકે.

## ૫

ગ્રામોદ્યોગપ્રધાન સમાજરચનાનો એક ખ્યાલ એ હતો કે, માણસની જીવનની જરૂરિયાતની ચીજોનું ઉત્પાદન વિકેન્દ્રિત ધોરણે કરવું. પ્રજા જ્યાં સુધી એ આવશ્યકતાઓ વિષે સ્વતંત્ર અને સ્વાવલંબી ન હોય, ત્યાં સુધી સાચી લોકશાહી સ્થિર કે મજબૂત બની શકે નહીં, સમાજમાંથી શોષણ નાબૂદ થઈ શકે નહીં. આ ખ્યાલનો સ્વીકાર કર્યાની અને કોંગ્રેસ સરકાર એ પંથે જ જવા માગે છે એવી સ્પષ્ટતા અને રજૂઆત કોંગ્રેસના મહામંત્રી શ્રીમન્નારાયણે એમના અનેક લેખોમાં આ પહેલાં કરી હતી. એટલે સરકારની નવી નીતિ જાહેર થવાની વાત આવી ત્યારે એવી આશા જન્મી હતી કે, આ જાહેરાતમાં સરકાર સ્પષ્ટ કરશે કે જીવનવપરાશની ચીજોનું ઉત્પાદન વિકેન્દ્રિત ધોરણે કરવામાં આવશે, જ્યાં કેન્દ્રિત ઉત્પાદન થાય છે ત્યાં તેને વધવા દેવામાં નહીં આવે, અને ધીરે ધીરે વિકેન્દ્રીકરણ કરવામાં આવશે અને એ ક્ષેત્રમાં એકે મોટા પાયા પરનું કારખાનું નાખવા દેવામાં નહીં આવે. પણ આ બાબતનો ઉલ્લેખ કે સ્પષ્ટતા કશે જોવાની મળતી નથી: વિકેન્દ્રીકરણનું તો નામનિશાન પણ નથી.

એથી ઊલટું પાયાના અને બીજા કેટલાક ઉદ્યોગો વિષે સ્પષ્ટતા કરી સરકારે જીવનવપરાશની ચીજોના ઉત્પાદનની આખીયે વાત ઉરાડી દઈ ને ખાનગી સાહસને માટે એ ક્ષેત્ર ખુલ્લું મૂકી દીધું છે. મતલબ કે, કોઈ પણ ખાનગી વ્યક્તિ મોટા પાયા પર સાબુ યા દીવાસળી યા ખાંડ બનાવવાનું કારખાનું વિના તકલીફે ખોલી શકે અને સરકાર તેને નાણાકીય સહાય પણ આપે.

બીજું, સહકારી પ્રવૃત્તિને પણ આ ક્ષેત્રમાં ઠીક આબાદ રીતે સંડોવી લીધી છે. સહકારી ધોરણે ખાંડનું કારખાનું કાઢો તો વાંધો નહીં. ઊલટું સહકારી પ્રવૃત્તિને નામે સરકારની ભારે આર્થિક સહાય મળે. સહકારી ધોરણે સુતરની મિલ પણ કાઢી શકાય. (સૌરાષ્ટ્રમાં લીંબડી ખાતે ચાલુ થઈ છે.) સહકારી ધોરણે પશ્ચિમી ઢબની મોટી ડેરીઓ પણ ચાલુ થઈ શકે. દૂધની ભૂકી પણ બનાવી શકાય. મતલબ એ થઈ રહી કે, લિમિટેડ કંપનીને બદલે હવે સહકારી મંડળી કાઢવાની.

આમ સહકારી પ્રવૃત્તિ અને ખાનગી સાહસોની સાથે એક ખૂબ જ પાયાના પ્રશ્નને યા તો ગૂંચવી કાઢવામાં આવ્યો છે, યા તો લોકમાનસ સામે એક યુક્તિ લડાવવામાં આવી છે.

## ૬

ગ્રામોદ્યોગનો અર્થ જ એ છે કે, ઉત્પાદન અને વહેંચણી વિકેન્દ્રિત હોય. એ સમાજરચનાનો વિરોધ કેન્દ્રીકરણ સામે છે. એ કેન્દ્રીકરણ મોટા પાયા પરનાં યંત્રો અને ઝડપી વાહનવ્યવહાર અને સંદેશ-વ્યવહારનાં સાધનોને લઈ ને શક્ય બન્યું છે. એ કેન્દ્રી-કરણ કોઈ વ્યક્તિના હાથમાં જેટલું નુકસાનકારક છે, તેટલું જ સરકારના હાથમાં પણ છે. અને સહકારી ધોરણે કેન્દ્રીકરણ કરવાથી એ કેન્દ્રીકરણનાં દૂષણો કંઈ ટળી જતાં નથી. મોટા પાયા પરનાં યંત્રોની માણસોને મોટા પાયા પર બેકાર બનાવવાનો સહજગુણ સહકારી પ્રવૃત્તિ કંઈ દૂર કરી શકતી નથી. એટલે સરકારે પોતાની નીતિમાં ખાનગી સાહસ માટે જે ત્રીજો વિભાગ મોકળો રાખ્યો છે ત્યાં પણ યંત્રો દ્વારા કેન્દ્રીકરણ થવામાં કશીયે અડચણ દેખાતી નથી. ઊલટું, એવો

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ભાસ થાય છે કે, સહકારી ધોરણે યંત્રીકરણ અને કેન્દ્રીકરણ થાય તો વાંધો નહીં. આ વસ્તુ પણ પાયાના ઉદ્યોગો જેટલી જ ગ્રામોદ્યોગને માટે ખતરનાક છે. પછી ભલે તેમ કરવામાં સ્વીડન કે ડેન્માર્કની સહકારી પ્રવૃત્તિનો ખ્યાલ સરકારના મનમાં રમતો હોય. અહીં પણ એટલું જ યાદ દેવડાવવાની જરૂર છે કે, તે દેશોનો સહકારી ધોરણે થયેલો યંત્રોદ્યોગનો વિકાસ પણ કમ-વસ્તી અને પરદેશી બજારોને આભારી છે. જ્યારે ભારતમાં તો વિપુલ માનવબળ છે અને યુરોપને ગઈ સદીઓમાં જે વિદેશી બજારો મળ્યાં તેવાં હવે ભારતને કદી મળવાનાં નથી.

આમ ત્રીજો વિભાગ પણ ગ્રામોદ્યોગને કશી સહાય કે સધિયારો આપતો નથી. બલ્કે જતે દિવસે 'પાયાના ઉદ્યોગો'ના 'પાયા' પર વિકાસ પામ્યે જ તેનો છૂટકો થવાનો છે.

૭

આ હાલતમાં ગ્રામોદ્યોગોને પગભર થવાની સલાહ આપવી એ કેટલું વિચિત્ર છે! એ ઉદ્યોગો ઉપરની વિપરીત થતી જતી પરિસ્થિતિમાં ટકી જ કેવી રીતે શકવાના છે? અરે, ખુદ મોટા પાયા પર દેશમાં વિકસેલા તમામ ઉદ્યોગોને વીસ વીસ વર્ષ સંરક્ષણ સરકારી તિજોરીમાંથી પ્રજાનાં નાણાંથી મળ્યું છે. જ્યારે સરકારે માંડ ત્રણ ચાર વર્ષથી ગ્રામોદ્યોગ બોર્ડ સ્થાપી ગ્રામોદ્યોગોને ઉત્તેજન આપવાનું શરૂ કર્યું છે. અને તે ખાસ કરીને 'સબસીડી' આપીને જ. તે સિવાયનાં ગ્રામોદ્યોગના સંરક્ષણ માટેનાં પગલાં લેવાની હિંમત સરકાર દર્શાવી શકી નથી. અંબર ચરખા વિષે ચાલતી ચર્ચાઓ અને એ અંગે ઢીલમાં નંખાતું એના પ્રચારનું કાર્ય આ વાતની શાખ પૂરે છે.

આમ મોટા યંત્રોદ્યોગોને આટલી બધી મદદ સંરક્ષણ અને ઉત્તેજન આટલાં વર્ષો સુધી મળ્યાં હોય અને ગ્રામોદ્યોગોને ત્રણ વર્ષમાં જ પગભર થવાની ડાહી સલાહ આપવી, એ કેટલું બેહૂદું છે! ઊલટું જીવન-જરૂરિયાતના વિકેન્દ્રિત ઉત્પાદન અંગે સરકારે પોતાની નીતિની સ્પષ્ટ જાહેરાત કરી તેને બહાદુરીપૂર્વક અનુસરવું જોઈએ. આમ થતું નથી તેનું કારણ એ છે કે, સરકારનું ચિત્ત, 'સુથારનું ચિત્ત બાવળિયે'ની જેમ, મોટા પાયા પરના યંત્રોદ્યોગો પર વસ્યું હોય એમ લાગે છે.

૮

એટલે આ ઔદ્યોગિક નીતિની ફલશ્રુતિ એટલી જ માલૂમ પડે છે કે:

૧. દેશમાં મોટા પાયા પર યંત્રોદ્યોગીકરણ કરવા માટેની પૂર્વતૈયારીઓ ચાલી રહી છે અને તેના પાયા નંખાઈ રહ્યા છે.

૨. સરકાર ધીરે ધીરે પોતાનો હાથ ઔદ્યોગિક ક્ષેત્રમાં ફેલાવી રહી છે.

૩. ખાનગી ક્ષેત્રને પનારે જીવનજરૂરિયાતની વસ્તુઓને છોડી છે. અને એ વસ્તુઓનું ઉત્પાદન વિકેન્દ્રિત ધોરણે કરવાની કશીયે શક્યતા દેખાતી નથી તેમ જ રહેતી પણ નથી.

૪. ગ્રામોદ્યોગનો સ્વીકાર માત્ર રોજગારીનો પ્રશ્ન સરકારને સતાવતો હોવાથી તેને ટાઢો પાડવા કરવામાં આવ્યો છે. ગ્રામોદ્યોગનો સ્વીકાર એક નવી સમાજ-રચનાની સૈદ્ધાન્તિક ભૂમિકા પર નથી થયો.

આનું પરિણામ એક જ આવી શકે એમ છે અને આવશે કે, સરકાર હાલમાં ગ્રામોદ્યોગને જલદી પગભર થઈ જવાની ચેતવણીઓ આપ્યા કરીને છેવટે ઉપરના સંજોગોમાં જ્યારે તેઓ ટકી શકશે નહીં ત્યારે તેમને નધણિયાતા છોડીને, તમે તમારી કાર્ય-ક્ષમતા પુરવાર કરી શક્યા નથી એમ બહાનું બતાવીને પછી આત્મવંચના કરીને ધમધમાટ મોટા પાયા પરના ઉદ્યોગોને માર્ગે સિધાવશે. અને પછી આ દેશમાં ગ્રામોદ્યોગનું સ્થાન મ્યૂઝિયમો કે પ્રદર્શનોમાં દેખાડો કરવાની ચીજો બનાવવા પૂરતું રહેશે. ગાંધી-વિચાર તો ટાલ્લે ચઢશે.

આમ ગાંધીવિચાર અને ગ્રામોદ્યોગોને માત્ર ઈશ્વર સિવાય કોઈ બચાવી શકે એમ લાગતું નથી.

રમેશ ભટ્ટ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# દિલ્હીમાં ગાંધીજી

## [ શ્રી મનુબહેન ગાંધીની ડાયરીમાંથી ]

**તા. ૨૩–૧૧–'૪૭**
**બિરલા હાઉસ, નવી દિલ્હી**

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી બાપુજીએ હરિજન માટે લખવાની શરૂઆત કરી. શ્રીમન્નારાયણ અગ્રવાલજીના પત્ર પરની ટિપ્પણ લખી. તેમણે ભાષાવાર પ્રાંત પર પોતાના વિચારો દર્શાવ્યા છે. અગ્રવાલજી માને છે કે, જ્યાં સુધી ભાષાવાર પ્રાંતની રચના જલદી નહીં થાય, ત્યાં સુધી ભાષાનો ઝઘડો પણ નહીં પતે તેના જવાબમાં બાપુજીએ લખ્યું :

"મારે કબૂલ કરવું જોઈએ કે, સ્વતંત્ર હિંદમાં લોકોપયોગી કરવા જેવું જે કામ હોય તે તુરત જ થવું જોઈએ. પણ કદાચ ન થયું હોય તો તેનાં કારણો પણ જાણવાની દરેક હિંદીની ફરજ છે. કારણ કે, આપણું રાજ્ય લોકશાહી રાજ્ય છે. લોકશાહીમાં સારા યા માઠા બનાવોના યશ કે અપયશના ભાગીદાર થવાની હિંદી રાજ્યસંઘમાં રહેતા પુખ્ત ઉંમરનાં એકેએક ભાઈ-બહેનની જવાબદારી છે.

ભાષાવાર પ્રાંત કરવામાં ઓરિસાનો જ દાખલો લઈએ. ત્યાં બંગાળી અને ઊડિયા વચ્ચે ખેંચતાણ ચાલ્યા કરે છે. મુંબઈમાં પચરંગી પ્રજા વસવાટ કરે છે. ત્યાં કઈ રીતે ભાષાવાર પ્રાંત રચાય? અને હકૂમત અત્યારે કેટલી કટોકટીમાંથી પસાર થઈ રહી છે? હા, બધા વિભાગો અંદરોઅંદર સંપીને સરહદો નક્કી કરી વહેંચી લે, તો જ ભાષાવાર પ્રાંત કરવાની સુગમતા રહે.

"પણ હિંદમાં તો આજે પાયમાલી છે. આજે જીવતો માણસ કાલે જીવતો ઘેરે આવશે કે કેમ તે પણ શંકા છે. અરે! હમણાં જ ચાંદની ચોકમાંથી ફરીને આવનાર વ્યક્તિ જીવતી પાછી આવશે કે નહીં એ પણ શંકા છે. એ જ રીતે અંકુશોને લીધે ખાવા પીવાનાય સાંસા છે. જ્યાં સુધી કોમી ઝઘડાનો નિકાલ નહીં થાય ત્યાં સુધી કશું થવું અશક્ય જ છે."

આટલું લખ્યા પછી બે પત્રો લખ્યા :

"હમણાં તારો પત્ર ન હતો, તેથી મને ડર જ હતો કે, ફરી તું માંદગીમાં પટકાઈ હોઈશ. તારે સૂર્યસ્નાન, બાથ અને માટીનો પાટો બરાબર લેવો જોઈએ. સંપૂર્ણ આરામ અને સાથે આંખો બંધ કરી ઊંઘ ન આવે ત્યાં સુધી રામનામનો જાપ કરવો. છોકરાઓની અને તમામ ચિંતા છોડી દેવી. ખોરાકમાં હજુ દૂધ શરૂ ન કરવું. ફાડેલા દૂધનું પાણી, બને તેટલું ગરમ પાણી, અને મધ. ફળોમાં તો કેળાં જેવાં ભારે ફળ ન લેવાં. મોસંબી, સંતરાં, લીંબુ લઈ શકાય. કાચાં શાકભાજી પણ. હરવાફરવાનું, વાંચવાનું બધું જ બંધ કરજે. કોઈ પાસે વંચાવવું. છાપાંઓ તો વંચાવીશ જ નહીં, કારણ કે તેમાં દેશના અને કંઈક મારા સાચા ખોટા ખબરો આવે છે તેથી તું ચિંતામાં પડી જાય છે. સાવ સ્થિતપ્રજ્ઞ દશામાં જો હો, તો જ છાપાં સાંભળજે. રામાયણ, ભાગવત, બાઇબલ વગેરે વંચાવવાં. આટલું કરીશ તો જલદી સારી થઈશ, અને જલદી મારું કામ ઉપાડી શકશે.

"બાબો તો નિશાળે જતો જ હશે. એ બધાને પોતપોતાનું કામ હાથે કરવા દેજે, એમાં એ ઘડાશે. મારી તબિયત સારી રહે છે. કામ તો ખૂબ રહે છે. બાકી બધું જ મનુ લખ્યા કરશે. મનુને હું સૂચના આપું છું કે, તને દર અઠવાડિયે હું ન લખી શકું તોયે તે લખ્યા કરે."

× × ×

"આજ હી અભી મૈંને શ્રીમન્નજીકે ખત પર એક લેખ લિખા હૈ, આપ ઉસકો દેખે. ભાષામેં ઇતની દિક્કત ક્યોં હોતી હૈ? મગર આજ હમ હર બાતમેં ફેંસલા કરનેકે બજાય ઝઘડા કરનેમેં અપની બહાદુરી યા અપનેકો બુદ્ધિશાલી માનતે હૈં, યા તો એક કિસમકી ફેશન માની જાતી હૈ.

"યહાંકા હાલ તો કુછ ઠીક નહીં હ. લોગોંકે દિલમેં કાફી જહર ભરા પડા હૈ. ઉસમેં મેરા ક્યા ધર્મ હૈ યહ સોચ રહા હૂં. આગેવાનોંકા દિલ કાફી મૈલા હો રહા હૈ ઐસા ભી મૈં મહસૂસ કર રહા હૂં."

આટલું લખાવી બાપુજી સૂતા. ૬–૪૫ જાગ્યા. હાથ મોં ધોતા હતા ત્યાં જ રાજેન્દ્રબાબુજી ફરવા આવ્યા. એમનું નિયમિતપણું પણ ખૂબ છે. બાપુજી સાથે ભાગ્યે જ ફરવામાં એમની ગેરહાજરી હોય છે. અને રોજ રોજ કંઈ રાજદ્વારી જ વાતો થાય છે તેવું નથી. ક્યારેક ઘરગથ્થુ, કુટુંબની, બિહારની, અનાજની, રાંધવાની વગેરે વિવિધ વાતો પણ થાય છે. એ રીતે આજે બંગાળી રસોઈની વાત નીકળી. બિહારી અને બંગાળીઓની રસોઈમાં, શાકોમાં ખાસ કરીને, ઠીક ઠીક સામ્ય હોય છે; પણ બિહારીઓ રોટલીને પસંદ કરે છે

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ખરા, જ્યારે બંગાળીઓ માત્ર ચોખા જ ખાય છે. તે પરથી બાપુજી કહે, "જો બંગાળીઓ મદ્રાસીઓની જેમ ચોખાની વિવિધ વાનગી બનાવીને ખાય, તો ચોખા ઓછા ખપે. દા. ત. ઈડલી ખાય — તો ઈડલીમાં આથો આવે તેને લીધે તે ફૂલે. અને હલકી રહી. તપેલું ભરીને ભાત ખાય તોયે જે પેટ ન ભરાય તે એ ઈડલી ખાઈ લે તો પેટ ચિકાર ભરાઈ જાય." આવી વાતો સાંભળીને દંગ જ થઈ જવાય કે, બાપુ ક્યાંના ક્યાં પહોંચે છે?

ફરીને આવ્યે બાપુજીના પગ ધોતી હતી ત્યારે પણ મને પૂછ્યું કે, "એક વાટકી ચોખા ઓરીએ અને એક વાટકી ચોખાના આટાની ઈડલી બનાવીએ, તો ઈડલી જ વધતી હશે ને?"

મેં કહ્યું: "હા – કારણ કે આથો આવે અને સોડા નાખીએ એટલે ખૂબ ફૂલે તેથી." મેં કહ્યું, "બાપુજી, આપ કેટલી ચિંતા કરો છો? એક તરફ પેલી માંદી બહેનને આટલી સૂચનાઓ આપતો પત્ર લખ્યો — બીજી તરફ ચોખા બચાવવા કેમ, શું રંધાય – ત્રીજી તરફ હિંદ–પાકિસ્તાનના પ્રશ્નો – આપના ગાઢ મિત્ર ઝીણાસાહેબનાં ભાષણોની રમઝટ — ચોથી તરફ અહીંના આગેવાનોનો બખેડો – કેમ મગજ ચાલે છે?

બાપુજી કહે, "માણસે બધું જ શીખવું જોઈએ. તને થતું હશે કે બાપુ ઈડલીને કેમ આટલું મહત્ત્વ આપે છે? પણ એ ઈડલીમાંથી અનેક પ્રશ્નોનો ઉકેલ થઈ જાય. જો લોકો મારી વાત સાંભળે તો – બંગાળીઓ પોતાનો ભોગ આપીને આટલું કરે તો – એટલા ચોખાનો હિંદમાં વધારો થાય, બીજા અનાજનો વધારો થાય; અને પાકિસ્તાનથી આવેલા લાખો લોકોને એટલું ખાવાનું સહેલાઈથી સરકાર આપી શકે. બોલ, હવે સમજીના કે ઈડલી એ પણ એક રચનાત્મક કામ છે?"

મેં વિનોદ કર્યો, 'હમણાં હમણાં રાજાજી આપને શીખવી ગયા એટલે આપ પણ બરાબર શીખી ગયા છો!'

માલિશમાં તો નિયમ મુજબ બંગાળી કર્યું. સ્નાન વેળા મને પણ બાથ લેવાની સૂચના કરી. હું હમણાં હમણાં બાથ નથી લેતી. ઠંડીમાં ઠંડો બાથ નથી લઈ શકાતો, પણ બાપુજી તો આવી અસહ્ય ઠંડીમાંય હિમ જેવા ઠંડા પાણીમાં બેસી જાય છે. એમને બેસતા જોઉં છું ત્યારે મારાં તો ઠંડા પાણીએ અડ્યા વિના જ રૂવાડાં ખડાં થઈ જાય છે. એ જોઈને બાપુજી કહે, "તું ૭૦ વર્ષની થઈશ ત્યારે શા હાલ હશે? જોકે અત્યારની છોકરીઓ ભાગ્યે જ આટલી ઉંમરે પહોંચી શકશે."

ભોજન વેળા હોરેસ એલેક્ઝાન્ડર આવ્યા હતા. એમની સાથે તો પ્રાસંગિક વાતો. બાકી તો મીરાંબહેનની તબિયતની ખબર કાઢવા આવ્યા હતા.

બાપુજીનું કામકાજ પતાવીને હું રોજ મીરાંબહેનને પણ માલિશ બાથ આપું છું. મારી સાથે તો એમને ખૂબ ફાવી ગયું છે. અને મને પણ એમની પાસેથી ખૂબ શીખવાનું મળે છે. એમનું કામ પણ બધું બરાબર સમયસર થવું જ જોઈએ. એ આગ્રહ જરા મને ભારે પડી જાય છે; કારણ કે ક્યારેક બાપુજી બાથમાં જ સૂઈ જાય છે તેથી પાંચ દસ મિનિટ મોડું થઈ જાય. અથવા બાથમાં કોઈ સાથે વાતો કરતાં કરતાંય પાંચ દસ મિનિટનો ફરક પડે છે. બાપુજી કહે, "મીરાં એટલી બધી શિસ્ત જાળવનારી છે, પણ મનુને એ આમ આટલી સહેલાઈથી નભાવી લે છે, એ મનુનું સદ્‌ભાગ્ય જ ગણાય."

બાપુજી ૧૨૫ વર્ષ જીવવાની હવે ના કહે છે તેના પર વાતો ચાલી. બાપુજીએ કહ્યું કે, "લોકોને હું ખૂંચતો હોઉં તો મારે ૧૨૫ વર્ષ જીવીને શું કરવું છે?"

વિજયનગરનાં મહારાણી આવી જતાં વાતો અટકી. તેમણે બાપુજીને સારી રકમ આપી, અને પ્રણામ કર્યા. પ્રણામ કરવા પૂરતાં જ આવેલાં. બાપુજીએ કહ્યું, "રાજારાણીઓએ હવે લોકોના ટ્રસ્ટી બનીને લોક-ઉપયોગી કાર્યોમાં સાથ આપવા જનતાનો સંપર્ક સાધવો જરૂરી છે. હવે તો બધાં જ સરખાં છીએ એ ભાવના જગાડશો, તો હિંદને તમારી સેવાનો અમૂલ્ય લાભ મળશે."

ખેરસાહેબ, મોરારજીભાઈ પણ આવી ગયા. મુંબઈનું તંત્ર સુંદર રીતે ચાલે છે. અને બીજી અહીં ચાલતા વાતાવરણની વાતો થઈ.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



સોફિયાબહેન આવ્યાં. સોફિયાબહેનને હિંદુઓ ડરાવે છે કે, "તું મુસલમાન છે, પાકિસ્તાન જા." સોફિયાબહેન કે જેણે અત્યાર સુધી કૉંગ્રેસ સેવિકા દળનું કામકાજ ખૂબ કર્યું, બીજાં અનેક કામો કર્યાં, એને પણ ભગાડવા લોકોનો આગ્રહ છે! આ બધા બનાવોની અસર બાપુજી પર ઠીક ઠીક રહે છે.

એમના ગયા બાદ મદ્રાસના મુખ્ય પ્રધાન રેડ્ડિયારજી આવ્યા. ત્યાં પણ આંધ્ર અને મદ્રાસ વચ્ચે મારામારી છે. પ્રાંતીયતાની ભાવના પણ ખૂબ જાગ્રત થઈ છે.

એમના ગયા બાદ ડૉ. જોષી જેમનું મુસલમાન ડૉક્ટરે ખૂન કર્યું છે તેમનાં દીકરી મળવા આવ્યાં. બાપુજીએ તેમના કુટુંબની તમામ ખબરો પૂછી. અને કુટુંબને કંઈ મુશ્કેલી હોય તો બાપુજીને ગમે ત્યારે તેઓ જણાવી શકે છે, બાપુજી પોતાથી બનતું બધું જ કરશે, એમ આશ્વાસન આપ્યું. નિર્મળાબહેનને રડતાં જોઈ અને બાપુજીના આશ્વાસનના શબ્દો સાંભળી મારી આંખમાં પણ ઝળઝળિયાં આવી ગયાં. બાપુ ખરે જ સહુના 'બાપુ' જ છે.

૪ વાગ્યે પૂ. ઠક્કરબાપા આવ્યા. કાંતતાં તેમની સાથે વાતો કરી. હિંદુના તંત્રી શ્રીનિવાસ અને ડૉ. ગોપીચંદ ભાર્ગવ આવ્યા હતા. ડૉ. ગોપીચંદ ભાર્ગવની સાથે પાણીપતમાં આવેલા નિર્વાસિતોની અવ્યવસ્થા સંબંધી ખૂબ કહ્યું. "પંજાબનું તંત્ર પ્રજાએ તમને સોંપ્યું છે. જો તમે તે જવાબદારી ન જ ઉઠાવી શકતા હો તો રાજીનામું આપો. અથવા ત્યાં જઈ તમારું નિવાસસ્થાન તેઓની વચ્ચે બનાવી તેમના દુઃખમાં ભાગ લો. અથવા તોફાનમાં ખપી જાઓ. તો તમે સાચા વડા પ્રધાન. તમે જે પદ ધારણ કર્યું છે, જે મુગટ તમને પહેરાવવામાં આવ્યો છે, તે કાંટાનો છે, હીરાજડિત નથી."

બાપુજીએ ઠીક ઠીક વેદના ઠાલવી. એમના ગયા પછી સરદારદાદા આવ્યા, ખંડુભાઈ અને કહાનજીભાઈ. આમ એક જાય છે અને બીજાએ દરવાજો ખોલ્યો જ હોય છે. ગિરજાશંકર બાજપાઈ પણ કાશ્મીર સંબંધી વાતો કરી ગયા.

રામકૃષ્ણભાઈ (બજાજ) આવતાં એમણે બાપુજીને થોડાક હસાવ્યા. એટલે ઓરડાના વાતાવરણમાં કંઈક નરમાશ આવી. એક તો મોટો ઓરડો, ઠંડીને લીધે ઓરડો બંધ કરીએ. અને તેમાં આવા ગંભીર કરુણ પ્રસંગોની વાત થાય, એટલે એ ઓરડાની હવામાં પણ ગાંભીર્ય અનુભવાય છે.

૫-૩૦ પ્રાર્થનામાં ગયા. બાપુજીએ પ્રાર્થનાસભામાં પ્રાર્થનામાં અંદરોઅંદર વાતો ચાલતી હતી તેથી શાંતિ જાળવવા કહ્યું. કારણ કે રેડિયો પરની રેકર્ડમાં એ અવાજ આવે છે. ઉપરાંત આજે બપોરના અમે દેવદાસકાકાને ત્યાં ગયેલાં ત્યારે કાકાએ મને એક કાગળ લખી આપેલ કે, બાપુજી ૧૫ મિનિટથી વધારે ભાષણને લંબાવે છે તો રેકર્ડમાં મુશ્કેલી પડે છે. અને રૂબરૂ પણ કહેવાનું કહ્યું હતું. તેનો જવાબ પણ બાપુજીએ પ્રાર્થનાસભામાં આપતાં જણાવ્યું કે,

"મારું પ્રવચન તો હું પંદર મિનિટથીય વધારે લંબાવવાનું પસંદ નથી કરતો. પરંતુ મારે તો પ્રાર્થનામાં આવેલ ભાઈબહેનોના હૃદયમાં વાસ કરવો છે. અને મારું સુખ દુઃખ તે તેમનું સુખ દુઃખ છે, તેમનું તે મારું. એટલે જ બનતી ઘટનાઓ કહેવામાં સમય જાય છે.

"એક ભાઈએ મને લેખિત પ્રશ્ન કર્યો છે કે, જ્યારે માણસનો અમુક હક્ક જતો હોય તો તે સમયે હિંસા કરવામાં શો વાંધો? પણ મારો તો એક જ જવાબ છે કે, હિંસા કરવાથી કોઈ પ્રશ્નનો નિકાલ કદીય થવાનો જ નથી. હું જો મજૂરી કરતો હોઉં અને મારા શેઠનું કામ મેં પૂરેપૂરી વફાદારીથી પાર પાડ્યું હોય, તો પૂરતી મજૂરી મેળવવાનો મારો હક ઊભો થાય. પણ મારું કામ પાર પાડ્યા વગર જો હું મજૂરી લઉં, તો તો એ ચોરી જ થઈ ગણાય. ફરજના કે ધર્મના પાલનમાંથી જ હક કે અધિકાર નિર્માણ થાય છે અને તેવા પાલન પર તેનો સાચો અધિકાર છે. એટલે હક ઉપર વારંવાર જોર દેવાય છે, તે વાતો છેડવામાં આવે છે, તેમાં હું સમ્મત નથી થઈ શકતો.

"હવે મારે તો તમને બીજી જ વાત કહેવાની છે. રોહતક તેમ જ બીજાં સ્થળો પર જાટ લોકોએ હરિજનો પર જુલમ ગુજાર્યાની જે વાતો મને મળી છે તે સંબંધમાં થોડું કહેવાની ઇચ્છા થાય છે. પણ આ જુલમની વાત કંઈ નવી તો નથી જ. અંગ્રેજોના સમયમાં પણ હરિજનોની સ્વતંત્રતામાં દખલ થયા જ કરતી. પરંતુ હિંદ હવે જ્યારે આઝાદ થયું છે ત્યારે હું જોઉં છું કે જુલમો-

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



સદન્તર નાબૂદ થવાને બદલે વધારે ને વધારે ઉગ્ર બનતા જાય છે. માનવ સમુદાયમાં સ્વતંત્રતાનો હક્ક સહુને સરખો જ હોવો જોઈએ. હરિજનો તો બાપડા જેવા ગુલામ હતા તેવા જ રહેલા જોઉં છું. અને તે રીતે એક અન્યાયમાંથી બીજા અનેક ફૂટી નીકળશે. પાકિસ્તાનમાં ભલે ગમે તે થાય. પણ અહીં આપણે મુસલમાનો તરફ જે વર્તણૂક ચલાવી ખ્રિસ્તીઓને પણ ન છોડ્યા, એનું મૂળ કારણ હરિજનો સાથેની આપણી ગેરવર્તણૂકને જ આભારી છે. હરિજનોને અસ્પૃશ્ય કહી તેને અડવામાં પાપ માન્યું, એથી જ હરિજન સેવક સંઘની સ્થાપના થઈ અને ઠક્કરબાપા જેવા એમના ઉદ્ધારક બન્યા. ગયા વર્ષની ૧૫મી ઑગસ્ટે હિંદ આઝાદ તો બન્યું અને એ પલટાનું રહસ્ય જો આપણે સંપૂર્ણ સમજ્યા હોત, તો દેશનાં એકેએક બાળક વૃદ્ધ સ્ત્રી પુરુષ એ સ્વતંત્રતાની મોજ માણી શકત. પરંતુ તેને બદલે ભયાનક અને વિકરાળ દશ્યોના આપણે સાક્ષી બન્યા. અને મારે કહેવું પડે છે કે, મને એ પણ શંકા આવે છે કે જાણે આગેવાનો કે કાર્યકરો સહુ કેમ ઊંચા હોદ્દા પર આવી ચઢે તેની ભાંગજડમાં પડ્યા છે. હિંદની પ્રગતિની તો કોઈને પડી જ નથી. જો આમ જ ચાલશે તો આપણી દશા આગળ જતાં કેવી હશે એ તો પ્રભુ જાણે. પણ એનો સાક્ષી હું ન બનું એ જ ઈશ્વરને મારી પ્રાર્થના છે અને તેમાં તમે સહુ સાથ આપજો."

૬ા વાગ્યે બાપુજીએ મૌન લીધું. આજે તો દિવસભર બોલ બોલ કરવું જ પડ્યું છે. બાપુજીએ મૌન લીધું. એ પછી અમે મણિબહેન (પટેલ) ને જોવા ગયાં. એમને તાવ આવે છે. પણ જબરાં છે! બધું કામકાજ કરીને સૂએ છે! અમે ૭ાા વાગ્યે પાછાં આવ્યાં. મૃદુલાબહેન આવેલાં. ઇન્દિરાબહેનની (ગાંધી) તબિયત ખરાબ હોતાં તે લખનૌ ગયાં. એ પછી પંડિતજી આવ્યા. મૌન હોવાને કારણે બાપુજીએ ખાસ તો ઇન્દિરાબહેનના સમાચાર પૂછ્યા. પ્રવચન લખી ૯-૧૫ પછી સૂવાની તૈયારી. કસરત કરી. બાપુજી મૌન લઈ લે છે ત્યારે તો જાણે બિરલાહાઉસમાં કોઈ માણસ જ ન હોય એમ લાગે છે. સૂતા હતા ત્યાં જ કૃષ્ણભાઈ નાયર આવ્યા. ફરી દિલ્હીમાં અશાંતિ શરૂ થઈ ગયાના સમાચાર આપ્યા. શીખો મુસલમાનોના ઘરમાં ઘૂસી ગયા છે. અને ૨૨ કલાકનો કરફ્યુ ચાંદની ચોકમાં લાગ્યો છે.

સૂતી વેળા આવા ખરાબ ખબર આપતા હતા એથી નાયરજી પર મને ચીડ આવતી હતી. અમે કુટુંબ જેવાં બની ગયાં છીએ. મને કહે, "જો ખબર ન આપું તો આ બુઢ્ઢો મારી કેવી ભૂંડી દશા કરે તે તું જાણે છે ના? તું તો એવી અનેક દશાઓમાંથી પસાર થઈ જ છો." વગેરે . . . હું પણ બાપુજીને માથામાં તેલ ઘસી મીરાંબહેનનું કામકાજ પતાવી ૧૦ વાગ્યે સૂવા ગઈ.

**મનુબહેન ગાંધી**

# વડોદરા યુનિવર્સિટીનો ઠરાવ

૧

વડોદરા યુનિવર્સિટીની સેનેટે તેને ત્યાંના શિક્ષણ-પરીક્ષણ કામના માધ્યમને અંગે ઠરાવ પસાર કર્યો કે, 'અંગ્રેજીને બદલે રાષ્ટ્રભાષા (હિંદી) લેવી અને અત્યારને તબક્કે ગ્રૅજ્યુએટ કક્ષા સુધી તેમ કરવું.' આ ફેરફાર ક્રમે ક્રમે કરાશે. પરંતુ તે ક્રમ શો હશે, અથવા તો આ ફેરફાર કરવાનું કામ ક્યારે શરૂ થશે, એ મુદ્દાના સવાલો વિષે ઠરાવે મૌન રાખ્યું છે. તે હવે પછી વિચારાશે, એમ માનવું જોઈએ.

આ ઠરાવનું રહસ્ય વિચારવું જોઈએ. હિંદી હજી અધ્યાપક કે વિદ્યાર્થી કોઈને ખાસ આવડતી નથી તથા પરિભાષા અને પુસ્તકોની મુસીબત સરખી જ છે. એ જોતાં આ ઠરાવનો અર્થ એટલો જ થઈ રહે છે કે, અંગ્રેજી ચાલુ રહેશે.

અને એમાંથી નીપજતી બીજી વાત એ કે, વિદ્યાર્થીની સ્વભાષા — એટલે કે, ગુજરાતી માધ્યમ ન બને, પરંતુ જેને 'રાષ્ટ્રભાષા' કહીને વર્ણવાઈ છે તે 'હિંદી' ભાષા તેનું સ્થાન લે; એટલે કે, સ્વભાષાને તેના સ્વાભાવિક સ્થાને નહીં મૂકીએ. એ આ ઠરાવનો બીજો અને ઉઘાડો અર્થ થયો.

આ યુનિવર્સિટી માટે તો એ વિશેષે કરીને સાચું છે: વાચકને ખબર હશે કે, વરસેક ઉપર વડોદરાના (ઘણું કરીને પ્રથમ વરસના) વિદ્યાર્થીઓને સ્વભાષામાં પરીક્ષાના સવાલોના ઉત્તર આપવાની છૂટ આપવામાં

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



આવી હતી. આનો લાભ અણધારી મોટી સંખ્યાએ લીધો અને તેનું પરિણામ બહુ સારું આવ્યું! જ્યાં જ્યાં હિંદમાં આવી છૂટ અપાઈ છે, ત્યાં બધે જ આનાં બહુ સારાં ફળ આવ્યાં છે. એટલે કે, આ પ્રયોગ સફળ લાગ્યો છે, એવી હકીકત છે. આથી આનંદ પામી તે પ્રયોગ આગળ લેવાને બદલે, વડોદરાનું યુનિવર્સિટી તંત્ર એથી ચોંકયું લાગે છે. પરિણામે, સદરહુ છૂટ બંધ કરવામાં આવી અને તેની જગાએ ઉપર કહ્યો એવો ઠરાવ થયો. આનો ઉઘાડો અર્થ આપણે શરૂમાં જ જોયો કે, રાષ્ટ્રભાષાને નામે હિંદીનો દુરુપયોગ કરાયો — સ્વભાષાનું સ્થાન પચાવી પાડવા તે વપરાઈ!

૨

વડોદરા યુનિવર્સિટીના ઠરાવની ભાષા પણ ભૂલભરેલી ગણાય. હિંદી દેશની રાષ્ટ્રભાષા નથી ઠરી, પરંતુ તે અખિલ હિંદની વહીવટ-ભાષા કે રાજભાષા છે, એમ બંધારણે નક્કી કર્યું છે. અને એ ભાષા કઈ હશે તે તેની કલમ ૩૫૧મીમાં વર્ણવ્યું છે. તે ભાષાની લિપિના આંકડા અંગ્રેજી મરોડના હશે. એટલે 'રાષ્ટ્રભાષા' શબ્દપ્રયોગ થયો છે તે ભ્રામક છે. અને ધારો કે, તે ઠીક માનીએ તોપણ સ્વભાષા સામે તેની હરીફાઈમાં રાષ્ટ્રભાષાને આમ મૂકવી, એ હિંદીના જ હિતમાં નથી. વડોદરાના સેનેટરોએ જો એમના ઠરાવની આ બાજુ ન વિચારી હોય, તો તે વિચિત્ર જ ગણાય. આજે ભાષાના ક્ષેત્રમાં શબ્દોના પ્રયોગો આવી શિથિલતાથી થાય છે, તે વિષે વેળાસર સૌએ હોશિયાર થઈ જવાની જરૂર છે.

આ બાબતમાં થોડો વિચાર અહીં અસ્થાને નહીં ગણાય. બંધારણની કલમો ચીવટથી જોઈશું તો એની તરત ચોખવટ થઈ જશે.

૩

બંધારણ ક્યાંય 'રાષ્ટ્રભાષા' શબ્દ વાપરતું જ નથી. તેની વાત જ તે કરતું નથી. તે કરી પણ કેવી રીતે શકે? કેમ કે 'રાષ્ટ્રભાષા' કે રાષ્ટ્રના નાગરિકોની ભાષા તો પ્રજાની પોતાની ચીજ છે; તે કાંઈ રાજ્યસત્તા કે સરકાર કાયદાથી નથી આપતી. એ તો પ્રજાએ, પોતાના ઇતિહાસકાળમાં, સહેજે ઘડેલી અને ખીલવેલી વિરલ સંપત્તિ કે વિભૂતિ હોય છે. રાજ્ય તેમાં ઝાઝી દખલ પણ નથી કરી શકતું; જોકે તેમાં તે અમુક મદદ કરે છે એ ખરું. એટલે બંધારણે રાષ્ટ્રભાષાની વાત નથી કરી; પણ અનેક લોકભાષાવાળું આપણું સંઘરાજ્ય હોવાથી, પોતાના કામકાજની કઈ ભાષા રાખવી, અને પ્રદેશરાજ્યો રૂપી તેના એકમો વચ્ચેના તથા તેમની સાથેના પોતાના કામકાજ માટે કઈ આંતરભાષા વાપરવી, એ ઠરાવ તેણે કર્યો છે. આ ભાષાને 'રાષ્ટ્રભાષા' નહીં પણ ભારતની રાજભાષા કહેવી ઘટે.

વડોદરા યુનિવર્સિટી અને બીજા કેટલાક જણ જ્યારે શિક્ષણના માધ્યમ તરીકે હિંદીની વાત કરે છે, ત્યારે તેઓ આ રાજભાષાની વાત કરે છે, એ સ્પષ્ટ છે. જેમ સવા સો વરસ પર આપણા પૂર્વજોએ અંગ્રેજ સરકાર જોડે મળીને અંગ્રેજી માધ્યમ ઠરાવ્યું અને દેશના લોકોની સ્વભાષાઓને વેગળી કરી, તેમ જ આજે આ વિચારના લોકો આપણા જ દેશની એક ભાષાનો દુરુપયોગ કરીને પાછો સ્વભાષાને અન્યાય કરે છે. આ ગંભીર ભૂલ દેશને એ જ રીતે નડશે, એ અંગ્રેજીના અનુભવ પરથી સમજવું જોઈએ. અસ્તુ.

૪

હિંદની પ્રજાની આ સ્વભાષાઓને જ બંધારણે હિંદની "દેશી ભાષાઓ" — 'લેંગ્વેજીઝ ઑફ ઇંડિયા' (કલમ ૩૫૧) કહી છે અને તેમની નં० ૮ યાદી બંધારણમાં મૂકીને તે વિષે ચોખવટ કરી છે, જેથી નવા નવા દાવા* જાગતા મટે. બંધારણની આ ભાષાઓ, જેને આપણે હિંદની દેશી ભાષાઓ એવા ગામઠી શબ્દોથી વર્ણવતા આવ્યા છીએ, તે ભાષાઓ હિંદની ચાલુ લોકભાષાઓ છે; — જેને આજે વડા પ્રધાન એમનું યોગ્ય અને ગૌરવવંતું નામ આપે છે — હિંદની રાષ્ટ્રીય ભાષાઓ. એટલે હિંદની સાચી રાષ્ટ્રીય ભાષાઓ લોકોની આ સ્વભાષાઓ છે. તેથી ખરો

* દેશી ભાષાની યાદીમાં દાખલ કરવાનું આંદોલન, જેમ કે, સિંધી માટે આજે જોવા મળે છે; તથા એન્ગ્લો ઇંડિયનો અંગ્રેજી માટે કરે છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



સવાલ સ્વભાષા અને રાષ્ટ્રભાષા વચ્ચેનો નથી જાગતો, પરંતુ સ્વભાષા અને રાજભાષા હિંદી વચ્ચે નાહક હરીફાઈ પેદા કરવામાં આવે છે.

આ રાજભાષાને બંધારણે ઉપરની સ્વભાષાઓ કે રાષ્ટ્રીય ભાષાઓથી અલગ પાડીને વર્ણવી છે. તેને કલમ ૩૪૩ માં 'ગણરાજ્યની સરકારી ભાષા' ('ઑફિશિયલ લૅન્ગ્વેજ ઑફ ધી યુનિયન') કહી છે. અને યુનિવર્સિટીઓ આ ભાષાને જાણ્યે અજાણ્યે એ સમજથી જ માધ્યમ તરીકે લે છે, કેમ કે તેઓ સરકારની નોકરીઓ દેખીને જ ચાલ્યા કરે છે; પરદેશી રાજ્યમાં પડી ગયેલી જૂની ખો હજી તે ખંખેરી શકતી નથી. હિંદની સ્વતંત્ર થયેલી પ્રજાએ અહીંયાં જ તેને મદદ કરીને એ ઘાતક કુટેવમાંથી હવે બચાવવાની છે.

આ બાબતમાં બંધારણે પ્રજાને પૂરી છૂટ આપી છે: હિંદની આ મહાન સ્વભાષાઓ પોતપોતાના પ્રદેશની રાજભાષા બને, હાઈ કોર્ટ સુધીની અદાલતી ભાષા બને, તથા ધારાસભાની ભાષા પણ એ બને, એવી પૂરી જોગવાઈ આપી છે. શિક્ષણના માધ્યમનો સવાલ પ્રજાનો હોઈને બંધારણે તેના ઉપર છોડ્યો છે, એમ ગણાય. આ લોકશાહી હક આજે આપણા શિક્ષણ- તથા રાજ્ય-તંત્રમાં ઉતારવાનો સમય અત્યારે આવ્યો છે. એ સમજીને દેશની યુનિવર્સિટીઓ ચાલે એ ઉઘાડું છે. અંગ્રેજી માધ્યમથી પરદેશી રાજ્યકાળમાં ઘડાયેલી ગુલામી મનોવૃત્તિમાંથી નીકળ્યા વગર આ બની ન શકે. હિંદની વિદ્યાપીઠો સામે આ સવાલ આજે છે. હિંદની પુનર્ઘટનાનો પાયાગત પ્રશ્ન એ છે. એમાં વડોદરાએ ભૂલ કરી છે, એમાં શંકા નથી.

## ૫

વડોદરાની આ ભૂલ વલ્લભ વિદ્યાપીઠ જેવી જ છે. ફરક એટલો જ છે કે, વલ્લભ વિદ્યાપીઠ વિષે સરકારે પોતે હિંદી જ માધ્યમ હોય એવો નિર્ણય લઈ લીધો, – તેની સેનેટ ઉપર તે રાખ્યો જ નહીં! પણ એ બાજુ જવા દઈએ. અત્યારે પ્રસ્તુત સવાલ જાગે છે તે બીજો છે.

જ્યારે ગુજરાત યુનિવર્સિટીના માધ્યમની ચર્ચા ગયે વરસે ચાલતી હતી, ત્યારે એમ પુછાતું હતું, "કોઈ બંગાળી છોકરો હોય કે બિનગુજરાતી હોય, તેનું શું?" ગુજરાતની સેનેટે તેનો જવાબ આપ્યો કે, "ગુજરાતમાં ગુજરાતી મોટા ભાગના બધાની ભાષા હશે. બિનગુજરાતીઓ — અધ્યાપકો તથા વિદ્યાર્થીઓ — દેશની આંતરભાષા હિંદી અને વચગાળામાં અંગ્રેજી છે ત્યાં સુધી અંગ્રેજીનો ઉપયોગ કરી શકશે." આમ ગુજરાતીની સાથે હિંદી અને અંગ્રેજી માધ્યમ પણ રહે જ છે.

માધ્યમનો આ વ્યાપક સિદ્ધાંત છે. તેથી જો પૂરતી સંખ્યા હોય તો તેવા બિનગુજરાતી માટે જોઈએ તો હિંદી દ્વારા ચાલતી કૉલેજ કે ચાલુ કૉલેજમાં એક એવો વર્ગ કોઈ ઇચ્છે તો કાઢી શકે છે. પૂરતી સંખ્યામાં વિદ્યાર્થીઓ હોય તો હિંદી જ નહીં કોઈ ભાષાના માધ્યમની કૉલેજ કે અલગ વર્ગ કાઢી શકાય. અને આપણી યુનિવર્સિટીઓને તેમને પરીક્ષણ ઇ૦ની જરૂરી સવડ આપવામાં કશી અડચણ ન હોય.

એટલે હું ચોક્કસ માનું છું કે, ગુજરાત યુનિવર્સિટીએ માધ્યમના પ્રશ્નનો જે ઉકેલ કાઢ્યો છે, તે દેશભરની વિદ્યાપીઠો પણ અપનાવી શકે એવો વ્યાપક સિદ્ધાંત છે.

હવે વડોદરા કે વલ્લભ વિદ્યાપીઠનો સવાલ જુઓ. બંને ગુજરાતી-ભાષી પ્રદેશની વચ્ચોવચ છે. હવે જો કોઈ પૂછે, "તે જ પ્રદેશના વિદ્યાર્થી પોતાની ભાષા મારફત ભણવા માગે, તેમને આ વિદ્યાપીઠો શો જવાબ આપે છે?" ગુજરાત યુનિવર્સિટીને પૂછનારાઓને આ સામો સવાલ પૂછીએ, તો તે શું કહે છે? આ વસ્તુ બંધારણના આત્માથી વિરુદ્ધ જ છે, એમાં શંકા નથી. એ બે વિદ્યાપીઠ-પ્રદેશમાં ગુજરાતી માધ્યમની કૉલેજ પણ ન નીકળી શકે, એવી કાનૂની દશા છે. હિંદી માથે મારવામાં આવે છે, તે આથી કરીને કહેવાય છે. અને એમ કરવાનું શું કારણ છે, તે પણ સ્પષ્ટ છે. આપણા દેશ પર અંગ્રેજી કઈ રીતે મૂકવામાં આવી તે જોતાં એ દીવા જેવું દેખાય છે.

## ૬

સરકારી વહીવટની અને નોકરીઓની ભાષા અંગ્રેજી ઠરી. આપણો ઉપલો વર્ગ નવાબો અને રાજાઓ તથા બાદશાહની નોકરી કરતો નવરો પડ્યો, તે આ બાજુ વળ્યો. યુનિવર્સિટીઓ આ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



વર્ગોના છોકરાથી ઊભરાવા લાગી. આજે તો ત્યાં ભીડ અને ભણેલી બેકારી આવી ગઈ છે! અને તેની જોડાજોડ જ્ઞાનનું ધોરણ પડી ગયું છે. બધું કેવળ પરીક્ષા-ખાતું થઈ રહ્યું છે. પદવી-બજાર જાણે મંડાયું છે! કેમ કે, પદવી આપવાનો ઇજારો યુનિ૦ને છે, અને પદવી કે પ્રમાણપત્ર વગર નોકરી ન મળે! આમ ચાલેલા શિક્ષણતંત્રની આપણને ટેવ પડી ગઈ છે. તેને આધારે આજના કેટલાક રાજવહીવટીઓ એવો ક્યાસ બાંધીને ચાલે છે કે, આ જ રીતે હિંદીને માટે પગલાં લેવાં. એટલે કે, સરકારી વહીવટની ભાષા હિંદી કરી દો, તો તેના જોરે યુનિ૦ઓ આપોઆપ ઠેકાણે આવી રહેશે, એવી ગુપ્ત પ્રેરણાથી વર્તવામાં આવે છે.

આ વિચારમાં ભૂલ ક્યાં છે તે ખોળવાની મુશ્કેલી નથીઃ હિંદનાં પ્રદેશરાજ્યોની ભાષા હિંદી નથી થવાની. તે તો દરેક રાજ્યની સ્વભાષા થશે, એ હવે સૌને દેખાવું જોઈએ. આ સવાલ હવે રાજ્ય-પુનર્ઘટના થઈ રહે તેની સાથે ઝટપટ ઉપર આવશે. માટે હિંદીને દેશનાં રાજ્યોની એક વહીવટી ભાષા કરવાના મનોરથો વ્યર્થ છે. આખા દેશની અને રાજ્યો વચ્ચેના વ્યવહારની આંતરભાષા હિંદી જરૂર હશે. તેથી ભણેલાઓએ પોતાની બીજી ભાષા તરીકે તે ભાષા શીખવી જ જોઈએ.

પરંતુ તેને માધ્યમના સવાલ જોડે સંડોવવાથી બાવાનાં બંને બગડશે :— સ્વભાષા દ્વારા ઉત્તમ ભણી શકાય એ સિદ્ધાંતનો ભંગ થશે; અને હિંદીને જો સ્વભાષા સામે આમ હોડી બેસાડવા માટે રાજ્યસત્તાનો દુરુપયોગ કરશો, તો હિંદીને બદલે અંગ્રેજી જ કાયમ રહેશે. જેમ કે, દક્ષિણ તથા પૂર્વ હિંદમાં આ જાતનો ચાળો ચોખ્ખો જોઈ શકાય છે. ખરી લડાઈ હિંદી આંતરભાષા અને દેશની સ્વભાષાઓ કે રાષ્ટ્રીય ભાષાઓ વચ્ચે નથી. ખરી લડાઈ અંગ્રેજી સામે દેશની બધી ભાષાઓની છે. આમ કહેવાય છે ખરું; પરંતુ આચરણમાં જોઈએ તો આંતરભાષાના ઉપયોગનો અતિરેક થાય છે. તેને લઈને સ્વભાષાઓ સામે તે ભાષાને ન ઠેકવવી ઘટે, — નથી બંધારણે તેમ તે ભાષાને કલ્પી પણ, — તેમ છતાં પગલાં અવળાં જ લેવાય છે. ગુજરાતની એ વિદ્યાપીઠોના સંચાલકો આ બાબતમાં સાવચેત થાય તો સારું, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

૧૨–૫–'૫૬ **મગનભાઈ દેસાઈ**

# ગૂજરાત વિદ્યાપીઠ

**અમદાવાદ–૧૪**

## ૧. કુમાર તથા વિનય મંદિર

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પાયાની કેળવણીનો પ્રયોગ કરતી ૧થી ૭ શ્રેણી સુધીની પ્રાથમિક શાળા અમદાવાદમાં ચલાવવામાં આવે છે. તેનો વિકાસ કરીને ઉત્તર બુનિયાદી શાળા તરીકે શ્રેણી ૮થી ૧૧ સુધીનું વિનય મંદિર પણ શરૂ કરવામાં આવ્યું છે. તેનું નવું વર્ષ તા. ૧૧–૬–'૫૬થી શરૂ થશે.

વિનય મંદિરના અભ્યાસને અંતે વિદ્યાપીઠ તરફથી 'વિનીત પરીક્ષા' લેવામાં આવે છે. અને જેઓ ઇચ્છે તેઓ સરકારી 'एस.एस.सी. परीक्षा'માં પણ બેસી શકે છે.

## ૨. મ. દે. સમાજસેવા મહાવિદ્યાલય

ઓછામાં ઓછી ઉપર દર્શાવેલી 'विनीत परीक्षा અથવા एस.एस.सी. परीक्षा' પસાર કરી હોય તેઓ શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં દાખલ થઈ શકે છે. તેનો અભ્યાસક્રમ ત્રણ વરસનો છે. તેનું નવું સત્ર તા. ૨૧–૬–'૫૬થી શરૂ થશે. તે માટેનું અરજીપત્ર તા. ૭–૬–'૫૬ સુધીમાં ભરી મોકલવું જોઈએ.

## ૩. ખાદીવિદ્યા તાલીમ વર્ગ

પ્રાથમિક તથા માધ્યમિક શાળામાં કામ કરતા શિક્ષકોને कांतण–वणाटની તાલીમ આપવા માટે ખાદીવિદ્યાના સરકાર-માન્ય વર્ગો વિદ્યાપીઠમાં ચલાવવામાં આવે છે. તેનું નવું વર્ષ તા. ૨–૭–'૫૬થી શરૂ થશે. તે માટેનું અરજીપત્ર તા. ૧૫–૬–'૫૬ સુધીમાં ભરી મોકલવું જોઈએ.

મુંબઈ સરકાર તરફથી कांतण–वणाटનો તાલીમ વર્ગ શોલાપુરમાં ચલાવવામાં આવે છે. તે ઉપરાંત ગુજરાત વિભાગ માટે આ વર્ગ માન્ય કરવામાં આવ્યો છે. તેમાં કોઈ પણ પ્રાથમિક માધ્યમિક શાળામાં કામ કરતા શિક્ષકો જોડાઈ શકે છે અને સરકારમાન્ય પરીક્ષા આપી શકે છે.

ઉપરના દરેક વિભાગ માટેના નિયમો, અભ્યાસક્રમ વગેરેની પત્રિકાઓ અલગ છપાવવામાં આવી છે. તે મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪ આ સરનામે લખવાથી મળી શકશે. દરેક પત્રિકાની કિંમત ચાર આના છે.

ગૂજરાત વિદ્યાપીઠ કાર્યાલય
અમદાવાદ–૧૪
તા. ૧–૫–'૫૬

**મગનભાઈ દેસાઈ**
મહામાત્ર

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# છઠ્ઠું નઈ તાલીમ સંમેલન

આચાર્ય કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદ નીચે વાલમ સર્વોદય આશ્રમમાં ગુજરાત નઈ તાલીમ સંમેલનનું છઠ્ઠું અધિવેશન ગઈ તા. ૬ તથા ૭ મેના દિવસોમાં મળી ગયું.

સંમેલને નઈ તાલીમને લગતી વિવિધ સમસ્યાઓ વિષે ચર્ચાઓ કર્યા પછી ત્રણ ઠરાવો પસાર કર્યા હતા.

પ્રથમ ઠરાવમાં વિદેહ થયેલા શ્રી દાદાસાહેબ માવલંકર, રામનારાયણ પાઠક, શ્રીકૃષ્ણદાસ જાજૂજી અને મણિલાલ ગાંધીને શ્રદ્ધાંજલિ અર્પણ કરી હતી.

બીજા ઠરાવમાં કેળવણીનાં રાષ્ટ્રીય ધ્યેયો સ્પષ્ટ કરવામાં આવ્યાં હતાં, તે નીચે પ્રમાણે છે:—

હરકોઈ રાષ્ટ્રના નવવિધાનમાં કેળવણીનો કાર્યક્રમ એ સૌથી પાયાનો અને સર્વોપરી મહત્ત્વનો કાર્યક્રમ ગણાવો જોઈએ. આ દૃષ્ટિએ જોતાં પાછલાં સાત આઠ વરસના કેળવણીના ક્ષેત્રનું કામ સંતોષ પ્રેરે તેવું નથી. આજે જ્યારે બીજી પંચવર્ષીય યોજના તૈયાર થઈ રહી છે, રાજ્યોની પુનઃ રચના અમલમાં આવી રહી છે, અને તાજેતરમાં આવનારી સામાન્ય ચૂંટણીઓ પછી નવા કાર્યક્રમો તૈયાર થવાનો પ્રસંગો આવી રહ્યો છે, તે વેળાએ આ સંમેલન કેળવણીનાં રાષ્ટ્રીય ધ્યેયો વિષે કેટલીક પાયાની સ્પષ્ટતા કરવાનું આવશ્યક માને છે. અને આશા રાખે છે કે, રાજદ્વારી પક્ષાપક્ષીથી આ પ્રશ્નને પર રાખીને સંપૂર્ણ રાષ્ટ્રીય ધોરણે સૌ કોઈ આ પ્રશ્નનું મહત્ત્વ સમજી તે અંગેનાં નીચેનાં ધ્યેયોમાં પોતાની જાતને શામિલ કરશે.

(૧) રાષ્ટ્રભરમાં પૂર્વ બુનિયાદીથી માંડીને ઉચ્ચ કેળવણી સુધીનો તમામ અભ્યાસક્રમ સંપૂર્ણપણે નઈ તાલીમના સિદ્ધાંતોને અનુસરીને ચાલશે એવો સંકલ્પ જાહેર થવો જોઈએ. આ માટે નઈ તાલીમના સિદ્ધાંતો અનુસાર નીચેથી ઉપર સુધીની કેળવણીના કાર્યક્રમનું અખંડ ચિત્ર દેશ સમક્ષ મૂકવું જોઈએ.

(૨) શિક્ષણ સાર્વત્રિક બનાવવાનું જરૂરી તો છે જ. પરંતુ તે કરતાં વધારે જરૂરી તો એ છે કે, શિક્ષણનું કાર્ય ચારિત્રવાન, સિદ્ધાંતનિષ્ઠ અને નઈ તાલીમનું હાર્દ સમજનાર યોગ્ય શિક્ષકોના હાથમાં સોંપાવું જોઈએ. વળી કેળવણીના તંત્રના નિરીક્ષકો, અધિકારીઓ, વરિષ્ઠ અધિકારીઓ, સંચાલકો તથા પ્રધાનો સુધ્ધાં સૌ કોઈ નઈ તાલીમ વિષેની શ્રદ્ધા, સમજ અને સૂઝ ધરાવનારા હોય, એ પણ કેળવણીની સફળતા માટેની આવશ્યક શરત લેખાવી જોઈએ.

(૩) રાષ્ટ્રના નવવિધાનના કાર્યક્રમ અને કેળવણી વચ્ચે અવિચ્છિન્ન અને જીવંત સંબંધ હોવો જોઈએ. અને તેથી વિદ્યાર્થીઓની તમામ કક્ષાઓની કેળવણી એવી રીતે યોજવી જોઈએ કે જેમાં વિદ્યાર્થી રાષ્ટ્રઘડતરના કામમાં સીધી રીતે હિસ્સો આપી શકે. કૌશલ્યયુક્ત શરીરશ્રમ, લોકસંપર્ક, જનસેવા વગેરે સંસ્કારો પ્રાપ્ત કરતાં કરતાં અને યોગ્ય શિક્ષણ મેળવતાં મેળવતાં રાષ્ટ્રના ચારિત્ર્યઘડતરમાં પણ હિસ્સો આપી શકે.

ત્રીજા ઠરાવથી ભાષા સંબંધી નીતિ વિષેની પોતાની અપેક્ષા સંમેલને નીચેના શબ્દોમાં વ્યક્ત કરી હતી.

ભાષા એ સામાન્ય લોકોને માટે જીવન અભિવ્યક્ત કરવાનું એક ઉત્તમ વાહન મનાયું છે અને તેથી જ સર્વ દેશોમાં જીવનના તમામ વ્યવહારમાં સ્વભાષાને સૌથી ઊંચું સ્થાન મળ્યું છે. પરાધીનતા મટ્યા પછી આપણે ત્યાં આ વાતનો વ્યાપકપણે સ્વીકાર થતો જાય છે. રાજકારોબારમાં તેમ જ શિક્ષણના માધ્યમ તરીકે સ્વભાષાને ઉત્તરોત્તર વધુ ને વધુ સ્થાન મળતું જાય છે, એ આપણા ભાવી માટે શુભ નિશાની છે.

આપણે ત્યાં રાજકારોબારમાં ક્યાંક ક્યાંક ગુજરાતી ભાષા દાખલ થઈ છે. પરંતુ જ્યારે ગુજરાતના રાજ્યની સંભાવના નજીક આવી રહી છે, ત્યારે ગુજરાત રાજ્યમાં તમામ આંતરિક કારોબાર ગુજરાતી ભાષામાં જ ચલાવવાનો સંકલ્પ કરીને પ્રજાને સ્વરાજના આસ્વાદનો અનુભવ કરાવવાનું સુગમ બનાવવામાં આવશે, એવી અપેક્ષા રાખવામાં આવે છે.

ગુજરાત યુનિવર્સિટીએ શિક્ષણના માધ્યમ તરીકે ગુજરાતી ભાષાને રાખવાનો સંકલ્પ કરીને દેશ પાસે ગૌરવ લેવા જેવું અનુકરણીય દૃષ્ટાંત રજૂ કર્યું છે, તે માટે તેને અભિનંદન ઘટે છે. પરંતુ (જાણવા મળે છે તેમ) હમણાં હમણાં આ ઠરાવમાં ફેરફાર કરવાનો અને ગુજરાતીને સ્થાને હિન્દી ભાષાને પ્રવેશ આપવાની હિલચાલ થઈ રહી છે તે પ્રત્યે આ સંમેલન ચિંતાની નજરે જુએ છે. સંમેલન માને છે કે, આવું કોઈ પણ પગલું એ સામાન્ય લોકજીવનને રૂંધનારું અને તેથી પીછેહઠનું જ પગલું ગણાશે.

આ ઉપરાંત વડોદરાની યુનિવર્સિટીએ હિન્દીને માધ્યમ તરીકે રાખવાનો તાજેતરમાં ઠરાવ કર્યો છે, તેને પણ આ સંમેલન યોગ્ય માનતું નથી. દેશમાં રાષ્ટ્રભાષાના વિકાસની અત્યંત જરૂર માનતા હોવા છતાં પણ શિક્ષણના માધ્યમ તરીકે તમામ કક્ષાએ સ્વભાષા જ જોઈએ અને તે ઉપરાંત રાષ્ટ્રભાષાનું શિક્ષણ સૌને માટે ફરજિયાત રહેવું જોઈએ એ નીતિને જ યોગ્ય અને વિવેકસરની નીતિ ગણે છે. સંમેલન આશા રાખે છે કે, આ સંગીન નીતિ તથા સામાન્ય જનસમાજની આકાંક્ષાઓને ધ્યાનમાં લઈને આ વિષયની પુનર્વિચારણા કરવામાં આવશે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# અંબર ચરખો—આંકડામાં

૧

હિંદમાં હાથ-સાળોની સંખ્યા છેલ્લી વસ્તીગણતરી મુજબ ૨૮ લાખ છે. એ લાખ સાળો રેશમ માટેની છે અને ૮૦,૦૦૦ ઊન માટે. ઉપરાંત, આસામ, મણિપુર અને ત્રિપુરાની પાંચેક લાખ ઘરગથુ સાળો જવા દઈએ, તો સુતરાઉ કાપડ માટેની હાથ-સાળો કુલ ૨૦ લાખ થઈ કહેવાય.

દરેક હાથ-સાળનું સરેરાશ ઉત્પાદન ૬ વાર ગણીએ, અને આ વીસ લાખ હાથ-સાળો વર્ષના ૩૦૦ દિવસ પૂરેપૂરી ચાલે, તો ૩૬૦૦૦ લાખ વાર કાપડ દર વરસે તૈયાર કરે. પાંચ લાખ ઘરગથુ હાથસાળો પણ ૯૦૦૦ લાખ વાર કાપડ તૈયાર કરે, એમ કહેવાય. પરંતુ ૧૯૫૪ના વર્ષમાં દેશની હાથ-સાળોના કાપડનું ઉત્પાદન ૧૫૦૦૦ લાખ વાર અંદાજવામાં આવ્યું છે. અને તે પણ, સરકારે હમણાં હમણાં તે ઉદ્યોગોને મદદ મળે તેવાં કેટલાંક પગલાં લીધાં છે ત્યારે.

હવે, ૩૦,૦૦૦ લાખથી વધુ વાર કાપડ ઉત્પન્ન કરવાની હાથ-સાળોની શક્તિ હોવા છતાં, તેઓ ૧૫,૦૦૦ લાખ વાર કાપડ જ ઉત્પન્ન કરે છે, તેનો અર્થ એ થયો કે, દેશની અર્ધા ઉપરાંતની સાળો બેકાર પડી રહે છે. જે હાથ-સાળો કામ કરે છે, તે પણ પોતાની પૂરેપૂરી શક્તિ મુજબનું નથી કરતી. તપાસ-સમિતિના જણાવ્યા મુજબ, ૧૨ લાખ સાળો જ બરાબર કામ કરે છે. તેટલી સાળો જો ૧૫,૦૦૦ લાખ વાર કાપડ જ ઉત્પન્ન કરતી હોય, તો તેનો અર્થ પણ એ થયો કે, તેમને વરસના ૨૦૦ દિવસ જેટલું જ કામ મળે છે. આમ હાથ-સાળ ઉદ્યોગમાં બેકારી તેમ જ અર્ધ-બેકારીની સ્થિતિ મોટા પ્રમાણમાં પ્રવર્તે છે.

દાખલા તરીકે, ૨૫ લાખ હાથ-સાળોને જો પૂરતું કામ મળે, તો તેમને દર વરસે ૯,૦૦૦ લાખ રતલ સૂતર જોઈએ. પરંતુ ૧૯૫૨ સુધીનાં ત્રણ વરસો દરમ્યાન તેમને અનુક્રમે ૨,૦૪૦ લાખ રતલ, ૨,૮૨૦ લાખ રતલ અને ૩,૪૩૦ લાખ રતલ સૂતર માંડ મળ્યું છે. એટલે કે, હાથસાળોને જોઈતા સૂતરનો લગભગ ત્રીજો જ ભાગ સૂતર તેમને મળે છે. પરિણામે મોટા ભાગની સાળો બેકાર રહે અને કામ કરતી સાળો પણ પોતાની પૂરી તાકાતથી કામ ન કરી શકે, એમાં નવાઈ શી?

૨

હાથસાળોને પોતાના આવશ્યક કાચા માલ — સૂતર માટે પોતાના પ્રબળ હરીફ મિલો ઉપર જ આધાર રાખવો પડે છે. એ સૂતર તેમને મિલ કરતાં દશથી વીશ ટકા જેટલું મોંઘું મળે છે. આ બે બાબતો જ એ ઉદ્યોગની અવનતિના મુખ્ય કારણરૂપ છે.

છેલ્લાં કેટલાંય વરસોના ઇતિહાસ ઉપરથી જણાય છે કે, મિલો પાસેથી હાથસાળોને પૂરતું સૂતર મળતું જ નથી. મિલોનું સૂતરનું ઉત્પાદન છેલ્લાં ત્રીસ વર્ષમાં લગભગ બમણું થયું છે, પણ તેમની પાસેથી ફાજલ રહેતા સૂતરના પ્રમાણમાં કશો નોંધપાત્ર વધારો થયો નથી. નીચેના આંકડા એ વસ્તુ બરાબર બતાવી આપે છે.

| વર્ષ | મિલોનું ઉત્પાદન લાખ રતલ | મિલોએ વાપર્યા બાદ ફાજલ રહેતું સૂતર |
|---|---|---|
| ૧૯૨૨–૨૩ | ૭,૦૬૦ | ૩,૩૫૦ |
| ૧૯૩૦–૩૧ | ૮,૬૭૦ | ૩,૩૯૦ |
| ૧૯૪૦–૪૧ | ૧૩,૪૯૦ | ૪,૫૧૦ |
| ૧૯૫૨–૫૩ | ૧૪,૭૮૦ | ૪,૭૨૦ |

હાથ-સાળો મિલોની પેઠે અમુક એક સ્થાનમાં જ કેન્દ્રિત થયેલી નથી; પણ આખા દેશમાં છૂટક પથરાયેલી છે. એટલે તેમને જોઈતું સૂતર તેમને તેમની પડોશમાંથી પૂરતા પ્રમાણમાં મળતું રહે, અને દૂર દૂરની મિલો ઉપર તેમને આધાર રાખવો ન પડે, તો જ તેઓને જોઈતી રાહત મળે. એ વસ્તુને આપણે બેકારી-નિવારણની રીતે વિચારીએ, તો એમ કહી શકાય કે, જો પૂરતું સૂતર મળે, તો આજે વર્ષમાં માત્ર ૨૦૦ દિવસ કામ કરતી ૧૨ લાખ હાથસાળો બધા દિવસ પોતાની પૂરી તાકાતથી કામ કરતી થાય; એટલું જ નહીં પણ, દશેક લાખ જેટલી હાથ-સાળો જે અત્યારે તદ્દન બેકાર પડેલી છે, તેમને પણ કામ મળે. અર્થાત્ અત્યારે દશ લાખ જેટલા માણસોને જે અધૂરું કામ મળે છે, તેમને પૂરતું કામ મળતું થાય; એટલું જ નહીં પણ, બીજા

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



૧૫ લાખ માણસોને નવી આખા સમયની રોજી ઊભી થાય.

એટલું યાદ રાખવું કે, હાથસાળનો ઉદ્યોગ પરાપૂર્વથી આપણા દેશમાં ચાલતો આવેલો છે અને આજે પણ આપણા લોકોને ખેતી પછી ગૃહઉદ્યોગ તરીકે રોજી પૂરી પાડનાર તરીકે એનો જ નંબર આવે છે. એટલે એ ઉદ્યોગને મદદ કરવા દ્વારા લાખો લોકોને રોજી આપવી, એ જ આપણા કરોડોનું ભૂખમરાનું અને બેકારીનું દુઃખ દૂર કરવા માટેનો સૌથી સીધો અને સરળ ઉપાય ગણાય.

૩

અત્યારે દેશમાં કાપડનું ઉત્પાદન દર વર્ષે ૬૭,૦૦૦ લાખ વાર છે. તેમાં મિલો ૫૦,૦૦૦ લાખ વાર કાપડ તૈયાર કરે છે; યંત્રસાળો ૨,૦૦૦ લાખ વાર, અને હાથસાળો ૧૫,૦૦૦ લાખ વાર. બીજી પંચવર્ષીય યોજનાની ગણતરી મુજબ, તેના અંતે કાપડનું કુલ ઉત્પાદન દેશમાં ૮૭,૦૦૦ લાખ વાર કરવું પડશે. કારણ કે, વસ્તીવધારો તથા દેશની સરેરાશ આવકમાં વધારો થતાં કાપડની માગ વરસે ૮૪,૫૦૦ લાખ વાર જેટલી થશે. એવો અંદાજ બાંધ્યો છે.

આપણે ઉપર જોયું કે, આપણા દેશની હાથસાળોને પૂરતું સૂતર આપવામાં આવે તો તેઓ ૩૦,૦૦૦ લાખ વાર કાપડ સહેજે ઉત્પન્ન કરી શકે તેમ છે.

એ વધારાના કાપડના ઉત્પાદન માટે સૂતરનું ઉત્પાદન ૪,૦૦૦ લાખ રતલ જેટલું વધવું જોઈએ. એટલું સૂતર મિલો મારફતે ઉત્પન્ન કરવાનું હોય, તો વધારાની ત્રાકો નાખવાની સગવડ મિલોને આપવી પડે. પણ તેથી બેકારી અને દારિદ્ર્યના મહાપ્રશ્નનું નિરાકરણ ન આવે, એ સમજવા નીચેના આંકડા જોવા જેવા છે.

૪

અત્યારનો આપણા દેશનો કાપડ-સૂતરનો મિલ-ઉદ્યોગ ૧૦૦ વર્ષથી વિકસતો આવ્યો છે. તેની અંદર ૧૧૦ કરોડ રૂપિયાની મૂડી રોકાયેલી છે. તે ઉદ્યોગ હવે આપણા દેશની સૂતરની લગભગ તમામ માગ અને કાપડની વપરાશનો ⅘ ભાગ પૂરો પાડે છે. છતાં તે ઉદ્યોગ માત્ર ૭½ લાખ માણસોને રોજી આપે છે. અને એ સંખ્યા તો હાથસાળ ઉદ્યોગ અત્યારે પણ જેટલા લોકોને રોજી આપે છે તેના કરતાં ક્યાંય ઓછી થઈ.

પરંતુ બીજી પંચવર્ષીય યોજનાને અંતે કલ્પેલી વધુ સૂતરની માગને મિલોને બદલે અંબર ચરખાથી પૂરી પાડવાનું આયોજન થાય, તો ૨૫ લાખ અંબર ચરખા વસાવવા પડે. તેટલા ચરખા ૫૦ લાખ માણસોને પૂરતા સમયની રોજી આપે. પરંતુ અંબર ચરખો તે ઉપરાંત હાથસાળમાં અત્યારે રોકાયેલા ૧૫ લાખ વણકરોને પૂરતું કામ આપે. તેમ જ એથી અત્યારે બેકાર પડી રહેતી સાળોના ૧૦ લાખ વણકરોને પણ આખા વરસ માટે નવી રોજી ઊભી થાય.

આખા દેશમાં યાંત્રિક ઉદ્યોગોમાં રોકાયેલા કામદારોની કુલ સંખ્યા ૩૦ લાખ જ થાય છે, એ વાત અહીં યાદ રાખવી. આથી જોઈ શકાશે કે, માત્ર સૂતરના જ ઉત્પાદનને વિકેન્દ્રિતપણે ઉત્પન્ન કરવા જતાં દેશમાં કેટલા મોટા બેકાર વર્ગને લાભદાયક કામ-કાજ મળી રહે છે.

૫

અંબર ચરખા ઉપર ૧૨ નંબરથી ૪૦ નંબર સૂતર સહેલાઈથી કાંતી શકાય છે. સારું રૂ વાપરવામાં આવે તો વધુ નંબરનું સૂતર પણ કાંતી શકાય છે. છતાં ૨૦ નંબરના સૂતરની રોજના આઠ કલાકને હિસાબે ૧૬ આંટી સૂતર તેના ઉપર નીકળી શકે છે. તે સૂતર હાથ-સાળ માટે બરાબર અનુકૂળ હોય છે, એ અનેક પ્રયોગોથી સિદ્ધ થઈ ચૂક્યું છે.

હવે, આપણા દેશમાં સૂતરના ઉત્પાદનનું વલણ મુખ્યત્વે ૪૦ નંબરની અંદરનું સૂતર કાંતવાનું જ છે; અને કાપડની માગનો ૮૦ ટકા ભાગ તે સૂતરમાંથી બનેલા કાપડ માટેનો જ છે.

અંબર ચરખા ઉપર કાંતનાર રોજના બાર આનાં સરેરાશ કમાઈ શકે છે. દેશમાં બેકાર લોકોની સંખ્યા તથા ખેતીકામમાં મળતી રોજીનો વિચાર કરીએ, તો આ રકમ બહુ ઓછી નથી. દેશની માથા-

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



દીઠ વાર્ષિક આવક રૂ. ૨૭૫) ગણાય છે. પણ એ આવક કંઈ દરેક માણસની આવક નથી; કેટલાય લોકો એનાથી કેટલાય ગણી વધુ આવક ધરાવે છે. એટલે સામાન્ય માણસની આવક તો તેથી ઘણી ઓછી છે. સરકારે તાજેતરમાં કરાવેલી તપાસ ઉપરથી જણાય છે કે, દેશમાં ખેત-મજૂરોની સંખ્યા ૩૫૦ લાખ છે. તેમને સરેરાશ વર્ષમાં ૧૮૯ દિવસ કામ મળે છે; અને તેમની વાર્ષિક આવક રૂ. ૧૦૪) છે. તેમાંનો ૪૫ ટકા ભાગ દેવાદાર છે, અને દરેક કુટુંબનું સરેરાશ દેવું રૂ. ૧૦૫) છે.

ગામડાંનો મોટો ભાગ વર્ષમાં અડધો વખત જ રોજગાર મેળવી શકે છે. અને તેમની આવક ઘણી જૂજ હોય છે. સરકારી તપાસ ઉપરથી જણાય છે કે, એ લોકોનો ખોરાક સામાન્ય પોષક તત્ત્વોને હિસાબે ૨૫ ટકા જેટલો અધૂરો હોય છે.

વળી આપણા દેશમાં ૭૦ ટકા વસ્તી જમીન ઉપર આધાર રાખે છે; અને ખેડૂત વર્ગ વર્ષમાં ૩ થી ૪ મહિના બેકાર રહે છે. તે લોકોને સહાયક કે પૂરક ઉદ્યોગ મળવો જ જોઈએ. અંબર ચરખો તેવા ખેડૂત વર્ગ માટે કેવો પૂરક ઉદ્યોગ નીવડી શકે તે કહેવાની જરૂર રહે છે ખરી?

૬

અત્યારની ગણતરી પ્રમાણે, ૧૬ થી ૨૦ નંબરના સૂતરનો દાખલો લઈએ તો, મિલના સૂતરની કિંમતમાં અને અંબર ચરખાના સૂતરની કિંમતમાં ૬૮ થી ૮૫ ટકા જેટલો તફાવત રહે છે. વણકરોને બજારભાવે એ ફરક ઠીક કરી આપવા માટે સરકારે બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન ૮૦ કરોડ રૂપિયા જેટલી મદદ અંબર ચરખાના સૂતરને આપવી પડે.

કેટલાક લોકો આ વસ્તુને કરવેરો ભરનારા ઉપરનો નાહકનો બોજો ગણે છે. પરંતુ કોઈ પણ વસ્તુના ઉત્પાદનની સરવાળે સમાજ ઉપર પડતી કિંમત ગણતી વેળા અનેક બાબતોનો વિચાર કરવો પડે. જેમ કે, મિલો મારફતે સૂતરની નવી માગ પૂરી કરવા જતાં મુખ્ય વાત એ ધ્યાનમાં રાખવાની છે કે, મિલોના સંચાઓનો વિકાસ હવે એવી રીતે થતો જાય છે કે, તેમાં ઓછા ને ઓછા મજૂરો રોકવાની જરૂર પડે. નીચેનું કોષ્ટક જુઓ —

| વર્ષ | કારખાનાંની સંખ્યા | મૂડીનું રોકાણ કરોડમાં | કારીગરોની સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૪૮ | ૬,૧૪૪ | ૪૮૨·૧૯ | ૧૭,૦૪,૨૩૦ |
| ૧૯૫૨ | ૭,૧૫૫ | ૭૩૦·૭૭ | ૧૬,૪૮,૪૪૩ |

અર્થાત્ કારખાનાંની સંખ્યામાં વધારો થવા છતાં તથા રોકાયેલી મૂડીમાં ૫૪ ટકા જેટલો વધારો થવા છતાં કારીગરોની સંખ્યામાં સારો સરખો ઘટાડો થયો છે. આમ, આપણને બેકારીના પ્રશ્નના નિવારણ માટે કેન્દ્રીય મોટા યંત્રોદ્યોગો તરફ જવું પાલવે તેમ જ નથી. કારણ કે, એ ઉદ્યોગોને પરિણામે ઊભા થતા બેકારોને પેટપૂરતું ખાવાનું દાન-ધર્મથી આપવાનું ખર્ચ તે ઉદ્યોગોના ઉત્પન્ન ઉપર નાખવામાં આવે, તો એ ઉદ્યોગો તેમનો માલ હરગિજ સસ્તો વેચી ન શકે. એટલે, માત્ર નફો ઉસરડવાનું કામ યંત્રોદ્યોગો કરે અને દેશમાં ઊભી થતી અને વધતી જતી બેકારી દૂર કરવાનું કામ સરકાર કરે, તેથી પણ કરવેરો ભરનારને સરવાળે કંઈ રાહત ન મળે. ઊલટું સરકારની દાનદયા ઉપર પેટ ભરીને પડી રહેનાર કરોડો બેકારો એ તો દેશને રોગ, વ્યસન અને દુઃખના એટલા મોટા ભાર રૂપ બને કે જેની રૂપિયા–આના–પાઈમાં નુકસાની આંકવી પણ અશક્ય છે.

ત્યારે અંબર ચરખો તો ૫૦ લાખ કાંતનારને અને ૨૫ લાખ વણકરોને નિર્દોષ અને ઘરઆંગણે કામકાજ પૂરું પાડીને દેશમાંથી બેકારી અને તેને પરિણામે ઊભાં થતાં પાપોના ભારનું સીધું નિરાકરણ જ કરી આપે છે.

૭

જોકે, અંબર ચરખાની બાબતમાં સરકારી મદદનો આટલો વિરોધ થાય છે; પરંતુ અત્યારના યંત્રોદ્યોગો ઊભા થવામાં સરકારે કેટલી મદદ આપી છે અને હજુ તેમને અનેક રીતે કેટલી મદદ મળ્યા કરે છે, તે વિચારવા જેવું છે.

દરેક દેશમાં કેન્દ્રિત યંત્રોદ્યોગો સરકારોની અનેક જાતની જકાત વગેરેની અને લશ્કરી બળની મદદ વડે જ ઊભા થયા છે, એ તો તેમનો ઇતિહાસ જોનારને

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ઝટ નજરે પડે તેમ છે. આપણા દેશમાં જ લોખંડ, ખાંડ અને કાપડ સૂતરનો ઉદ્યોગ છેલ્લાં વીસ વર્ષથી સરકારના કેટલા મોટા રક્ષણ હેઠળ જીવી રહ્યો છે, તે જાણીતી વાત છે.

લોકોએ પોતે ઊતરતી જાતના અને મોંઘા સ્વદેશી કાપડને અપનાવીને કેટલો ભાર ઉઠાવ્યો છે, તે તો દરેક વાપરનાર જાણતો હશે. આપણા દેશના પોલાદને તો ટન દીઠ કેટલીય મદદ વરસોથી સરકારે આપ્યા કરી છે. આજે પણ આપણા દેશનાં કારખાનાંમાં પેદા થતી ખાંડ જાવા વગેરેની ખાંડને મુકાબલે કેટલીયે મોંઘી છે. ઉપરાંત રેલવે નૂર, વીજળી વગેરેની બાબતોમાં તે ઉદ્યોગોને ખાસ મદદ મળે છે તે જુદી.

એ બધા સંરક્ષણનો અને મદદનો હિસાબ ગણીએ, તો એ આંકડા અતિશય મોટા બની રહે. અને છતાં આપણી મિલો પાંચ સાત લાખ લોકોને જ રોજી આપે છે. તે હિસાબે અંબર ચરખાને અત્યારે થોડી મદદ આપવી પડે, તોપણ બેકારીનિવારણને હિસાબે તથા સમાજના વ્યાપક કલ્યાણની દૃષ્ટિએ તેનું કેટલું બધું સારું વળતર મળી રહે તે લક્ષમાં લેવું ઘણું જરૂરી છે.

(મૉડર્ન રીવ્યૂ, એપ્રિલ ૧૯૫૬ના લેખ ઉપરથી) ગો૦ ૫૦

# કુસુમ

તે પતિતા હતી : કોઈક ક્ષણની ભૂલને લીધે નહીં પણ ભાગ્યવશાત્ કુસુમ કાદવમાં કમળની પેઠે વિકસી હતી.

સંધ્યાકાળે ઘેર ઘેર દીવા થાય એ પહેલાં કુસુમ રસ્તા તરફની અટારી આગળ બેસતી. પોતાના સૌંદર્યની દીપિકા જલાવીને તે ત્યાં બેસતી. એનું હૈયું હંમેશાં રડતું, પણ હોઠ પર તો સ્મિત જ ફરકતું.

રસ્તા પર ગાડીઓની અવરજવર થયા કરતી. તેમાં કેટલીક ગાડીઓ ઓઝલ-પડદાવાળી પણ હોતી. તેવી ગાડીમાંની કુલીન લલનાઓ પડદો ઊંચો કરીને કુતૂહલથી બહાર જોતી, ત્યારે કુસુમને તેઓનું દર્શન થતું. જ્યારે તેઓની નજર કુસુમ પર પડતી ત્યારે કુસુમ કંપી ઊઠતી. જાણે તેમના પવિત્ર જીવનની જ્યોતિ કુસુમને વીજળીની પેઠે બાળી ન નાખતી હોય! તે શરમની મારી અટારીના કઠેડા પર માથું ટેકવી ઢળી પડતી. તેનું સ્ત્રી-હૃદય રડી ઊઠતું : 'હે પ્રભુ, તારા સૌન્દર્યનો દીવો બુઝાવી નાખ! આ હાડકાના માળખામાંથી મને મુક્ત કર.'

એક દિવસ કુસુમ અટારીમાં બેઠી હતી ત્યારે તેણે એક વૃદ્ધ પુરુષને ટ્રામમાંથી ઊતરતાં લપસી જતો અને જમીન પર પટકાતો દીઠો. ટ્રામમાંના લોકોએ દુ:ખથી ચીસ પાડી, પરંતુ ડ્રાઇવરે એ તરફ લક્ષ આપ્યા વિના ટ્રામ ઝડપથી હંકારી મૂકી!

વૃદ્ધ માણસનું માથું રેલ પાસેના પથરા સાથે ભટકાયું અને તે બેભાન થઈ ગયો. લોકોનું ટોળું એની આસપાસ ભેગું થઈ ગયું.

"ઓહ!" કોઈએ દુ:ખથી કહ્યું, "તેના માથામાંથી લોહી વહે છે."

"એ મરી તો નથી ગયો ને?" બીજાએ પૂછ્યું.

"ના, હજી જીવે છે."

"તે મરી તો નથી ગયો; પરંતુ વધારે વખત કાઢે એમ લાગતું નથી. ચાલો ભાઈ, આપણે તો જઈએ. પોલીસને હમણાં આની ખબર પડશે અને નાહક આપણને જુબાની આપવા ઘસડાવું પડશે."

કુસુમે અટારી પરથી વાંકા વળીને જોયું કે, ત્યાં ભેગા થયેલા બધા લોકો જાણે તમાશો જોઈ રહ્યા હતા! કોઈ પેલા બાપડા ડોસાને મદદ કરતું ન હતું.

કુસુમ આ સહન ન કરી શકી અને તે દોડતી નીચે ઊતરી.

લોકોના ટોળામાંથી માર્ગ કરતી તે બેભાન પડેલા ડોસા પાસે ગઈ. પેલા ડોસાની સ્થિતિ જોઈને તેણે ત્યાં ભેગા થયેલા લોકોને કહ્યું : "તમે મહેરબાની કરીને એને મારા ઘરમાં ઊંચકી લઈ જવા મદદ કરશો? નહીં તો આ બાપડો અહીં મરી જશે."

ત્રણ ચાર માણસો મદદ કરવા આગળ આવ્યા. "આ ડોસાની શી સગી થાય છે?" ટોળામાંથી કોઈ ગણગણ્યું.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



"અરે મૂરખના સરદાર, એટલું પણ કલ્પી શકતો નથી?" કોઈએ કટાક્ષમાં કહ્યું. કેટલાક ખડખડ હસવા લાગ્યા.

કુસુમે એ લોકો તરફ જરાયે ધ્યાન ન આપ્યું. તે તો જમીન તરફ નીચું મોં રાખીને જોઈ રહી હતી.

ચાર માણસોએ ડોસાને ઉપાડ્યો. તેના માથામાંથી લોહી હજી વહેતું હતું અને તે હજી ભાનમાં આવ્યો ન હતો. તેના હાથ નીચે લબડતા હતા અને માથું એક બાજુ ઢળી પડ્યું હતું, કુસુમે સંભાળપૂર્વક તેના હાથ ઉપાડીને છાતી પર ગોઠવ્યા.

પાછળથી કોઈ ટીખળ કરતું બોલ્યું: "જો આવી કોઈ મદદ કરનારી હોય તો હું દિવસમાં બસો વાર ટ્રામમાંથી પડવા તૈયાર થાઉં!"

કુસુમે ડોસાને ઘેર લઈ જઈ તેની ખૂબ કાળજીથી સેવાચાકરી કરવા માંડી. તે ખાવાપીવાનું પણ ભૂલી ગઈ. ડોસો બેભાન પડી રહ્યો હતો.

તેણે પોતાની એક સાડી ફાડીને તેના માથા પર પાટો બાંધ્યો. આખી રાત તેના ખાટલા પાસે બેસીને તે પંખો નાખતી રહી. એ જ મકાનને ઉપલે માળે એક દાક્તર રહેતો હતો. કુસુમે તેને બોલાવ્યો.

બીજે દિવસે પણ ડોસાએ આંખ ન ઉઘાડી. કુસુમે ડોસાને શરીરે હાથ અડાડ્યો તો જણાયું કે, ડોસાનું શરીર તાવથી ધગધગતું હતું.

કુસુમ એકદમ ગભરાઈ ગઈ અને તેણે બીજા જાણીતા દાક્તરને તેડાવ્યો.

દાક્તર આવ્યો. તે જુવાન માણસ હતો. ટૂંક સમય પહેલાં જ તે પરદેશથી આવ્યો હતો.

દરદીને તપાસીને દાક્તરે કહ્યું: "એની સ્થિતિ ગંભીર છે."

"હવે શું થશે?" કુસુમે આતુરતાથી પૂછ્યું.

"જો એની બરાબર સંભાળ લેવામાં આવે તો ગભરાવા જેવું કશું નથી."

દાક્તરે ડોસાનો જખમ ધોઈ નાખી દવા લગાડી પાટો બાંધ્યો; પછી દવા લખી આપીને તે જવા ઊઠ્યો.

કુસુમે તેના હાથમાં દવાની તથા ઘેર આવવાની ફી આપી.

"આ તમારા શા સંબંધી થાય છે?" દાક્તરે ફી હાથમાં લઈને ડોસા વિષે પૂછ્યું.

શો જવાબ આપવો એના વિચારમાં કુસુમ પડી ગઈ. પણ તે કશો જવાબ આપે તે પહેલાં દાક્તરે કહ્યું: "હું ધારું છું કે એ..."

"ના, ના, ના!" કુસુમે દાક્તર શું કહેવા માગે છે એનો ક્યાસ કરીને કહ્યું. તેણે નકારમાં માથું હલાવ્યું અને દાક્તરને આગળ બોલતો અટકાવ્યો.

"તો પછી?"

કુસુમે આખી બીના ટૂંકમાં કહી સંભળાવી.

દાક્તરે થોડી વાર વિચાર કરીને કહ્યું: "સાંભળો. એને હૉસ્પિટલમાં મોકલો. ત્યાં તેની બરોબર માવજત કરવામાં આવશે. ત્યાં જો કશુંક અણધાર્યું બની જાય તો તમે જવાબદાર ગણાશો નહીં."

એક વૃદ્ધ સ્ત્રી દરવાજાની આડમાં ઊભી રહીને દાક્તર જે કહેતા હતા તે સાંભળતી હતી. તેણે કહ્યું: "દાક્તર સાહેબ, હું પણ તેને એમ જ ક્યારની કહું છું. જુઓને એ શું કરી રહી છે? બધી ઉપાધિ પોતાને માથે વહોરી લઈને બેઠી છે. હું કહું છું એ કશું સાંભળતી જ નથી! તે પોતાની જ ધૂનમાં મસ્ત બની ગઈ છે. તમારા જેવા પુરુષોની દયાથી અમે માંડ માંડ એક બે રૂપિયા કમાઈએ છીએ અને એ આવી રીતે પૈસા વેડફી મારે છે. આ કંઈ અમને પાલવે ખરું? તમે જ જુઓ..."

તે જવાબની કશી આશા રાખ્યા વિના બોલવા લાગી. કુસુમે તેની વચ્ચેથી અટકાવીને કહ્યું: "મા; બંધ કરો. હું કહું છું બંધ કરો!"

"શું કહ્યું? બંધ કરું? હું તો હજાર વાર બોલવાની..."

"મા, જો તમે પાછાં બોલશો તો હું આ વાસણ છૂટું મારીશ, હાં કે!" એક ખૂણામાં પડેલા વાસણ તરફ બતાવીને કુસુમે કહ્યું.

કુસુમની મા બબડતી બબડતી નીચે ચાલી ગઈ.

કુસુમે દાક્તરને પૂછ્યું: "દાક્તર, આ ક્યારે ભાનમાં આવશે?"

દાક્તર કુસુમના હાવભાવ જોઈ રહ્યો હતો. તે બોલ્યો: "આજે રાત સુધીમાં તે ભાનમાં આવી જશે. પણ એ વિષે ચોક્કસ ન કહી શકાય." પછી તેણે ખાટલા પરથી હૅટ ઉપાડી લઈને કહ્યું: "હવે હું રજા લઉં છું."

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



"તમારી ફી પાછી લઈ લો." બહાર જતાં જતાં દાક્તરે કહ્યું.

"કેમ?" કુસુમે નવાઈ પામીને પૂછ્યું.

"એમ જ." દાક્તરે માયાળુપણે કુસુમ તરફ જોયું.

"શા માટે તમે ફી લેવા ના પાડો છો? કહો જોઉં?" કુસુમે અકળાઈને અને શંકાશીલ બનીને પૂછ્યું.

દાક્તર કુસુમના મનની વાત સમજી ગયો. તે જવાબમાં હસ્યો અને ફીના પૈસા ત્યાં મૂકીને ચાલ્યો ગયો.

કુસુમ જ્યાં ઊભી હતી ત્યાં માથું નીચું ઢાળી ઊભી જ રહી. "હું એવા પાપી મનવાળી જન્મી છું કે આવા ભલા માણસ તરફ પણ શંકાની નજરે જોવા લાગી!" તે મનમાં બોલી.

મોડી રાતે દરદી ભાનમાં આવ્યો.

તે એકદમ બાજુ પાસું ફેરવીને બોલ્યો: "મારી છાતીમાં બળતરા થાય છે. થોડું પાણી પાઓ."

કુસુમ એ વૃદ્ધને પંખો નાખતી નાખતી જરાક ઊંઘી ગઈ હતી. એનો અવાજ સાંભળીને તે સફાળી જાગી ગઈ. તેણે ઘડામાંથી પાણી રેડીને તેના હોઠ આગળ પવાલું ધર્યું.

વૃદ્ધે પાણી પીધું. તેને જરા શાંતિ વળી. કુસુમ તેના તપ્ત કપાળ પર પોતાનો હાથ ફેરવવા લાગી.

"અરે, મારી છાતી બળી રહી છે! જાણે કોઈ અંગારા ચાંપતું ન હોય?"

કુસુમ તેની છાતી પર હાથ ફેરવવા લાગી. સંતોષનો શ્વાસ લઈને એ ડોસો આંખ બંધ કરીને પડી રહ્યો.

થોડી વાર પછી ફરીને એને તરસ લાગી. કુસુમે તેને પાણી પાયું.

વૃદ્ધે અર્ધ-બેભાન અવસ્થામાં કુસુમ તરફ જોયું અને પૂછ્યું: "તું કોણ છે? સુધા?"

કુસુમે મોં ફેરવી લઈ કહ્યું: "ના, ના! હું તો એક ગરીબ અભાગી સ્ત્રી છું!"

"તમે આટલી રાત સુધી હજી જાગતાં બેઠાં છો, મારાં મા!" વૃદ્ધે આંખ મીંચી દઈને ધીમા અવાજે કહ્યું.

"મા!" કેવો અજબ શબ્દ! કેટલી સુકોમળતાથી એ બોલવામાં આવ્યો! કુસુમનું હૃદય એ શબ્દથી ભરાઈ ગયું. પથારી પર માથું ટેકવી દઈને કુસુમે કેટલીય વાર એ મૃદુ શબ્દોનું રટણ કર્યા કર્યું.

તેને એમ લાગ્યું કે, આ બીમાર ડોસાની તે છોકરી જ છે. કુસુમે બાપ કેવો હોય એનો અનુભવ કર્યો ન હતો. જે સુખ તેણે ભોગવ્યું ન હતું તે એનામાં જાગી ઊઠ્યું.

એવામાં બારણા ઉપર ટકોરા પડ્યા.

કોઈએ કહ્યું: "કુસુમ!"

કુસુમે એ જાણે સાંભળ્યું ન હોય એમ તે પડી રહી. તેના કાનમાં 'મા'નો મૃદુ રણકાર હજી ગુંજી રહ્યો હતો.

"કુસુમ! મારી વહાલી કુસુમ!"

કુસુમ શાંત જ પડી રહી.

"ઓ કુસુમ! સાંભળે છે કે?" પેલો બહાર ઊભેલો પુરુષ કર્કશ અવાજે ગાવા લાગ્યો.

કુસુમ ગભરાઈ ગઈ. જો આ બધું વૃદ્ધ માણસ સાંભળશે તો શું ધારશે?

"વહાલી કુસુમ!" પેલો આગન્તુક ગાતો અટકી જઈને પાછો બોલવા લાગ્યો. તે કંઈ બોલે એ પહેલાં કુસુમે ધીમેથી, અવાજ ન થાય એમ બારણું ઉઘાડ્યું અને ધીમા પણ કડક અવાજે કહ્યું: "જો બીજી વાર મને કુસુમ કહીને બોલાવી છે તો ઝાડુ ઝાડુએ ટીપી કાઢીશ. ચાલ્યો જા અહીંથી."

બારણું પાછું બંધ થઈ ગયું.

બીજે દિવસે સાંજે કુસુમ બારી પાસે એકલી બેઠી હતી.

એ સવારે તેની ઇચ્છા ન હોવા છતાંયે દરદીને તે હૉસ્પિટલમાં મૂકી આવી હતી. વૃદ્ધ માણસનો તાવ ખૂબ વધી ગયો હતો. તેથી હૉસ્પિટલમાં લઈ ગયા વિના છૂટકો ન હતો.

કુસુમને એ વૃદ્ધ માણસ પોતાના સ્વજન જેવો બની ગયો હતો. તે બારી આગળ બેઠી બેઠી પણ એનો દુ:ખદ ચહેરો જોઈ શકતી હતી.

કુસુમે પોતાના નોકરને દિવસમાં ત્રણ ચાર વાર તેને જોવા હૉસ્પિટલમાં મોકલ્યો હતો. તેણે સાંભળ્યું કે, એ વૃદ્ધ માણસનાં સગાંવહાલાંઓએ એના સમાચાર કોણ જાણે કઈ રીતે મેળવેલા હોવાથી તેઓ હૉસ્પિટલમાં આવ્યાં હતાં.

ત્રણ ચાર દિવસ પછી કુસુમે સાંભળ્યું કે, એ ડોસાનો તાવ ઊતરી ગયો છે અને બીજે દિવસે તેને

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



હૉસ્પિટલમાંથી ઘેર જવાની રજા આપવામાં આવશે. કુસુમે છુટકારાનો દમ લીધો અને અંતરથી પ્રભુનો આભાર માન્યો. તે હૉસ્પિટલમાં જઈને ડોસાને મળવા તૈયાર થઈ.

હૉસ્પિટલ પાસે તેની ગાડી આવી થંભી. કુસુમ નોકરની સાથે હૉસ્પિટલમાં દાખલ થઈ. નોકરે દરદીની ઓરડી બતાવી. કુસુમે ધીમેથી બારણું ઉઘાડ્યું અને તે અંદર દાખલ થઈ.

ડોસો તકિયાને અઢેલીને બેઠો હતો. તેની બાજુમાં એક જુવાન માણસ અને મોટી ઉંમરની સ્ત્રી બેઠાં હતાં. ડોસો તેમની સાથે વાતો કરતો હતો. કુસુમને દાખલ થતી જોઈ તે વાતો કરતો થંભ્યો.

કુસુમે ઝડપથી પથારી પાસે જઈને ડોસાના ચરણને સ્પર્શ કર્યો; જાણે એ તેની પુત્રી ન હોય!

"તું કોણ છે?" ડોસાએ નવાઈ પામી પૂછ્યું.

"પિતા, તમે ઓળખી ન શક્યા?" કુસુમે મૃદુ અવાજે કહ્યું.

ડોસાએ કુસુમ તરફ થોડી વાર જોયું: "ઊંહ!" તે બોલ્યો: "હા, હું તને ઓળખું છું. હું બીમાર હતો ત્યારે મેં તને ક્યાંક જોઈ હતી. બરોબર છે ને?"

કુસુમે હકારમાં માથું હલાવ્યું.

"બેસ, બેસ, મને બધું યાદ આવે છે. તેં મારી સારવાર કરી હતી? મને પાણી આપ્યું હતું, ખરું ને?"

"તમે ટ્રામમાંથી પડી ગયા હતા ત્યારે હું તમને મારે ઘેર લઈ ગઈ હતી. તમે ત્યાં બે રાત રહ્યા પણ હતા. પછી તમારો તાવ વધવા લાગ્યો. એટલે હું ગભરાઈ ગઈ અને તમને અહીં લઈ આવી. હવે તમે સાજા થઈ ગયા છો, એ સાંભળીને તમને મળવા આવી છું."

ડોસો વિચારમાં પડી ગયો. તે કુસુમને બારીકાઈ થી જોવા લાગ્યો. પછી કંટાળાભરેલા અવાજે તે બોલ્યો "તારે ઘેર? તેં આપેલું પાણી મેં પીધું હતું? આ તું શું બકી રહી છે? ઊંહ!"

કુસુમ આ સાંભળી હેબતાઈ ગઈ.

"હા, હા," ડોસાએ કડક અવાજે કહ્યું, "મને હવે વધારે યાદ આવે છે. તેં મને દૂધની કાંજી પાઈ હતી."

તે થોડી વાર શાંત પડી રહ્યો અને પછી પથારીમાં ટટાર બેસીને તે તોછડાઈ થી બોલ્યો: "તું વેશ્યા! તને ભાન છે કે હું બ્રાહ્મણ છું?"

કુસુમે માથું નીચું ઢાળી દીધું!

"તેં મને વટલાવ્યો! એના કરતાં મારું મોત આવ્યું હોત તો બહેતર થાત! હું મરી કેમ ન ગયો! હે પાપી સ્ત્રી, તું અહીં શું મોં લઈને આવી છે!"

કુસુમ કંઈ બોલી શકી નહીં. તે ત્યાં જાણે જડાઈ જ ગઈ.

"બોલ!" ડોસાએ કઠોરતાથી કહ્યું, "તને શું જોઈએ છે? બક્ષિસ?"

બક્ષિસ! કુસુમને જાણે કોઈએ તમાચો માર્યો હોય એમ લાગ્યું. તેણે તરત જ રુઆબમાં માથું ઊંચું કર્યું અને કહ્યું: "હા!"

ઓશીકા નીચેથી દશ રૂપિયાની નોટ કાઢીને ડોસાએ તિરસ્કારથી તેના તરફ ફેંકી.

કુસુમે વાંકા વળીને નોટ લઈ લીધી અને કોઈના તરફ પણ જોયા વિના તે ઓરડીની બહાર જતી રહી.

કુસુમ રસ્તા પર આવી ગઈ.

"મા, મને કંઈ આપો! દયા કરો!" એક દુર્બળ ભિખારી હાથ લંબાવતો માગી રહ્યો હતો.

કુસુમે ઝડપથી તેના હાથમાં દશ રૂપિયાની નોટ મૂકી દીધી.

ભિખારી નોટ જોઈને અવાક્ બની ગયો. પછી કુસુમના પગમાં પડીને રડતે અવાજે બોલ્યો: "મા, તમે ખૂબ જીવજો. મા, તમે ખૂબ ખૂબ જીવજો!"

પણ બાપડી કુસુમને તેના શબ્દો સંભળાયા નહીં. તે અનંત અવકાશ તરફ એકીટશે જોઈ રહી હતી. તેને કશું સંભળાતું ન હતું. તેની આંખ આંસુથી ભરાઈ ગઈ હતી અને આખી દુનિયા જાણે અંધકારમાં ઢંકાઈ ગઈ હોય એમ તેને લાગ્યું. અંધકાર! અંધકાર!*

**હેમન્દ્રકુમાર રાય**

(અનુ૦ મુ૦ ક૦)

---

* 'સોશિયલ વેલફેર'ના એપ્રિલ, ૧૯૫૬, ના અંકમાં આવેલા મૂળ બંગાળીના અંગ્રેજી અનુવાદ ઉપરથી.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# ઘરડાં મા

**[ એક રાજસ્થાની લોકકથા ]**

એક વખત રાજા ભોજ અને માઘ પંડિત ફરવા નીકળ્યા હતા. પાછા ફરતી વેળાએ તેઓ ભૂલા પડ્યા. એટલે બંને વિચાર કરવા લાગ્યા — 'રસ્તો તો ભૂલી ગયા છીએ. હવે કોને પૂછીશું ?'

એવામાં માઘ પંડિતે જોયું કે, એક ઘરડાં મા ઘઉંના ખેતરનું રખેવાળું કરતાં બેઠાં છે. તેણે રાજા ભોજને કહ્યું : "મહારાજ, પેલાં ઘરડાં મા બેઠાં છે. ચાલો આપણે એમને પૂછીએ."

રાજા ભોજે કહ્યું : "હા, એ બરોબર છે. ચાલો."

બંને જણ ઘરડાં મા પાસે જઈને બોલ્યા : "માજી, રામ રામ."

માજીએ કહ્યું : "આવો ભાઈ, રામ રામ."

બંનેએ પૂછ્યું : "માજી, આ રસ્તો કયાં જશે ?"

ઘરડાં મા બોલ્યાં : "આ રસ્તો તો અહીં જ રહેશે. આના ઉપર ચાલનારા જ જશે. ભાઈ, તમે કોણ છો ?"

"માજી, અમે પથિક છીએ."

માજી બોલ્યાં : "પથિક તો બે છે : એક સૂરજ અને બીજો ચંદ્રમા ! તમે કયા પથિક છો ? ભાઈ, સાચું કહો, તમે કોણ છો?"

"માજી, અમે તો મહેમાન છીએ."

ઘરડાં મા કહે : "મહેમાનો તો બે છે : એક ધન અને બીજું યૌવન ! ભાઈ, સાચું કહો, તમે કોણ છો ?"

રાજા ભોજે કહ્યું : "માજી, હું રાજા છું."

ઘરડાં મા બોલ્યાં : "રાજા તો બે છે : એક ઇંદ્ર અને બીજો યમરાજ ! તમે કયા રાજા છો ?"

"માજી, અમે તો ક્ષમાશીલ છીએ."

માજી કહે : "ક્ષમાશીલ તો બે છે : એક પૃથ્વી અને બીજી સ્ત્રી ! ભાઈ, તમે કોણ છો ?"

"અમે તો સાધુ છીએ."

"સાધુ તો બે છે : એક તો શનિ અને બીજો સંતોષ ! તમે કયા સાધુ છો ?"

"માજી, અમે તો પરદેશી છીએ."

"ભાઈ, પરદેશી તો બે છે : એક જીવ અને બીજાં ઝાડનાં પાન ! તમે કોણ છો ?"

"અમે તો ગરીબ છીએ."

"ગરીબ તો બે છે : એક બકરીનો બેટડો બકરો અને બીજી છોકરી ! ત્યારે તમે કોણ છો ?"

"માજી, અમે તો ચતુર છીએ."

"ચતુર તો બે છે : એક અન્ન અને બીજું પાણી. ભાઈ, હવે સાચું કહો, તમે કોણ છો ?"

રાજા ભોજ અને માઘ પંડિત ડોસીમાના સવાલથી છેવટે હારીને બોલ્યા : "અરે મા, અમે તો હારેલા છીએ."

ઘરડાં મા બોલ્યાં : "હારેલા તો બે છે : એક કરજદાર અને બીજો છોકરીનો બાપ ! તમે કોણ છો ?"

એટલે બંને જણ બોલ્યા : "માજી, અમે તો કશું જાણતા નથી ! સાચાં જાણકાર તો તમે જ છો."

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ત્યારે ઘરડાં મા બોલ્યાં : "તું રાજા ભોજ છે અને આ માઘ પંડિત છે, ખરું ને ? જાઓ, આ જ ઉજ્જનનો રસ્તો છે !"

રાજા ભોજ અને માઘ પંડિત ઘરડાં માને નમન કરીને આનંદ પામતા ઉજ્જનને રસ્તે આગળ જવા લાગ્યા.

મુકુલભાઈ

# ભણેલી બેકારીનો વિકટ પ્રશ્ન

ન્યૂયૉર્ક ટાઈમ્સ પત્રના ખબરપત્રીએ અમેરિકા પોતાના છાપાને ૨૪મી માર્ચને દિવસે ખબરો મોકલતાં જે જણાવ્યું છે તેમાંથી નીચેનું તારવ્યું છે :—

"એક ખાનગી સેવામંડળે (વેલફેર એજન્સી) પોતાના કાર્યાલયના જુવાન નોકરિયાતોને પરામાં ખોલેલી પોતાની ખાસ શાખામાં ખસેડવાનું તાજેતરમાં નક્કી કર્યું છે. આ નાની સરખી ખબર એક એવી મોટી વાત કહી દે છે કે જે પ્રશ્ન માટે હિંદી સરકારના આયોજન પંચે મોટો અહેવાલ રજૂ કર્યો છે.

વાત એમ છે કે, આ કાર્યાલયની સામેની બાજુએ રસ્તા ઉપર એક કૉફી-હાઉસ છે. તેમાં ખૂબ ખાંડ નાખેલો કૉફીનો એક પ્યાલો ચાર આને મળે છે; પણ તે પ્યાલો માગ્યા પછી ઊઠવાની કશી તાકીદ કરવામાં આવતી નથી. એટલે તે દુકાનમાં આખો દિવસ પદવીધારી પરંતુ બેકાર એવા જુવાનિયાઓની ઠઠ જામેલી રહે છે. કારણ કે ત્યાં પોતાના જેવા બેકાર મિત્રો સાથે વાતોચીતો કરવા ઘણો વખત મળી રહે.

પરંતુ આ સેવામંડળના વ્યવસ્થાપકને મૂંઝવણ એ થઈ કે, તેના જુવાન નોકરિયાતોની આસપાસ પણ કૉફી-હાઉસમાંથી કંટાળેલા મિત્રો આવીને ભરાતા; અને એ રીતે કામકાજમાં ખૂબ દખલ થતી. એટલે તેણે પરામાં શાખા ખોલવાનો રસ્તો કાઢ્યો !

આ નાની વાર્તા હિંદી પ્લૅનિંગ કમિશનના 'ભણેલા બેકારો' વિષેના અહેવાલની સારી પ્રસ્તાવના થાય તેવી છે. કારણ કે, આ વાર્તા એ દેશના ભણેલા જુવાનિયાઓની રાષ્ટ્રીય ધોરણે વ્યાપેલી નિષ્ફળતાની કથા છે. હિંદુસ્તાનના જુવાનિયાઓની એકમાત્ર મહેચ્છા ટેબલ-ખુરશીવાળી ઉજળિયાત અને અંતે પેન્શનવાળી સરકારી નોકરી મેળવવાની હોય છે. તેમને મળેલી પુસ્તકિયા કેળવણી તેમને ટેબલ સામે બેસી ત્રણે ત્રણ નકલોવાળા કાગળોના તુમારોના ગંજાવર પહાડોના બોજમાં વધારો કરવાના કામ સિવાય બીજા કશા કામ માટે ભાગ્યે લાયક બનાવે છે.

એક એક નજીવા કારકુનિયા નોકરી માટે હજાર હજાર અરજદારો પડાપડી કરતા હોય છે.

ઈ. સ. ૧૯૫૧ થી માંડીને માધ્યમિક શાળા પાર કરનારાની સંખ્યામાં ૪૧ ટકા વધારો થયો છે અને કૉલેજ પાર કરનારામાં ૨૯ ટકાનો.

જોકે, આ પ્રશ્ન કેવળ મોટી સંખ્યાને લગતો નથી; પરંતુ હિંદુસ્તાનના ભણેલાઓના અતિ પાતળા થરમાંના સારી લાયકાતવાળા કહી શકાય તેવા લોકોમાં વ્યાપેલા આળસુપણાનો – બેકારીનો છે. ૩૬ કરોડથી વધુ સંખ્યાની વસ્તીવાળા આ દેશમાં, અહેવાલ મુજબ, ૫૦ લાખ જેટલી સંખ્યાએ માધ્યમિક શાળાની કેળવણી લીધી હોય છે.

ભણેલાઓમાંથી, અહેવાલ મુજબ, ૫ લાખ જણા બેકાર છે. જોકે અહેવાલમાં કબૂલ રાખવામાં આવ્યું છે કે આ ગણતરી ચોકસ નથી. હિંદુસ્તાનનાં બે નાનામાં નાનાં રાજ્યો – પશ્ચિમ બંગાળા, અને ત્રાવણકોર-કોચીનમાં ભણેલા બેકારોની સંખ્યા સૌથી વધુ છે.

અહેવાલમાં એવો અંદાજ દર્શાવવામાં આવ્યો છે કે, પાછલી સંખ્યાને સમાવી લેવા તથા ભણીને નવા આવનારાઓને નોકરીઓ પૂરી પાડવા ૧૯૬૧ માં બીજી પંચવર્ષીય યોજનાને અંતે ૨૦ લાખ નોકરીઓ ઊભી કરવી જોઈશે.

ન્યૂયૉર્ક ટાઈમ્સ પત્રના ૨૫મી માર્ચના અંકમાંથી ઉપરની માહિતી ઉતારી છે. અમેરિકા દેશના લોકો પણ જે આંકડા જોઈને કંપી ઊઠે છે, તે અધૂરા આંકડાઓથી પણ આપણા આયોજન-પંચે સમગ્ર દૃષ્ટિએ કંઈ વિશેષ આયોજન વિચાર્યું હોય તેમ લાગતું નથી; કે નથી આવાં બેકારો ઊભાં કરતી કેળવણીમાં કંઈ આમૂળ ફેરફાર કરવા ધાર્યો. ઊલટું, એ બેકારો ઊભી કરતી શાળા-મહાશાળાઓમાં ખૂબ વધારો કરવાનું આયોજન જરૂર કર્યું છે. એ પ્રમાણે વધીને વકરી ઊઠેલો એ મહાપ્રશ્ન પછી દેશને ક્યાં લઈ જશે, એ વિચારતાં પણ ધ્રૂજી ઉઠાય છે. પરંતુ એ કેળવણીના પ્રશ્નની બાબતમાં જ અખાડા સેવાય છે; અથવા જે કરવું જોઈએ તે કરવાની કોઈમાં હિંમત કે સૂઝ હોય એમ દેખાતું નથી.

—ગો૦

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# નવું વાચન

**ગાંવકા ગોકુલ:** અપ્પા પટવર્ધન; પ્રકા૦ અખિલ ભારત સર્વ-સેવા-સંઘ-પ્રકાશન, રાજઘાટ, કાશી; પૃ૦ ૬૪, મૂ. રૂા. ૦-૪-૦.

મૂળ મરાઠી પુસ્તિકાનું આ હિંદી રૂપાંતર છે. ભૂદાન આંદોલન તેનો વિષય છે. ભૂદાનનો ઉદ્‌ભવ અને વિકાસ કેવી રીતે થયો તે આરંભમાં બતાવ્યું છે. જમીન, પાણી અને હવા એ ઈશ્વરદત્ત વસ્તુઓ છે. તેમાંથી માણસે જમીન પર કેવી રીતે માલકીહક મેળવ્યો તથા તે જ જમીન ઉપર મહેનત કરનાર કેવી રીતે ગણોતિયો ખેડૂત કે ઉભડિયો બન્યો, તે વાત દાખલાદલીલો સાથે વિશદ રીતે સમજાવવામાં આવી છે. ભૂદાન આંદોલનની શરૂઆતમાં તેને અંગે ઘણા પ્રશ્નો, અપાર શંકાઓ અને વિચિત્ર આક્ષેપો થતા હતા. તે બધા પ્રશ્નો અને શંકાઓના સચોટ રદિયા લેખકે આપ્યા છે. સમગ્ર ગ્રામદાન મળ્યા પછી ગામડું ગોકુળિયું કેવી રીતે બને અને તેમાંથી કેવો નવો સમાજ નિર્માણ થશે તેનું વિનોબાજીએ જે શબ્દચિત્ર દોર્યું છે, તે 'નયે સમાજકા નિર્માણ' નામે પરિશિષ્ટ રૂપે પુસ્તકને અંતે મૂકવામાં આવ્યું છે.

ભૂદાનને સમજવા પુસ્તિકા ઉપયોગી થઈ પડે તેવી છે.

**ના૦ બા૦**

**સબૈ ભૂમિ ગોપાલકી:** પ્રકા૦ અખિલ ભારત સર્વ-સેવા-સંઘ-પ્રકાશન, રાજઘાટ, કાશી; પૃ૦ ૬૨, મૂ. રૂા. ૦-૪-૦.

'સબૈ ભૂમિ ગોપાલકી' એ શ્રી ગોવિંદદાસના 'ભૂદાન-યજ્ઞ' નાટકની સંક્ષિપ્ત આવૃત્તિ છે. ગોવિંદદાસ હિંદીના એક નામી નાટકકાર છે. ભૂદાન આંદોલનને અનુલક્ષીને લખાયેલું આ નાટક પ્રચારલક્ષી છે. છતાંય તેની પ્રસ્તાવનાના 'દો શબ્દ'માં વિનોબાજીએ કહ્યું છે તેમ, ઉપદેશ ઓછા છે, સૂચક સાહિત્યનો અંશ વિશેષ છે. નાટકમાં વિનોબાજી, જવાહરલાલ તથા જયપ્રકાશ જેવી વ્યક્તિઓના પાત્રો તરીકે પ્રવેશ થાય છે તે જરા ખટકે છે. નાટક સામાન્ય કોટિનું છે.

**ના૦ બા૦**

**હિંદુસ્તાની ગદ્ય સંચહ:** પ્રકા૦ હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા; પૃ૦ ૧૫૦, મૂ. રૂા. ૧-૪-૦.

વર્ધાની હિંદુસ્તાની પ્રચાર સભાની 'કાબિલ' પરીક્ષા માટેનું ગદ્યનું આ પાઠ્યપુસ્તક છે. હિંદી ભાષાની બે શૈલીઓ — ઉર્દૂ અને હિંદીના ખ્યાતનામ લેખકોનો આમાં સમાવેશ છે. હિંદુસ્તાનીની ખૂબી એ છે કે, અહિંદીભાષી લેખકો પણ સરસ હિંદુસ્તાની લખી શકે છે. મહાત્મા ગાંધી, વિનોબાજી અને કાકા કાલેલકર જેવા પ્રસિદ્ધ લેખકોના લેખ આ પુસ્તકમાં છે. હિંદી શૈલીવાળા પાઠો અને ઉર્દૂ શૈલીવાળા પાઠો એમ પુસ્તકમાં પાઠોના બે ખંડ કરવામાં આવ્યા છે તે યોગ્ય નથી થયું. હિંદી ગદ્યસાહિત્યનાં કેટલાંક વિકાસશીલ અંગોને આ પુસ્તકમાં સ્થાન મળ્યું નથી.

પુસ્તકને અંતે લેખકોનો પરિચય તથા 'કઠિન-શબ્દાર્થ' પુસ્તકની શોભાને વધારે છે. દેવનાગરી બંધારણમાન્ય લિપિ થતાં ઉર્દૂ લિપિમાં પડેલું હિંદુસ્તાની ભાષાનું ઘણું સાહિત્ય દેવનાગરી લિપિમાં લાવવું પડશે અને તો જ હિંદુસ્તાની પુષ્ટ થશે. હિંદુસ્તાની પ્રચાર સભાએ આ પુસ્તકમાં એ કામ કરીને તે દિશામાં એક ડગ આગળ ભર્યું છે એમ કહી શકાય.

**ના૦ બા૦**

**રસાયન વિજ્ઞાનના સિદ્ધાંતો** (ગણિત સાથે) લે૦ ન૦ મૂ૦ શાહ; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, પૃ૦ ૨૧૫, મૂ. ૨-૮-૦.

ન૦ મૂ૦ શાહ વિજ્ઞાન અંગેનાં પુસ્તકોના સિદ્ધહસ્ત લેખક છે. તેમાં પણ 'રસાયણ' તેમનો ખૂબ માનીતો વિષય છે. વિજ્ઞાનનાં પુસ્તકો ગુજરાતીમાં નહિ થઈ શકે, માટે શિક્ષણનું માધ્યમ અંગ્રેજી રાખવું, એવું માનનારાઓએ આ પુસ્તક ખાસ કરીને જોઈ જવું જોઈએ. લેખકે રસાયન વિજ્ઞાનના સિદ્ધાંતોનું, કૉલેજોના પ્રથમ તેમ જ માધ્યમિક વર્ષના વિદ્યાર્થીઓને સરળતાથી સમજાય એ રીતે સરસ નિરૂપણ કરેલું છે. વિજ્ઞાનની તમામ શાખાઓમાં આવાં પુસ્તકો લખાવાં જોઈએ. વિજ્ઞાનના આવા સુંદર પુસ્તકની કિંમત રૂ. ૨-૮-૦ એ વધારે ન ગણાય. આજે પ્રાથમિક શાળાનાં પાઠ્યપુસ્તકો એટલાં મોંઘાં છે કે એ હિસાબે આવા યુનિવર્સિટીના અભ્યાસક્રમની દૃષ્ટિએ તૈયાર કરેલા પુસ્તકની કિંમત સારી હળવી ગણાય. લેખક તેમ જ પ્રકાશકને તે બદલ અભિનંદન ઘટે છે.

**બ૦ ગાં૦**

**સાહિત્યાલોક:** લે૦ રામનારાયણ વિ૦ પાઠક; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૨૬૦, મૂ. રૂ. ૪-૦-૦.

સદ્‌ગત સાક્ષરશ્રી રામનારાયણભાઈના વિવેચન-પુસ્તક 'આલોચના' પછી લખાયેલા વિવેચનલેખોને 'સાહિત્યાલોક'માં સંગૃહીત કરવામાં આવ્યા છે. વિવેચનક્ષેત્રમાં શ્રી. રામનારાયણભાઈનો ફાળો અનોખો છે. પ્રસ્તુત પુસ્તક એમની એ ખ્યાતિમાં વૃદ્ધિ કરે એવું છે. એમાંના 'કાવ્ય અને સત્ય', 'વિવેચનનાં મૂલ્યો', 'ટૂંકી વાર્તા વિષે કંઈક', 'સરસ્વતીચંદ્રની આકૃતિ અને વક્તવ્ય', વગેરે લેખો અભ્યાસપૂર્ણ છે. આ પુસ્તક વિવેચનના અભ્યાસીને અવશ્ય ઉપયોગી થાય એવું છે.

**મુ૦ક૦**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



**ફૂલ ફાગણનાં** [ગીત સંગ્રહ]: લે૦ પારાશર્ય; પ્ર૦ મુકુંદરાય પારાશર્ય : ૧૧૯૨, કૃષ્ણનગર, ભાવનગર; પૃ૦ ૭૨, મૂ. સવા રૂપિયો.

શ્રી પારાશર્યના બે કાવ્યસંગ્રહ 'અર્ચન' અને 'સંસ્તુતિ' પછીનો આ ગીતસંગ્રહ છે. એમાં ૬૯ કાવ્યો છે. પ્રકૃતિને લગતાં ગીતો સારાં છે. ગેયકાવ્યમાં લયમાધુર્ય સારું જળવાયેલું છે. ભાવ પણ કાવ્યક્ષમ છે. શ્રી પારાશર્યનો આ ગીતસંગ્રહ જોતાં એમની ગીતો પરની હથોટીનો સારો પરિચય થાય છે. ગુજરાતને તે વધુ ગીતો આપે એવી આશા સેવીએ.

સુ૦ ક૦

**નાગરિકતા પરિચય:** લે૦ પાઠક અને દેસાઈ; પ્ર૦ અનડા બુક ડીપો, અમદાવાદ; પૃ૦ ૨૮૨, મૂ. રૂ. ૩-૦-૦.

**આપણા રાજ્યબંધારણનો પરિચય:** લે૦ પાઠક અને દેસાઈ; પ્ર૦ અનડા બુક ડીપો, અમદાવાદ; પૃ૦ ૪૫૨, મૂ. રૂ. ૪-૪-૦.

ગુજરાત યુનિવર્સિટીએ ગુજરાતી માધ્યમ દ્વારા શિક્ષણ આપવાનો નિર્ણય કર્યા પછી પ્રથમ વર્ષના અભ્યાસક્રમને અનુલક્ષીને કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. આ પુસ્તકો આ વિષયના અનુભવી અધ્યાપકોને હાથે લખાયાં છે. તેમના અધ્યયનનો નિચોડ ઠીક પ્રમાણમાં આ પુસ્તકોમાં નીતરે છે.

'નાગરિકતા પરિચય'માં નાગરિક, સમાજ અને રાજ્યના પરસ્પર સંબંધોની વિશદ અને સરળતાથી સમજી શકાય એવી ચર્ચા કરવામાં આવી છે. કુટુંબ, લગ્ન, જ્ઞાતિ અને મિલકત જેવી સામાજિક સંસ્થાઓનું રહસ્ય સ્પષ્ટ કરવાનો પ્રયાસ થયો છે. વળી રાજ્ય, સરકાર, લોકશાહી, કાયદો, વ્યક્તિસ્વાતંત્ર્ય અને હક અને ફરજના સવાલોની ચર્ચામાં જે તાત્ત્વિક ધોરણ જાળવી રખાયું છે તે જોતાં પુસ્તક રાજ્યશાસ્ત્રની પ્રવેશિકારૂપે પણ થોડી ગરજ સારી શકે એમ છે. છેવટે નાગરિકતાના સમગ્ર દર્શનમાં માનવતા અને વિશ્વબંધુત્વના ખ્યાલો પર જે ભાર મૂકવામાં આવ્યો છે તે ઊગતી પેઢીને વિશ્વશાંતિની મહત્તા સમજાવવા માટે ઘણો ઉપયોગી છે.

'આપણા રાજ્યબંધારણનો પરિચય'માં ભારતના લોકશાહી રાજ્યતંત્રના માળખાનો વિકાસ તેની ઐતિહાસિક ભૂમિકાથી સમજાવવામાં આવ્યો છે. ઐતિહાસિક પૂર્વભૂમિકામાં રાષ્ટ્રીય આંદોલનના મહત્ત્વના બનાવોને વણી લીધા છે તે નોંધપાત્ર છે. ભારતના બંધારણનાં નોંધપાત્ર લક્ષણોમાં તેમાં જે વાસ્તવદર્શિતા રહેલી છે તે સમજાવવાનો સારો પ્રયાસ થયો છે. મૂળભૂત અધિકારો અને રાજ્યનીતિના દર્શક સિદ્ધાંતોની વિશદ ચર્ચા પુસ્તકને સામાન્ય જનતા માટે પણ ઉપયોગી બનાવે છે. રાજ્યતંત્રનાં વિવિધ અંગોથી શરૂ કરીને છેક જિલ્લા અને સુધરાઈની સંસ્થાઓના વહીવટની તેમાં ચર્ચા કરવામાં આવી છે. કેળવણી અને જમીનમહેસૂલની માહિતીનો સમાવેશ ખાસ નોંધપાત્ર છે.

એકંદરે બંને પુસ્તકોમાં વિચારોની સ્વસ્થતા, ક્રમિકતા અને તત્ત્વચર્ચાનું ધોરણ જાળવવાનો પ્રયાસ દેખાય છે. પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓના પાઠ્યપુસ્તક ઉપરાંત સામાન્ય અભ્યાસવાંચ્છુઓ માટે પણ આ બન્ને પુસ્તકો ઉપયોગી છે. પુસ્તકને અંતે પારિભાષિક શબ્દોની સૂચિ પણ આપી છે.

રા૦ પ૦

**મૈત્રકકાલીન ગુજરાત** ભાગ ૧ અને ૨ : લે૦ ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; પૃ૦ ૬૯૮, મૂ. રૂા. ૯-૦-૦.

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી તેમના આ અગાઉના 'હડપ્પા અને મોહેંજો-દડો' નામના પુસ્તકથી તેમની સર્વગ્રાહી ઇતિહાસદૃષ્ટિ માટે જાણીતા થયા છે. ગુજરાતના ઇતિહાસના સોલંકી કાળ પહેલાંના સમય વિશે ખાસ માહિતી બહાર આવી નથી. મૈત્રકકાલીન ગુજરાત વિશે મોટે ભાગે તામ્રશાસનોમાંથી અત્યંત પરિશ્રમપૂર્વક ભેગી કરેલી રાજકીય અને સાંસ્કૃતિક જીવન વિશેની વૈવિધ્યપૂર્ણ માહિતી આમાં રજૂ કરવામાં આવી છે. ગુજરાતના તે કાળના સાંસ્કૃતિક જીવનનો આવો વિશદ પરિચય પહેલી જ વાર આ પુસ્તકમાંથી મળે છે. ધર્મ, શિક્ષણ, સાહિત્ય, રાજ્યતંત્ર, લોકજીવન અને લલિતકલામાં એમ જીવનનાં સઘળાં પાસાંની આધારભૂત માહિતી તામ્રશાસનોમાંથી એકઠી કરી શકાય છે એ વાતની પુસ્તકમાં થતી પ્રતીતિથી તામ્રશાસનોનું સાંસ્કૃતિક ઇતિહાસના સાધન તરીકે કેટલું મહત્ત્વ છે તે સમજી શકાય છે. તામ્રશાસનોનું વિવરણ કેમ થઈ શકે એ સમજવા માટેના ઉપયોગી કોઠાઓ પરિશિષ્ટમાં આપ્યા છે. અને તેમાં આવતાં ગામોનાં નામોનાં હાલનાં સ્થળોની યાદી ગુજરાતની પ્રાચીન ભૂગોળ જાણવા માટે અત્યંત ઉપયોગી છે.

મૂળ આધારોનો આગ્રહ, અનુમાનોનો વિવેક અને સ્વસ્થ રજૂઆતને કારણે ગુજરાતી ભાષામાં ઇતિહાસ વિશે લખાયેલાં અલ્પ પુસ્તકોમાં આ ગ્રંથ ખાસ સ્થાન પ્રાપ્ત કરે એવો છે. વળી આ સમગ્ર ગ્રંથ તેમના પી. એચ.ડી.ના મહાનિબંધને આધારે તૈયાર થયેલો છે એટલે તેમનું આગવું સંશોધન છે. ગુજરાતના કેટલાય અધ્યાપકોના આવા મહાનિબંધો જો ગુજરાતી ભાષામાં ઉતારવામાં આવે તો મૂળગ્રંથોની આવશ્યકતા જરૂર સંતોષી શકાય.

ગુજરાતના ઇતિહાસના આ મહત્ત્વના કાળને સર્વગ્રાહી દૃષ્ટિએ ગહનતાપૂર્વક છતો કરવા માટે ડૉ. શાસ્ત્રી સૌના અભિનંદનને પાત્ર છે.

રા૦ પ૦

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# सच्चा हरि-जन

[ यह एक हरिजन कन्याकी सच्ची कहानी है। सिर्फ़ स्थान और व्यक्तियोंके नाम बदल दिये गये हैं, क्योंकि वह कन्या अब बड़ी उमरकी है और हिन्दुस्तानके किसी आश्रममें आज भी काम कर रही है। ]

१

लगभग पचास वर्ष पहले गुजरातके एक छोटे-से गाँवमें एक हरिजन-परिवार रहता था। उनका मिट्टीका मकान गाँवसे कुछ दूर था, क्योंकि गाँववाले उनको अछूत समझते थे, अगरचे इस हरिजन-परिवारके पुरुष सफ़ाईका काम नहीं करते थे। वे सुनार थे, और उनकी स्त्रियाँ खेतमें मज़दूरी करती थीं। उनकी आर्थिक स्थिति वैसे तो संतोष-जनक थी, मगर उनकी दैनिक आमदनीसे कभी कुछ नहीं बच पाता था। इस लिए वे ज़रा आर्थिक चिन्तामें रहते थे; क्योंकि हर परिवारमें ऐसे कई प्रसंग बार-बार आते हैं, जब कुछ ख़ास ख़र्च सिरदर्दकी तरह बरदाश्त करना पड़ता है।

१९२१ में एक दिन उस गाँवमें खादीके कपड़े पहने एक युवक आया। उसके वहाँ आनेका उद्देश्य एक ही था, अर्थात् लोगोंको गांधीजीका चरखेका चमत्कारी संदेश सुनाना। इस लिए एक संध्याको, जब कुछ लोग गाँवके चौराहे पर बैठे हुए थे, उसने उनसे गांधीजीकी जीवन-कथा कही और उनसे चरखा चलानेके लिए नम्रतापूर्वक अनुरोध किया।

सुननेवालोंमें उक्त हरिजन-परिवारकी एक सात वर्षकी कन्या थी। जब वह रातको घर लौटी तो उसने चरखा-पुराण अपने घरके लोगोंको सुनाया। फिर उसने अपने पिताजीसे कहा, "बापू, कल मेरे लिए आप एक चरखा ज़रूर ले आना।"

उसके पिताने जवाब दिया, "बेटी, मैं खुद ही तेरे लिए अपने हाथोंसे एक छोटा-सा चरखा क्यों न बनाऊँ?"

यह सुनकर वह हरिजन कन्या अपने पितासे बड़े प्रेमसे लिपट गई और उसने आनंदित होकर उज्ज्वल आँखोंसे कहा, "बापू, इससे ज़्यादा और क्या अच्छी बात हो सकती है!"

चार दिनमें चरखा बन गया और उसका मधुर संगीत हवामें गूँजने लगा। आज उस गाँवमें तक़रीबन् हर हरिजन घरमें यह स्वराज-संगीत सुनाई पड़ता है और कपड़ेके सम्बन्धमें वहाँके हरिजन लोग प्रायः स्वावलम्बी हैं। उनकी इस दिशामें पहली प्रेरिका वह हरिजन कन्या ही है।

२

जब वह हरिजन कन्या, जिसको आगे कमलाके नामसे संबोधित किया जायगा, कोई दस वर्षकी हुई तो उसने अपने पितासे इच्छा प्रकट की कि, वह गाँवकी प्राथमिक शालामें दाखिल होना चाहती है। इस पर पिताने कहा, "मगर मेरी प्यारी बच्ची, तुम्हें शालामें प्रवेश करने ही कौन देगा?"

"क्यों बापू?" कन्याने पूछा।

"हम अछूत जो हैं, बेटी।"

"मगर गांधीजी तो कहते हैं कि कोई भी अछूत नहीं है।"

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



"किन्तु शालावाले शिक्षक उनकी यह बात मानते कहाँ हैं?"

"क्यों नहीं मानते, बापू?"

"वह शिक्षक ब्राह्मण हैं, और ब्राह्मण हमारे जैसे लोगोंको हज़ार कोस दूर रखते हैं।"

मगर कन्याने हठ की और कहा, "बापू, मैं तो कल शाला जाऊँगी ही। तुम मुझे अपने साथ वहाँ नहीं ले जाओगे तो मैं अकेली चली जाऊँगी।"

दूसरे दिन वह कन्या अकेली पाठशाला चली गई। मगर शिक्षकने उसे दाखिल नहीं होने दिया। पर उस बालिकाने हिम्मत न हारी। कोई एक महीने तक वह शाला जाती रही और दरवाज़ेके बाहर खड़ी रहती रही। एक दिन एक शिक्षकको उस कन्या पर दया आई और उसने उसे दरवाज़ेके पास बैठनेकी आज्ञा दे दी। एक वर्ष तक वह इस तरह बाहर बैठी और जो कुछ उसके कानों पर पड़ा, उसने उसे बड़े उत्साहसे ग्रहण किया। सात वर्षके बाद जब परीक्षा हुई तो उसमें वह पहली श्रेणीमें उत्तीर्ण हुई। मगर इस परीक्षाके समय तक उसे शालामें किसीने भी प्रविष्ट नहीं होने दिया।

आज उस गाँवमें प्रायः प्रत्येक हरिजन कन्या पढ़ना-लिखना सीखती है।

३

परीक्षा पास करनेके बाद वह हरिजन कन्या चाहती थी कि वह एक शिक्षिका बने। मगर उसकी माँने — उसके पिताकी मृत्यु हो चुकी थी — उसका सम्बन्ध उससे पूछे बग़ैर ही पक्का कर दिया था। इस लिए जब कन्याने माँसे अपनी इच्छा ज़ाहिर की तो उसकी माँने कहा, "थोड़े दिनोंमें तो तेरी शादी होनेवाली है, बेटी?"

"शादी?" कन्याने पूछा। उसके मुँह पर आश्चर्य और उदासीकी रेखाएँ थीं।

"हाँ, बेटी।"

"मगर मैं शादी नहीं करना चाहती, माँ।"

"तुझे करनी ही होगी, बेटी — आज नहीं तो कल। कब तक घरकी कन्या कुँवारी रह सकती है? मैं तो लड़केवालोंको वचन दे चुकी हूँ। अगर तू शादी नहीं करेगी, तो मुझे पाँचसौ दंड भरना पड़ेगा।"

"वह दंड भरनेके लिए मैं तैयार हूँ, माँ।"

"मगर मेरी इज्ज़तका क्या होगा?"

"माँ, तूने मेरे लिए आज तक इतनी क़ुरबानी की है, तो क्या एक और नहीं करेगी?"

"मगर, बेटी, मैं लाचार हूँ।"

"क्यों?"

"हमारी जातिवाले हमें कच्चा खा जायँगे।"

इसके बाद माँने अपनी कन्याकी शादीकी तिथि ठीक कर ही दी।

लेकिन शादीकी तारीखसे एक रात पहले वह कन्या गाँवसे चली गई और दो तीन वर्ष तक किसीको उसका पता न चला। फिर एक दिन वह अचानक गाँवमें आई और माँको पाँचसौ रुपये देकर और प्रणाम करके जिस जगह वह शिक्षिकाका काम करती थी, वापस चली गई। माँने पंचायतको

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



पाँचसौ रुपया क़र्ज़ करके कबसे दे दिये थे। तभी तो क़र्ज़के भारसे दबकर उसकी कमर इतनी झुकी रहती थी। आज वह क़र्ज़ उसका उतर गया है और वह फिर सिर ऊँचा करके गाँवमें चलती-फिरती है।

आज उस गाँवमें प्रायः हर एक हरिजन कन्या शिक्षिका नहीं, तो आरोग्य भवनकी सेविका बननेका प्रयत्न करती है और छोटी उमरमें शादी करनेसे इनकार करती है।

४

उस हरिजन कन्याने अब तो एक प्रतिज्ञा की हुई है कि, वह अपना सारा जीवन अविवाहित रहकर हरिजनोंकी, विशेष करके उनकी स्त्रियों और बच्चोंकी, सेवामें ख़र्च करेगी। इस उद्देश्यसे वह आजकल एक आश्रममें पढ़ाती है। वह केवल एक शिक्षिका ही नहीं है, बल्कि वह एक संगीतकार और कलाकार भी है। सबसे ज़्यादा अच्छी और विशेष बात जो उसमें पाई जाती है, वह यह है कि, वह एक साधिका है। मौनका मर्म और जादू वह जानती है। इस लिए वह बहुत कम बोलती है, मगर काम वह सवेरेसे रात तक निरंतर करती रहती है। उसके जीवनके शब्द-कोशमें आराम जैसा कोई शब्द नहीं है। अपना निजी काम तो वह एक-दो घण्टेमें ही पूरा कर लेती है, मगर शाला और छात्रावासकी हरिजन कन्याओंका काम हर रोज़ इतना और किस्म-किस्मका रहता है कि उसे फ़ुरसत बहुत कम मिलती है। पर वह कभी थकती नहीं। उसकी प्रत्येक प्रवृत्तिमें सदा उत्साही रहनेका एक ही कारण है। वह पल-पल, हृदयके अंदर हर एक सांसके साथ ही नहीं, बल्कि हर एक काम द्वारा भी, एक ही मंत्र जपती है "आ राम! आ राम!"

एक बार एक प्रभुके प्यारे अवधूत, जिन्हें सत्य और प्रभुके दर्शन हुए हैं, उस आश्रममें आये, जिसमें वह हरिजन कन्या आजकल सेवाका काम करती है। "सेवाका" इस लिए, क्योंकि उसे कई और शालाओंकी तरफ़से ज़्यादा वेतन पर काम करनेके लिए बार-बार निमंत्रण आया है, मगर वह नहीं जाती। शालाकी प्रार्थना पूरी होनेके बाद सबने उन्हें सादर प्रणाम किया और उन्होंने प्रत्येकको आशीर्वाद दिया, मगर जब उस हरिजन कन्याने उन्हें बड़ी नम्रतासे प्रणाम किया तो उन्होंने उसे आशीर्वाद देनेके बदले, उससे आशीर्वाद माँगा, "पुत्री, तू तो एक सच्ची हरि-जन है। तुझे मैं कैसे आशीर्वाद दे सकता हूँ? तू और मैं तो हरिके हो चुके हैं, इस लिए हम दोनों तो भाई-भाई हैं। मैं तो तुझे प्रेम प्रदान कर सकता हूँ।"

उस हरिजन कन्याने उस अवधूतको साष्टांग प्रणाम किया। उसकी आँखोंमें आँसू उमड़ आये। वह उसकी आंतरिक आध्यात्मिक अवस्थाको प्रतिबिम्बित कर रहे थे।

आज भी वह कन्या जब कभी अपने गाँव जाती है, वहाँके लोग बड़े शौक़से उससे मिलने जाते हैं। हरिजन-वासमें रहते हुए भी उसके जीवन-कमलकी सुगंधि कभी-न-कभी हवा द्वारा बाह्य जगत तक पहुँच ही जाती है।

ऐसी हरिजन कन्याएँ ही तो गांधीजीकी आत्माको प्रसन्न कर सकती हैं और बुद्ध भगवानका मैत्रीका धर्म पुनः फैला सकती हैं।

इस 'हरि-जन' को मेरा प्रेम-प्रणाम।

गुरुदयाल मल्लिक

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

| પુસ્તક | કિંમત |
|---|---|
| અચલાયતન | ૧-૦-૦ |
| અપંગની પ્રતિભા | ૧-૮-૦ |
| અમારાં બા | ૧-૮-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧-૦-૦ |
| આત્મકથા | ૨-૦-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી ૧-૨-૩ દરેકની | ૧-૮-૦ |
| આપણા દેશમાં આપણું રાજ્ય | ૦-૭-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| આહાર અને પોષણ – ૧, ૨ | ૧-૬-૦ |
| આંધળાનું ગાડું | ૦-૪-૦ |
| ઈન્દુને પત્રો | ૧-૦-૦ |
| ઊધઈનું જીવન | ૧-૦-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૧૨-૦ |
| કન્યાને પત્રો | ૧-૦-૦ |
| કરંડિયો | ૧-૪-૦ |
| કાવ્યપરિચય ભા. ૧, ૨ દરેકની | ૧-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૧-૦-૦ |
| કેળવણીવિકાસ | ૧-૪-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧-૪-૦ |
| ખિસ્સાકોશ | ૧-૦-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૧૦-૦ |
| ગાંધીજીના પાવન પ્રસંગો | ૦-૬-૦ |
| ગાંધીજીની સાધના | ૨-૪-૦ |
| ગીતાધ્વનિ | ૦-૬-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ |
| ઘરમાખી | ૦-૭-૦ |
| જમનાલાલજી | ૦-૬-૦ |
| જાણવા જેવી વાતો | ૦-૬-૦ |
| જીવતા તહેવારો | ૨-૦-૦ |
| જીવન દ્વારા શિક્ષણ | ૧-૮-૦ |
| જીવનની સુવાસ | ૦-૬-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| ટાઇફૉઈડ | ૦-૯-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૩-૦-૦ |
| પચાસ પ્રેરક પ્રસંગો | ૦-૧૦-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનતીરનાં ગીતો | ૦-૧૦-૦ |
| પ્રાકૃતિક ભૂગોળ | ૦-૧૨-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૧-૦-૦ |
| પ્રેમપંથ – ૧, ૨, ૩, ૪, ૬ દરેકની | ૦-૪-૦ |
| બહેનોને | ૦-૬-૦ |
| બાપુની સેવામાં | ૨-૦-૦ |
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુ — મારી મા | ૦-૮-૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| બોધક ટીકડીઓ | ૦-૧૪-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૧૦-૦ |
| ભાઈ અને વેરી | ૦-૮-૦ |
| મઝધાર | ૨-૮-૦ |
| મધપૂડો | ૧-૪-૦ |
| મલેરિયા | ૦-૭-૦ |
| મહાદેવભાઈની ડાયરી – ૧-૫ | ૨૫-૦-૦ |
| માનવી ખંડિયેરો | ૨-૮-૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬-૦-૦ |
| મીઠું | ૦-૧૨-૦ |
| સંક્ષિપ્ત જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૧-૮-૦ |
| મારી જીવનકથા — રાજેન્દ્રપ્રસાદ | ૮-૦-૦ |
| મારું ગામડું | ૧-૪-૦ |
| મોટાં માણસોનાં મન | ૦-૯-૦ |
| પ્રાચીન શીલકથાઓ | ૦-૮-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૫-૦ |
| રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |
| રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૧-૦-૦ |
| વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિરાજવહુ | ૧-૪-૦ |
| વિશ્વશાંતિ | ૦-૪-૦ |
| વેર અને બદલો | ૦-૭-૦ |
| वैज्ञानिक शब्दसंग्रह | ૩-૦-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| શીલ અને સદાચાર | ૦-૬-૦ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૦-૭-૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| संकलित भगवद्गीता | ૧-૪-૦ |
| સંક્ષિપ્ત કરણઘેલો | ૧-૦-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૬-૦ |
| સુદામાચરિત | ૦-૧૪-૦ |
| સુદામાના કેદારા | ૦-૧-૬ |
| સીતાહરણ | ૧-૦-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| સ્વરાજ એટલે શું | ૦-૭-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | ૪-૦-૦ |

નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ–૧૪

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

રજિ. નં. બી. ૪૩૪૩

# બોધિસત્ત્વનાં સુભાષિતો

[ 'મહાવસ્તુ અવદાન' ગ્રંથમાં જણાવ્યું છે કે, ત્રીજી ભૂમિકામાં સ્થિત બોધિસત્ત્વો સર્વસ્વના અર્પણ વડે પણ કેટલાંક જીવનધર્મી સુભાષિતો ખરીદે છે. તેમાંથી કેટલાંક મૂળ સાથે નીચે આપ્યાં છે.]

**પુત્ર-દારાના કિંમતે ખરીદેલ**

वनगहनं बलगहनं गिरिगहनानि त्यागग्रहणानि ।
विषमाप्रतिसन्निषण्णवनानि तु मनुष्यगहनानि ।। १ ।।

વનજંગલના દુર્ગમ પ્રદેશો દુર્લંઘ્ય કહેવાય છે; વિરોધી બળોનો સમુદાય પણ દુર્લંઘ્ય કહેવાય છે; પર્વતપ્રદેશો પણ દુર્લંઘ્ય કહેવાય છે. પરંતુ મનુષ્ય માટે ખરેખરાં ગહન સ્થળો તો તેના ત્યાગ-બલિદાનને રૂંધનાર એવી તેની ચંચળ અને અસ્થિર વાસનાઓ છે. (૧)

**રાણી-કુમાર-અને પોતાની જાત રાક્ષસને અર્પીને ખરીદેલ**

परिदेवितकंपनेषु अनिष्टसंयोगप्रियहीनेषु ।
उषितं नरकेषु वरं न च कुपुरुषसंश्रयनिकेतः ।। २ ।।

દુઃખના પોકારોથી કંપી રહેલાં તથા અનિષ્ટના સંયોગથી યુક્ત અને પ્રિયના અભાવવાળાં નરકોમાં રહેવું સારું; પરંતુ દુર્જનની સોબતમાં રહેવું સારું નહીં. (૨)

**પિશાચે માગેલ પોતાના હૃદયના બદલામાં ખરીદેલ**

न जातु तृणकाष्ठे हि ज्वलनः शाम्यते ज्वलन् ।
न जातु उपभोगेभ्यः तृष्णा कामेषु शाम्यति ।। ३ ।।

ઘાસ અને લાકડાંથી સળગેલો અગ્નિ જેમ શાંત થતો નથી, તેમ કામભોગના ઉપભોગ વડે તૃષ્ણા કદી શમતી નથી. (૩)

**એક દરિદ્રને સર્વસ્વ આપીને ખરીદેલ**

आकीर्णान्यपि शून्यानि बालिशा यत्र जन्तवः ।
शून्यान्याकीर्णा च सन्ति एकेनापि प्रजानता ।। ४ ।।

જ્યાં બાલિશ લોકો ભેગા થયા હોય તે સ્થાન ભીડવાળું હોય તોપણ નિર્જન જેવું છે; પરંતુ એક જ જ્ઞાની માણસ જ્યાં હોય, તે નિર્જન સ્થળ પણ લોકોથી ભરેલું જાણવું. (૪)

**મૃગજન્મમાં પોતાનું શરીર વ્યાધને આપીને ખરીદેલ**

सतां पादरजः श्रेयो न सुवर्णमयो गिरिः ।
सो पान्सु शोकहाराय सो गिरि शोकवर्धन इति ।। ५ ।।

સત્પુરુષની ચરણરજ પણ શ્રેયસ્કર છે; પરંતુ સુવર્ણનો ગિરિ શ્રેયસ્કર નથી. સત્પુરુષની ચરણરજ તો શોક હરે છે; ત્યારે પેલો ગિરિ શોક વધારનાર નીવડે છે. (૫)

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

10-7-56

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાળદાસ પટેલ
ઠાકોરભાઈ દેસાઈ
મણિભાઇ દેસાઈ
મગનભાઈ દેસાઈ (તંત્રી)
જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

વર્ષ ૧૫ અંક ૭

જુલાઈ નવજીવન, અમદાવાદ ૧૯૫૬

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

# શિક્ષણ અને સાહિત્ય

જુલાઈ, ૧૯૫૬

વર્ષ ૧૫ અંક ૭

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલિફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ; (લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કૉનોટ સર્કસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ) અને વડોદરા (કોઠી સામે, રાવપુરા) ભરી શકશો.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**



## અમારાં નવાં પ્રકાશનો

**શરદબાબુની ત્રણ વાર્તાઓ:** અનુ૦ મહાદેવ દેસાઈ; કિં. રૂ. ૧-૪-૦; ટપાલરવાનગી ૦-૫-૦.

**પચાસ પ્રેરક પ્રસંગો:** મુકુલભાઈ કલાર્થી; કિં. રૂ. ૦-૧૦-૦; ટપાલરવાનગી ૦-૩-૦.

**જાણવા જેવી વાતો:** મુકુલભાઈ કલાર્થી; કિં. રૂ. ૦-૬-૦; ટપાલરવાનગી ૦-૩-૦.

**સ્વરાજ એટલે શું:** મગનભાઈ દેસાઈ; કિં. રૂ. ૦-૭-૦; ટપાલરવાનગી ૦-૩-૦.

**આપણા દેશમાં આપણું રાજ્ય:** મગનભાઈ દેસાઈ; કિં. રૂ. ૦-૭-૦; ટપાલરવાનગી ૦-૩-૦.

**જીવનની સુવાસ:** લલ્લુભાઈ મકનજી; કિં. રૂ. ૦-૬-૦; ટપાલરવાનગી ૦-૩-૦.

**આત્મરચના અથવા આશ્રમી કેળવણી:** ભા. ૧-૨-૩: જુગતરામ દવે: દરેક ભાગની કિં. રૂ. ૧-૮-૦; ટપાલરવાનગી ૦-૭-૦.

**A Compass for Civilization:** By Richard B. Gregg; Price Rs. 3-0-0; Postage etc. 1-1-0.

**નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪**



CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri


# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૫-અંક ૭] અમદાવાદ [જુલાઈ, ૧૯૫૬


## માધ્યમ-ફેર વિષે ગાંધીજીના વિચારો

### ૧

### માધ્યમ તો સ્વભાષા નક્કી જ છે

શિક્ષણનું માધ્યમ તરત જ અને ગમે તે ભોગે બદલવું જોઈએ અને પ્રાંતિક ભાષાઓને તેમનું યોગ્ય સ્થાન અપાવું જોઈએ. જે ભયાનક દુર્વ્યય દરરોજ વધતો જાય છે તેના કરતાં તો કૉલેજની કેળવણીમાં કામચલાઉ અંધેર થાય તે હું પસંદ કરું.

પ્રાંતિક ભાષાઓનો દરજ્જો ને કિંમત વધારવાને માટે અદાલતોની ભાષા જ્યાં અદાલત આવેલી હોય ત્યાંની પ્રાંતિક ભાષા હું રાખું. પ્રાંતિક ધારાસભાઓનું કામકાજ પ્રાંતની ભાષામાં, અથવા જ્યાં પ્રાંતની હદમાં એકથી વધારે ભાષાઓ ચાલતી હોય ત્યાં તે ભાષાઓમાં, ચાલવું જોઈએ. ધારાસભાઓના સભ્યોને મારી એવી સૂચના છે કે, તેઓ પૂરતો પરિશ્રમ કરે તો એક મહિનાની અંદર પોતાના પ્રાંતની ભાષાઓ શીખી શકે. તામિલવાસી તામિલ ભાષાને મળતી તેલુગુ, મલયાલમ અને કાનડી ભાષાઓનાં સાદાં વ્યાકરણ અને બસો પાંચસો શબ્દો ન શીખી શકે એવું કંઈ નથી. મધ્યવર્તી ધારાસભામાં હિન્દુસ્તાની ચાલવું જોઈએ.

મારો અભિપ્રાય એવો છે કે, આ સવાલનો નિર્ણય અધ્યાપકોએ લેવાનો નથી. અમુક સ્થળનાં છોકરા-છોકરીઓને કઈ ભાષા વાટે કેળવણી આપવી એનો નિર્ણય કરવાનું કામ એમનું નથી. એ સવાલનો નિર્ણય એમને માટે દરેક સ્વતંત્ર દેશમાં થઈ ચૂકેલો છે. તેમ જ કયા વિષયો શીખવવા એ પણ તેમણે નક્કી કરવાનું ન હોય. એનો આધાર બાળકો જે દેશનાં હોય તે દેશની જરૂરિયાતો પર રહે છે. અધ્યાપકોનો અધિકાર રાષ્ટ્રની ઇચ્છાનો બને એટલી સારામાં સારી રીતે અમલ કરવાનો છે. આ દેશ ખરેખરો સ્વતંત્ર થશે ત્યારે કેળવણીના માધ્યમના સવાલનો નિકાલ એક જ રીતે આવશે. અધ્યાપકો એ પ્રમાણે અભ્યાસક્રમ ઘડશે અને પાઠ્યપુસ્તકો તૈયાર કરશે. અને જેમ આજની કેળવણીથી તૈયાર થયેલાં માણસો વિદેશી રાજ્યકર્તાઓની જરૂરિયાતોને સંતોષે એવા બને છે, તેમ સ્વતંત્ર ભારતવર્ષમાં તેઓ દેશની જરૂરિયાતો પૂરી પાડે તેવા નીપજશે. જ્યાં સુધી આપણે શિક્ષિત વર્ગો આ સવાલ જોડે રમત કરીએ છીએ ત્યાં સુધી આપણે આપણા સ્વપ્નનું સ્વતંત્ર ને નરવું હિન્દુસ્તાન પેદા નહીં કરી શકીએ, એવો મને પાકો ડર છે. આપણી બેડીઓ કેળવણીને લગતી, આર્થિક કે સામાજિક કે રાજકીય ગમે તે જાતની હોય, તોપણ આપણે તનતોડ પ્રયત્ન કરીને તેમાંથી નીકળી જવું રહ્યું છે. એ માટેના પુરુષાર્થમાં જ એ લડતનો પોણો ભાગ સમાઈ જાય છે.

હરિજનબંધુ, ૧૦-૭-'૩૮

### ૨

### ઝડપી પગલાંની જરૂર

કેળવણીનું માધ્યમ આસ્તે આસ્તે નહીં પણ એકદમ બદલી નાખવામાં આવે, તો માની ન શકાય એટલા ટૂંકા ગાળામાં આપણને જણાતી ખોટ પૂરી પાડનારાં પાઠ્યપુસ્તકો અને શિક્ષકો તૈયાર થઈ મળવા માંડશે. ખરેખર કામ કરવા માગતા હોઈએ તો એક વરસમાં આપણને અનુભવ થયા વગર રહેવાનો નથી કે, સંસ્કૃતિનાં જરૂરી તત્ત્વો પારકી ભાષાના માધ્યમ મારફતે શીખવાનો મિથ્યા પ્રયત્ન કરવાની વાતમાં આપણે કદી સામેલ થવું જોઈતું નહોતું. આને અંગે સફળ થવાની શરત બેશક એ છે કે, સરકારી કચેરી-

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ઓમાં અને પ્રાંતિક સરકારોની ન્યાયની અદાલતો પર સત્તા હોય અગર તેમના પર તેમનો પ્રભાવ હોય તો ત્યાં તેમણે પ્રાંતિક ભાષાઓનો વહેવાર એકદમ શરૂ કરી દેવો જોઈએ. આ સુધારાની જરૂર આપણે સ્વીકારીએ તો એ જોતજોતામાં પાર પાડી શકાય એવો છે.

હરિજનબંધુ, ૩૧–૭–'૩૮

માતૃભાષાના માધ્યમ દ્વારા ઉદ્યોગોની વિદ્યાઓનું શિક્ષણ આપવાને માટે પહેલાં કેટલુંયે સંશોધન અને કેટલીયે તૈયારી કરવાની રહેશે એવી વાતો ચાલે છે. હું એ વાતોને ઝાઝું મહત્ત્વ આપતો નથી. આપણાં ગામડાંઓમાં વસતા લોકોની બોલીઓમાં જુદા જુદા વિચારો દર્શાવવા માટેના શબ્દો અને શબ્દપ્રયોગોની કેવી વિપુલ સમૃદ્ધિ અણુછતી પડી છે તેનો આવી વાતો કરનારાઓને ખ્યાલ હોય એમ લાગતું નથી. આપણને જરૂરના એવા ઘણાખરા શબ્દોને ખાતર આપણે સંસ્કૃત અગર ફારસી સુધી દોડી જવાની જરૂર નથી. ચંપારણમાં ગયો હતો ત્યાં મારા જોવામાં આવેલું કે, ગામડાંના લોકો સહજ સરળતાથી પોતાની બધી વાતોને સારુ શબ્દો શોધી કાઢતા. અને છતાં તેમાં કોઈ પારકી બોલીના શબ્દો અગર પ્રયોગોની મદદ લેવાની તેમને જરૂર જણાતી નહોતી. નવા શબ્દોની શોધ કરવાની તેમની આવડતનો એક જ દાખલો આપું. મોટરકારને માટે તેમણે હવાગાડી શબ્દ ચાલુ કરી દીધો હતો. મોટરકારને ઓળખાવવાને આનાથી વધારે કાવ્યમય પ્રયોગ કરવાનું મને નથી લાગતું આપણા યુનિવર્સિટીઓના પંડિતોનું પણ ગજું હોય!

હરિજનબંધુ, ૨૫–૮–'૪૬

### ૩
### બિનજરૂરી ઢીલ

રાજવહીવટને લગતા લખાણનો બધો વહેવાર પ્રાંતિક ભાષાઓમાં અને મારા અભિપ્રાય પ્રમાણે ઉર્દૂ અગર નાગરી લિપિમાં લખાતી જે હિન્દુસ્તાની દ્વારા પ્રાંત પ્રાંત વચ્ચેનો વહેવાર થઈ શકે તે બોલીમાં ચલાવવાની શક્તિવાળા માણસો પ્રાંતિક સરકારો સહેલાઈથી ખસૂસ મેળવી શકે.

આ જરૂરી ફેરફાર કરવામાં જેટલા દિવસની ઢીલ થાય તેટલું રાષ્ટ્રને સંસ્કૃતિની દૃષ્ટિએ નુકસાન થાય. સૌથી પહેલું, જે સમૃદ્ધ પ્રદેશભાષાઓની કુદરતી બક્ષિસ હિન્દને મળેલી છે, તે બધીનો વહેવાર ફરી ચાલુ કરવાની જરૂર છે. આપણી અદાલતોમાં, આપણી શાળાઓમાં અને આપણી સરકારી કચેરીઓમાં પણ આ ફેરફાર કરતાં થોડો વખત બલકે સંભવ છે કે થોડાં વરસ નીકળી જશે એવી દલીલ કરવામાં માનસિક અથવા બુદ્ધિની મંદતા સિવાય બીજું કંઈ નથી.

ભાષાને ધોરણે પ્રાંતોના પ્રદેશોની ફરી વહેંચણી નહીં થાય ત્યાં સુધી અલબત્ત આને અંગે મુંબઈ ને મદ્રાસ જેવા એકથી વધારે ભાષા બોલનારા લોકોના બનેલા પ્રાંતોને થોડી મુશ્કેલી રહેશે. પણ એવા પ્રાંતોની પ્રજાને સુધ્ધાં, હવે આપણા હકનું આપણને મળી ગયું છે, એવો અનુભવ થાય તેટલા ખાતર, તે તે પ્રાંતોની સરકારો નવા સંજોગોને અનુરૂપ કોઈ ને કોઈ પદ્ધતિ જરૂર યોજી શકે.

અને પ્રાંતો પ્રાંતો વચ્ચેના વહેવારને માટે નાગરી ને ઉર્દૂમાં લખાતી હિંદુસ્તાની રાખવી કે કેવળ નાગરીમાં લખાતી હિંદી રાખવી એ સવાલનો નિર્ણય યુનિયન સરકાર ન કરે ત્યાં સુધી ઇષ્ટ ફેરફાર કરવામાં પ્રાંતિક સરકારોએ હાથપગ જોડીને બેસી રહેવાની જરૂર નથી. એ તદ્દન બિનજરૂરી વાદાવાદ છે; અને સંભવ છે કે, હિંદને અપાર તેમ જ કાયમની નામોશીમાં ડુબાડી દેવાને અંગ્રેજી એ વાદાવાદની બારીમાંથી ઘૂસી જશે.

રાજ્યને લગતા વહીવટમાં બધાં ખાતાંઓને અંગે પ્રાંતિક ભાષાઓનો વહેવાર શરૂ કરી દેવાનું પહેલું પગલું તાબડતોબ લેવામાં આવશે, તો પ્રાંત પ્રાંત વચ્ચેના વહેવારની ભાષાને અંગેનું પગલું તેની પાછળ આપોઆપ ઝટ લેવાશે. પ્રાંતોને વડી સરકાર સાથે કામ લેવાનું રહેશે. કોઈ પણ પક્ષ અગર વિભાગને દુભાવાનું કારણ આપ્યા વિના જે બોલી સહેજે હિંદભરમાં સામાન્ય થઈ શકે એવી છે, તે ન શીખી લેવા જેટલા થોડા ખોબા જેટલા હિંદીઓ આળસુ હોય તેટલા ખાતર આખા રાષ્ટ્રને માથે

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



સંસ્કૃતિની દૃષ્ટિથી ખોટો બોજ નાખી તેને નુકસાન કરવામાં ડહાપણ નથી, એ વાત વડી સરકારને સમજાશે તેની સાથે, પ્રાંતો પણ પોતાનો વહેવાર તે સરકારની જોડે અંગ્રેજીમાં કરવાની હિંમત નહીં કરે.

મારી દલીલ એટલી જ છે કે, આપણી રાજસત્તા પડાવી લેનારા અંગ્રેજને જેમ આપણે આપણે ત્યાંથી રુખસદ આપી તેવી જ આપણી સંસ્કૃતિનું મહત્ત્વનું કામ પડાવી લેનારી અંગ્રેજીને પણ આપી દઈએ. વેપાર અને આંતરરાષ્ટ્રીય રાજકારણને માટે પોતાનું સ્વાભાવિક સ્થાન સમૃદ્ધ અંગ્રેજી બોલી હંમેશાં ટકાવી રાખશે.

હરિજનબંધુ, ૨૧-૯-'૪૭ ગાંધીજી

# વિજ્ઞાન-શિક્ષણ વિષે એક વહેમ

ઘણા એવું માને છે કે, ભણેલો માણસ વહેમી ન હોય. પણ આ જ એક વહેમ છે. વહેમની ઉત્પત્તિ અજ્ઞાન અને ભયમાંથી છે. અને આ બે વસ્તુ તો ઓછીવત્તી સૌમાં હોય જ છે. એટલે, વહેમનો પ્રકાર જુદો પડે, પણ વહેમ હોવા પરત્વે ભણેલા-ના-ભણેલાનો ભેદ કરવા જેવો નથી. એક દાખલો આપું.

આજે ભણેલા લોકો એમ કહેવા લાગ્યા છે કે, અંગ્રેજી વગર કદાચ તમે ઇતિહાસ, ભૂગોળ, અર્થશાસ્ત્ર ઇ૦ જ્ઞાનકળાના વિષયો તમારી ભાષામાં શીખવી શકો. પણ દાક્તરી, ઇજનેરી, ફાર્મસી, યંત્રોદ્યોગવિદ્યાઓ તો અંગ્રેજીથી જ શીખવી શકાય. આ બધી વિજ્ઞાન-શાખાઓની જો તમને પરવા હોય, તો અંગ્રેજી માધ્યમ વિના ન ચાલે! વિજ્ઞાન-વેદ એકલી અંગ્રેજી ભાષામાં જ પ્રગટ્યો હતો એવું નથી. તથા વિજ્ઞાન બરોબર ભણવા માગનારે અંગ્રેજી ભાષા જાણવી સારી, એમ પણ આ લોક નથી કહેતા. તે તો કહે છે, આપણે ત્યાં અંગ્રેજી દ્વારા જ વિજ્ઞાન શીખવવું પડશે.

હવે આ વિધાન તપાસીએ. શું આ જ્ઞાન બીજી ભાષાથી સંચાર થઈ નહીં શકે એમ? તો તો જાપાની કે જર્મન કે યિડીશ કે ફ્રેન્ચ કે રશિયન ઇ૦ ભાષાથી તે થઈ શક્યું છે અને તે દેશો કાંઈ આ બાબતમાં પછાત નથી. એટલે ઉપરના વિધાનનો અર્થ એટલો જ થયો કે, ભાષાના માધ્યમને જ્ઞાન જોડે — એટલે કે સાધનને સાધ્ય જોડે ગૂંચવાય છે. અને આ વહેમ એવો જોરથી ચાલે છે કે, ન પૂછો વાત!

હા, એક વસ્તુ કબૂલ કરવી જોઈએ કે, આ વિષયોને માટે જોઈતાં પુસ્તકો અને પરિભાષા આપણે ત્યાંની ભાષાઓમાં હજી નથી. પણ એથી એમ ન કહી શકાય કે, તે ભાષાઓ દ્વારા વિજ્ઞાનની એ બધી શાખાઓની વિદ્યા ન શીખવી શકાય.

ભાષા ભાષકના હાથની વાત છે. જો કોઈ ભાષક કોઈ વસ્તુ સમજી શકે છે, તો તે તેને પોતાની ભાષામાં કહી પણ શકે. એમ કરતાં તેની ભાષા ખીલે છે. એટલે માનવોપયોગી જ્ઞાનની અમુક જ ભાષા હોઈ શકે, એ વિધાન બરોબર નથી. પણ ભણેલા લોકો આવો વહેમ આજે ફેલાવી રહ્યા છે.

એ વહેમનું કારણ પકડવા જેવું છે. આ જ વર્ગના લોક એમેય કહે છે કે, શિક્ષણનું માધ્યમ ફેરવો ને જ્ઞાનકળાઓ માટે ભલે ગુજરાતી રાખો, પણ વિજ્ઞાન, દાક્તરી, ફાર્મસી ઇ૦ માટે તો હિંદી રાખો! હવે એમનું ઉપરનું વિધાન યાદ કરીએ, તો હિંદી માટેની આ વાત શી રીતે વજૂદવાળી ગણાય? શું અંગ્રેજી પેઠે હિંદી ખીલેલી છે એમ? એમ તો નથી જ. તો પછી ઉપરનું શરૂમાં ટાંકેલું વિધાન ક્યાં રહ્યું કે, અંગ્રેજી વગર વિજ્ઞાન શીખવાય જ નહીં? વાત એમ છે કે, અંગ્રેજીમાં વિજ્ઞાન ખેડાયેલું મોજૂદ છે; દાક્તરી ઇજનેરી વગેરેના ગ્રંથો તેમાં પડ્યા છે; અને જે આજે તેના શિક્ષકો છે તેઓ તે જ ભાષામાં ભણ્યા છે અને આજ સુધી પોતાની ભાષામાં ઉતારવા પરવા નથી કરી. તેથી તેઓ વિજ્ઞાન અંગ્રેજીથી જ શીખવાય એમ કહે એ સમજાય. પછી હિંદી શું કામ કહે છે? આગળ જઈને એવો વહેમ ઊભો કરાય છે કે, તેથી ગુજરાતી નહીં પણ હિંદી માધ્યમ રાખો! આ બંને ભાષા વિજ્ઞાનને માટે સરખી જ કાચી અણ-ખેડાયેલી છે. પછી એકની ના અને બીજીની હા, કેવી રીતે? આનું કારણ અંગ્રેજી રાજ્યે ઊભી કરી આપેલી સુપ્ત મનોદશા છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



અંગ્રેજી જેવી પરાયી ભાષા દ્વારા ભણેલા વર્ગોએ પોતાની એક નાત જમાવી છે, એ વસ્તુ હવે તો સિદ્ધ જેવી મનાય છે. સ્વતંત્રતા આવ્યાથી એ નાત હવે તૂટવા ઉપર છે, કેમ કે અંગ્રેજી જાય છે. તેને બદલે હવે જો કાંઈક ઓછી છતાં પરાયી ભાષા હિંદી આખા દેશ માટે આવે, તો તે દ્વારા (નવી ઢબે અલગ છતાં) ઉપલો વર્ગ દેશભરમાં ઊભો કરી શકાય. આને જ 'હિંદી દ્વારા એકતા' કહેવાય છે. પણ આ એકતા છે? આ તો કેવળ અંગ્રેજી ભણેલા વર્ગની એકતાની હિંદી આવૃત્તિ તૈયાર કરવાની વાત થઈ. આ કથન જરા કઠણ લાગશે, પણ તદ્દન સાચું છે. પુરાવા તરીકે એક વાત કહું.

ગુજરાતી માધ્યમની વાત કરાય છે ત્યારે તે સામે દલીલ રૂપે, કેટલાક ભણેલા એવી દલીલ કરે છે કે, 'ભાઈ, યુનિ૰નું શિક્ષણ સૌને માટે નથી; એ તો તેના અધિકારી વર્ગ માટે જ છે.' આ દલીલમાં શો માલ છે? યુનિ૰માં માધ્યમ ગમે તે રાખો, તેમાં સૌ કોઈ ભણવા નહીં જ જાય. વિલાયત, અમેરિકા ઇ૰ દેશોમાં ત્યાંની સ્વભાષા માધ્યમ છે; ત્યાં સૌ નથી જ જતા. પણ આ કહેનારા મુગ્ધતામાં છતાં સાચી વાત એ સૂચવે છે કે, જો યુનિ૰નું જ્ઞાન ગુજરાતીમાં મૂકો તો પછી તે સૌની માલકી બનશે; તો એના ભાવ ક્યાં રહેશે? અધ્યાપકોના અંગ્રેજી દ્વારા ઢંકાઈ રહેતા અજ્ઞાનનું ઢાંકણ પછી ક્યાં રહેશે? માટે બીજી ભાષા હિંદીની નવી શબ્દજાળ રચી આપો — એટલે કે, એની ચોપડીઓ ને પરિભાષાનું* કૃત્રિમ જાળું રચી આપો; તેને લઈ ને અમે આજે જેમ અંગ્રેજીમાં ઠોકચે રાખીએ છીએ એમ ઠોકચે રાખીશું. એટલે જ્ઞાન મેળવવાની જે મુશ્કેલીની ભાષાકીય આડ આજે અંગ્રેજીની છે, તેવી કાંઈક ચાલુ રહેશે; તેને ઉપલા વર્ગો ઉપર છીએ તેનો લાભ લઈ ને ઓળંગી જઈશું ને પાછા ભણેલા વર્ગ તરીકે કાયમ બેઠા રહીશું.

* પરિભાષા અને પુસ્તકો વગર ચાલે જ કેમ, એવી જે અવશતાભરી લાચારી દેખાય છે, તેનું કારણ પણ આ જ છે. નહીં તો પોતાની ભાષામાં જ્ઞાન આપવા માંડે તો તેમાંથી આ બંને સાધનો આપોઆપ નીપજે એવી ભૂમિકા પેદા થાય. જોઈએ માત્ર જ્ઞાન અને સ્વભાષાનો પ્રેમ.

જરાતરા આઘું પાછું થશે, પણ સાવ ધરમૂળથી સમૂળી ક્રાંતિ નહીં થાય. આમ ભણેલા ધંધાદારીઓ અને સરકારી નોકરોની છૂપી વૃત્તિ કામ કરી રહી છે. તેમાં રાજ્ય કરનારા રાજકારણી વર્ગો પણ આથી જ જોડાય છે. અંગ્રેજીએ ઊભા કરેલા ગુલામી માનસમાંથી અજાણ્યે ઊભો થયેલો આ મનોગ્રહ આજે ઉપર કહેલો પેલો વહેમ ઊભો કરે છે, તેમાં આ રીતે વહેમ અને વર્ગહિતની નાબૂદીનો ડર કામ કરી રહ્યાં છે. બાકી ખરેખર તો આ ભણેલા વર્ગોએ તેમના જ્ઞાનનો લાભ પોતાની ભાષામાં અંગ્રેજી ગ્રંથો તથા તેમાં પડેલી વિદ્યાઓ ઉતારીને આપવો જોઈએ. પણ તેમ નથી થતું એનું કારણ ગુજરાતી ભાષા નથી, પણ ઉપર કહ્યાં એવાં બીજાંત્રીજાં ભળતાં કારણો છે.

ગયા સૈકામાં જાપાન તથા આ સૈકામાં ઇઝરાઈલ દેશ આ વસ્તુના સચોટ દાખલા છે. બંને દેશે શરૂથી જ પોતાની ભાષા દ્વારા શીખવવાનો આગ્રહ રાખ્યો, તો તેમને મહેનત પડી હશે એ ખરું, પણ કોઈ એવી અસાધ્ય અડચણ ન જ આવી. બલ્કે, એ મહેનત કરવા વડે જ તે દેશો એકદમ ઉપર આવ્યા અને નવી વિદ્યાઓ એકસપાટે પ્રજાગત થઈ. એમ વિજ્ઞાન ત્યાં રાષ્ટ્રના પ્રજામાનસની સમૃદ્ધિ બની ગયું. હિંદ પાસે આ કામ હવે આવીને ઊભું છે. તેનો માર્ગ લોકોની ભાષાઓમાં તે વિદ્યાઓ શીખવવી એ જ છે. સાચી એકતા અને સચોટ વિદ્યોપાસના બંને એમાં રહેલાં છે.

૧૩-૬-'૫૬ **મગનભાઈ દેસાઈ**

---

**જુલાઈ માસમાં બહાર પડશે**

**જગતના ઇતિહાસનું સંક્ષિપ્ત રેખાદર્શન**

**લે૰ પં૰ જવાહરલાલ નેહરુ**

અનુ૰ અને સંક્ષેપક: **મણિભાઈ ભગવાનજી દેસાઈ**

પંડિત જવાહરલાલ નેહરુએ પોતાના કારાવાસ દરમ્યાન પોતાની પુત્રીને પત્રરૂપે લખેલા સુપ્રસિદ્ધ ઇતિહાસ-ગ્રંથનો કૉલેજના વિદ્યાર્થીઓ તથા સામાન્ય વાચકવર્ગને લક્ષમાં રાખીને કરેલો સંક્ષેપ. એમાં પંડિતજીએ પોતાની અનુપમ શૈલીમાં જગતના આદિકાળથી માંડીને સાંપ્રત કાળ સુધીનો ઇતિહાસ આલેખતાં આજના જગતને ઘડી રહેલાં સામાજિક, આર્થિક અને રાજકીય પરિબળોનું વિશદ અને ક્રાન્તદર્શી અવલોકન કર્યું છે.

**નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# જિજ્ઞાસુની પ્રશ્નોત્તરી

**[ગાંધીજીનો એક પત્ર]**

[૧૯૨૮માં એક આશ્રમવાસી ભાઈએ વર્ધાથી ગાંધીજીને પત્ર લખી કેટલાક આધ્યાત્મિક પ્રશ્નો પૂછ્યા. ગાંધીજીએ તેના ઉત્તર રૂપે પત્ર લખ્યો. બંને પત્રો નીચે ઉતાર્યા છે. જિજ્ઞાસુઓને મદદરૂપ નીવડશે એવી આશા છે.

૪-૬-'૫૬ મ૦]

રવિવાર,<br>વર્ધા<br>૧૯૨૮

પૂજ્ય બાપુની પવિત્ર સેવામાં,

મેં આપને મદ્રાસ લખેલા કાગળો આપને મળ્યા હશે જ. એટલે તે વિષે કાંઈ લખતો નથી. પરંતુ મને આપને કેટલાક પ્રશ્નો, આપ જ્યાં સુધી આશ્રમમાં છો ત્યાં સુધી, પૂછવાની જિજ્ઞાસા છે. આપને ફુરસદ મળે ત્યારે જ આપ એના જવાબ આપશો.

૧. બ્રાહ્મી સ્થિતિ એટલે શું? મોક્ષ એટલે શું?

૨. જગત મિથ્યા તેનો અર્થ શો?

૩. પ્રવાહપતિત કર્મ એટલે શું?

૪. જ્ઞાન, કર્મ, ભક્તિ, યોગ, ધ્યાન, એનો પરસ્પર સંબંધ શો? જીવનની દૃષ્ટિએ તેનો કેટલો કઈ રીતે ઉપયોગ થાય? તે સર્વનો પૃથક્ પૃથક્ અર્થ શો? એક જ માણસને સર્વનો ઉપયોગ કરવો શક્ય છે શું? ગીતામાં તેવું કહેવાનો હેતુ છે શું? અથવા આ અલગ અલગ પંથો સૂચવેલા છે? અલગ અલગ પંથો સૂચવેલા હોય તો તેમાં સહેલો કયો?

૫. અધ્યાય ૧૨, શ્લોકો ૯-૧૦-૧૧-૧૨ એ શ્લોકોનો અર્થ શો? તેમાં છેલ્લા એટલે ૧૨મા શ્લોકનો અર્થ વિશેષ સ્પષ્ટ કરી શકાય તો સારું.

૬. સંન્યાસ અને ત્યાગ વચ્ચે ફરક શો?

૭. એક માણસની પરમેશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા છે, પણ પરમેશ્વરનું નામ સાંભળતાં જ અશ્રુધારા વહેતી નથી કે શરીર પુલકાયમાન થતું નથી, છતાં રાગદ્વેષ-રહિત, અહંકાર-રહિત છે અને નિષ્કામ ભાવે લોકોની કેવળ સેવા જ કરવાનું જાણે છે. બીજો માણસ એવો છે કે સેવા વગેરે કંઈ કરતો નથી, પરન્તુ એનું મન અતિશય શુદ્ધ છે. પરમેશ્વરનું સ્મરણ થતાં જ શરીર પુલકાયમાન થાય છે, અશ્રુપ્રવાહ વહે છે, અહંકાર-રહિત-રાગદ્વેષરહિત છે, ધ્યાનમાં જ રહે છે. બેમાં શ્રેષ્ઠ કોણ? બંનેને ભક્તિમાન ગણો કે ભિન્ન સંજ્ઞા આપો?

૮. એક માણસ સ્વાભાવિક રીતે જ સંયમી છે, બ્રહ્મચારી છે, સ્વાભાવિક રીતે જ ક્રોધરહિત શાંત છે; બીજો માણસ એવો છે કે આ ત્રણે વસ્તુઓ એનામાં છે, છતાં એને એ કષ્ટસાધ્ય છે, ખૂબ પ્રયત્ન કરવો પડે છે. જેમ કે, પહેલા માણસને સ્ત્રી જોતાં જ વિકાર થતો નથી–નિર્વિકાર રહેવા માટે વિવેક કરવો પડતો નથી. અતિશય જાગ્રત રહેવાની જરૂર પડતી નથી. પરન્તુ બીજો છે તેને અતિશય જાગ્રત રહેવું પડે છે, વિવેક કરવો પડે છે – એટલો જ એ નિર્વિકારતાનો આનંદ મેળવી શકે છે. બન્નેમાં શ્રેષ્ઠ કોણ? નૈતિક દૃષ્ટિએ વધારે દોકડા કોને મળે?

૯. એક માણસ સ્વાભાવિક રીતે જ નિર્વિકારી, બ્રહ્મચારી છે, બીજો માણસ તેવો નથી, પરંતુ પ્રયત્નની તો પરાકાષ્ઠા છે. અતિશય પ્રામાણિકપણે ખૂબ પ્રયત્ન કરે છે, છતાં સંપૂર્ણ વિજયી થઈ શકતો નથી, વિકાર એને થાય છે. બન્નેમાં શ્રેષ્ઠ કોણ?

૧૦. પરમેશ્વર છે ત્યાં સુધી અવ્યક્ત માયિક જગત કોઈના કોઈ રૂપમાં દેખાશે જ કે એનો અન્ત પણ આપ કલ્પી શકો છો? આ આખું વિશ્વ ચલાવવામાં પરમેશ્વરનો કયો હેતુ આપ કલ્પી શકો છો?

૧૧. કામનો વખત બાદ કરતાં આપનું મન હંમેશ કઈ દશામાં રહે છે? પરમેશ્વરના સ્મરણમાં રહે છે કે, નિર્વિષય હોય છે કે બ્રહ્મવિષયક વિચારોમાં હોય છે? બન્ને પ્રાર્થનામાં આપનું મન ભાવાવસ્થામાં હોય છે? અશ્રુધારા વહેવી કે શરીર પુલકાયમાન થવું એવું કંઈ આપને કોઈ વાર પરમેશ્વરના સ્મરણમાં થઈ આવે છે?

૧૨. પુનર્જન્મ આપ કઈ રીતે સિદ્ધ કરો છો? કેટલાંક કારણો આપ બતાવો?

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



૧૩. સંગીત અને ચિત્રકળા શીખવાથી કયા ગુણોનો વિકાસ થાય છે? વિદ્યાર્થીને એનો કેટલો પરિચય આવશ્યક છે? હજી ગીતા વિષે અનેક પ્રશ્નો મારે પૂછવાની ઇચ્છા છે. અત્યારે આટલેથી જ બસ કરું છું. પૂજ્ય બાને સા. ન. વિનોબાની તબિયત તદ્દન સારી છે. સાબરમતી જેટલી ઠંડી અહીં હજી પડતી નથી.

**લિ. બાળકૃષ્ણના સા૦ દંડવત**

[ પૂજ્ય બાપુજીનો જવાબ ]

સત્યાગ્રહ આશ્રમ,
સાબરમતી,
તા. ૧૪-૪-'૨૮

ચિ૦ બાલકૃષ્ણ,

તમારો કાગળ ઘણા દિવસ થયાં સાચવી રાખ્યો છે. આજ તો જવાબ આપી દઉં છું.

૧. બ્રાહ્મી સ્થિતિ એટલે જ્ઞાનપૂર્વક રાગદ્વેષ-રહિત થવું અને રહેવું. આ જ મોક્ષ.

૨. જગત મિથ્યા છે એટલે પ્રતિક્ષણ બદલાયા કરે છે, એવું.

૩. પ્રવાહપતિત કર્મ એટલે શોધવા ગયા વિના આપણી પાસે આવી પડેલું યજ્ઞકર્મ.

૪. જ્ઞાન એટલે આત્માનો અનુભવ. કર્મ એટલે અનુભવ મેળવવાને અર્થે થયેલી ચેષ્ટામાત્ર. એ કર્મ શ્રદ્ધાપૂર્વક થાય ત્યારે તે ભક્તિ ગણાય. આવા કર્મને વિષે કુશળતા અને તેમાંથી ઉત્પન્ન થતી સમતા એ યોગ. ધ્યાન એટલે કર્મ વિષે તન્મયતા. આ અર્થો આપવામાં જ પરસ્પર સંબંધ આવી જાય છે, અને જો એ કલ્પના ખરી હોય તો જીવનની દૃષ્ટિએ એક જ માણસ તેનો ઉપયોગ કરી શકે અને કરવો ઘટે છે.

૫. ૧૨મો અધ્યાય, શ્લોકો ૯-૧૦-૧૧-૧૨ નો અર્થ હું આમ કરું છું: જો તું મારે વિષે સાવ ચિત્ત સ્થિર ન કરી શકતો હોય તો અભ્યાસ એટલે વાચન આદિ પ્રયત્નો વડે મને મેળવજે. જો આમ અભ્યાસ પણ ન કરી શકે, તો એ નિમિત્તે કર્મપરાયણ થજે. એટલે કે, જે કંઈ પણ કર્મ કરે તે મને મેળવવાને જ અર્થે છે એવી ભાવનાથી કરજે. અને તેમ કરવાથી તું સિદ્ધિ પામીશ. મત્કર્મપરાયણ ન થઈ શકે તો જે કંઈ પણ કર્મ કરે તેના ફળનો ત્યાગ કરજે, કેમ કે કર્મના ફળનો ત્યાગ કરવાથી અહંભાવનો નાશ થશે, સહેજે સત્કર્મ જ થશે અને તેમ કરતાં ચિત્તશુદ્ધિ થવાની જ. એટલે ભગવાનને વિષે સ્થિર ચિત્ત થવાશે.

ઉપર પ્રમાણે અભ્યાસના કરતાં જ્ઞાન એટલે આત્માના વિષે નિશ્ચયપણું એ વધારે છે. પણ એ જ્ઞાનના કરતાં જો આત્માને વિષે સતત ધ્યાન રહ્યા કરે તો વિશેષ છે. પણ એવું ધ્યાન હોવા છતાં જો કર્મને વિષે લોલુપતા રહેતી હોય તો કર્મફળત્યાગ એ ધ્યાન કરતાંયે વધી જાય, કેમ કે એ ત્યાગથી જ પરમ શાંતિ સંભવે. આ ઠેકાણે જ્ઞાનનો અર્થ જે મેં ઉપર વ્યાખ્યા આપી તેનાથી નિરાળો કર્યો છે, એ તરફ ધ્યાન ખેંચું છું. આ અર્થ આપ્યા છે તેના કરતાં બીજા અર્થ સંભવે છે. પણ હું એક વસ્તુ શીખ્યો છું કે, આપણે આપણી શાન્તિ પૂરતા સંભવિત અર્થ કાઢીને તેને વળગી રહી તેનો અમલ કરતા થઈ જઈએ, તો અનેક શંકામાંથી છૂટી જઈએ અને ટીકાકારોના ઝઘડા અને બુદ્ધિવાદોથી અલિપ્ત રહી શકીએ.

૬. સંન્યાસ અને ત્યાગનો ભેદ ૧૮મા અધ્યાયમાં અપાયો જ છે. પણ ગીતાનો ધ્વનિ તો મને એ બંને વચ્ચે અભેદ જ શીખવે છે. કેમ કે કર્મફળત્યાગ એ તો ગીતાનો પહેલો અને છેલ્લો પાઠ છે. ગીતા સૂત્ર રૂપે ગૂંથાયેલો ગ્રંથ નથી, પણ એક જ વસ્તુ અનેક રીતે બતાવનારો ગ્રંથ છે. તેમાં જુદા જુદા તે વખતે ચાલતા માર્ગોનું એકીકરણ કરવાનો પણ પ્રયત્ન છે. તેથી ગીતાની વ્યાખ્યાઓ પણ કાયદાની વ્યાખ્યાઓ જેવી નથી. કેવળ માર્ગદર્શક છે.

૭. બંને કલ્પનામાં અધ્યાહારો છે તે જો હું પૂરી શકું તો એમ કહું કે, બંને ભક્તિમાન છે અને બંને સરખા છે. જે સેવા નથી કરતો એમ દેખાય છે, તે પોતાની વિચારશક્તિથી સેવા કરતો હોય એમ બની શકે. પણ એવા રડનારાઓને પણ હું જાણું છું કે

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



જેઓ પોતાની કલ્પનાને વશ રહીને જ વર્તતા હોય છે. પણ મૂળ તપાસવા બેસીએ તો તેમાંથી આપણને શુદ્ધ જ્ઞાન નથી મળતું, પણ વેવલાપણું જ મળે છે. તેથી હું પોતે તો સેવા નિમિત્ત શ્રદ્ધાપૂર્વક કર્મને જ ભક્તિ ગણું.

૮. આ પ્રશ્ન પૂછવા જેવો નથી લાગતો. પણ પુછાયો છે એટલે જવાબ આપું છું. જે માણસ સ્વભાવે જ નિર્વિકાર છે તેની નિર્વિકારિતા આગલા જન્મની ઋણી હોય, બીજા જેને નિર્વિકારિતા કષ્ટ-સાધ્ય છે તેને પેલાએ આગલા જન્મમાં કરેલા પ્રયત્નો આજે કરવા પડે છે. પછી કોણ કોને કેટલા દોકડા વધારે આપે?

૯. આ પ્રશ્નનો જવાબ ૮મા પ્રશ્નના જવાબમાં આવી જાય છે.

૧૦. આ વ્યક્ત જગત કોઈક રૂપમાં તો ચાલ્યા જ કરશે, પરમેશ્વરનો હેતુ જો આપણે શુદ્ધ રીતે કલ્પી શકીએ, તો આપણે પરમેશ્વર જ થયા. પણ પરમેશ્વર તો કલ્પનાતીત છે. જો પ્રત્યેક આધ્યાત્મિક પ્રશ્નનો તોડ બુદ્ધિથી આપણે કરી શકતા હોત, તો શ્રદ્ધાનું કામ જ શું હોય? તેથી જ થાકી થાકીને નરસિંહ મહેતાએ ગાયું "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે." આ જવાબમાં મારો ઠપકો તમે ન વાંચશો, પણ તેમાં મારી નમ્રતાને જોજો. કલ્પનાના ઘોડા તો ઘણાયે દોડાવું. એક વેળા દોડાવતો પણ. તેમાંથી રસ નીકળી ગયો એટલે શાન્ત થયો. પરમેશ્વર વિશ્વ કેમ ચલાવે છે એ જાણવાની તમને જ્યાં લગી ઇચ્છા થાય ત્યાં લગી તમારે કલ્પનાના ઘોડા ઉત્પન્ન કર્યા જ કરવાના. કોઈની કલ્પના ચોરી લઈને કે લૂંટીને આપણે શાંત નથી થઈ શકતા અને તેમાં અસ્તેય વ્રતનો ભંગ થાય છે, એ વળી નોખું.

૧૧. મારું મન કામની વખતે અને કામ ન હોય ત્યારે પણ પરમેશ્વરના ધ્યાનમાં જ રહે છે. એમ આત્મા સાક્ષી તો પૂરે છે, પણ આ વચનને વિષે શંકા છે. કેમ કે એ વાત જો સાવ સાચી હોત તો હું સર્વ કાળે સર્વથા નિર્વિકાર હોવો જોઈએ. એ રત્ન હજુ મને લાધ્યું નથી. પણ તે છતાં આત્માનો પુરાવો તો હું આપું છું તે જ છે. એથી આપણે એ સ્થિતિને ૧૨મા અધ્યાયમાં તપાસી ગયા તે અભ્યાસ રૂપે ઓળખીએ. પ્રાર્થનાને સમયે મારી સ્થિતિ કેટલેક અંશે દયાજનક છે. પ્રાર્થનાના શ્લોકો ઇત્યાદિના અર્થમાં હું હંમેશાં જેટલો તન્મય રહેવાને ઇચ્છું છું તેટલો નથી રહેતો. જુદે જુદે પ્રસંગે જુદા જુદા ભાવો અનુભવું છું. પણ કર્મફલત્યાગનો પાઠ સૂક્ષ્મતાથી નથી જાણી શક્યો, તેથી પ્રાર્થનાને સમયે જુદા જુદા સેવાકાર્યોના વિચારો મૂર્તિમંત થઈને દારુણ યુદ્ધ મચાવે છે. કોઈ કોઈ વાર ભજનોમાં લીન થાઉં છું ત્યારે અશ્રુધારા પણ વહે છે. પણ આવા એકે અનુભવમાં વિશેષતા કલ્પી લેવાની આવશ્યકતા નથી.

૧૨. પુનર્જન્મ સિદ્ધ કરવાને સારુ એક જ કારણ બસ છે. અને તે બીજા અધ્યાયમાં અપાયું છે. આ શરીરની ઉત્પત્તિ પહેલાં આત્મા હતો. તેથી શરીરનાશ પછી પણ રહેશે. એમ ન હોય તો શરીર જ આત્મા થઈ જાય. બીજાં બધાં કારણો આ મૂળ કારણમાંથી ઘટાવી શકાય એવાં છે.

૧૩. સંગીતથી ઈશ્વરનું ધ્યાન સહેલાઈથી થઈ શકે. સંગીત અને ચિત્રકળા આખા વિશ્વની એક ભાષા છે. વિશેષે સંગીતથી કંઠ ખૂલે અને ચિત્રકળાથી હાથ અને આંખ ખૂલે. ભક્તિપરાયણતા શીખવા પૂરતું તેનો પરિચય આવશ્યક ગણાય.

હજુ કંઈ પૂછવું હોય તો પૂછજો. આ જવાબો સમજવામાં તમને મદદ મળે તેટલા સારુ તમારો કાગળ આ સાથે મોકલું છું. મગનલાલે બન્નેની માગણી કરી છે. તેથી તમારે નકલ રાખવી હોય તો નકલ રાખીને કે એમ ને એમ મગનલાલને મોકલજો. તે હાલ કલકત્તા તરફ છે તે જાણતા હશો. તમારું મન શાંત હશે. વિનોબા, શિવાજી વિગેરેની તબિયતના સમાચાર લખજો.

**બાપુના આશીર્વાદ.**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# ગંભીર ભૂલ ગણાય

૧

વડી સરકારના શિક્ષણ ખાતા તરફથી હમણાં માધ્યમિક શાળાઓ માટે નમૂના રૂપે એક અભ્યાસક્રમ બહાર પડ્યો છે. તેની પાછળ હેતુ એ છે કે, શિક્ષણમાં જે વ્યાપક પુનર્ઘટના હવે કરવી છે, તેને ધ્યાનમાં રાખીને માધ્યમિક અભ્યાસક્રમનો શો નમૂનો હોય, તે બધાં રાજ્યોને વિચારવા માટે આપવો.

પુનર્ઘટનામાં ભણતરના દાદરાના બે છેડા પકડાયા લાગે છે —

૧. ઉંમર ૬ થી ૧૪ વરસ માટે સાર્વત્રિક સળંગ પાયાની કેળવણીનું પ્રાથમિક પગથિયું.

૨. ઉપર ઉચ્ચ શિક્ષણમાં ચાર નહીં, પણ ત્રણ વરસનો ગાળો રાખવો, એ ત્રીજું પગથિયું.

આ બે છેડાની વચ્ચે જે છે તે માધ્યમિક શિક્ષણ, જ્યાં બાળક ૧૪ થી ૧૭ ઉંમરમાં ભણશે.

ઉપર ઉપરથી જોતાં આ ગોઠવણી ઠીક છે. હિંદી ભાષામાં કહે છે તેમ, "મોટે રૂપમેં" — ખોખાની જાડી રૂપરેખા ઠીક છે. પણ જરા ઊંડે ઊતરીએ કે તરત અડચણો અને સવાલો આવી લાગે છે. ભાષા-શિક્ષણનો દાખલો લઈએ, કે જે ખૂબ જ તીવ્ર છે, કારણ કે હિંદના શિક્ષણની પુનર્ઘટનાનું કેન્દ્ર જ અંગ્રેજી ભાષાનું સ્થાન (માધ્યમ તથા ભાષા બેઉ તરીકે) ફરી ગોઠવવામાં અને દેશની ભાષાઓને તેમને ઘટતે સ્થાને મૂકવામાં રહેલું છે. તે વિષે વડી સરકારનો સદરહુ અભ્યાસક્રમ શું કહે છે તે જોતાં વાત પકડાઈ જશે.

૨

માધ્યમિક કક્ષામાં ભાષાઓ ભણાવવા અંગે આ અભ્યાસક્રમ ક્રમવાર આમ સૂચવે છે :—

૧. સ્વભાષા કે પ્રદેશભાષા;

૨. હિંદી અથવા અંગ્રેજી; અને

૩. ઉપર ૧,૨ માં આવતી ન હોય એવી કોઈ અર્વાચીન દેશી કે યુરોપીય ભાષા.

એટલે કે, ત્રણ ભાષાઓ દરેકે જાણવી જોઈશે. એમાં ક્રમ જે બતાવ્યો છે, તે મહત્ત્વની બાબત છે. પહેલા મહત્ત્વની ભાષા સ્વભાષા કહી છે. આ નિર્વિવાદ બાબત છે. તે પછીના મહત્ત્વના ક્રમમાં કઈ ભાષા આવે? જવાબ છે — 'હિંદી અથવા અંગ્રેજી.' આ નિર્વિવાદ નથી, તે તેમાં મૂકવામાં આવેલા વિકલ્પથી પણ સિદ્ધ છે.

દાખલો લો કે, ઉત્તર પ્રદેશમાં કે બિહાર આદિ હિંદી-ભાષી પ્રદેશમાં આ સૂચનાનો શો અર્થ થાય? અને અહિંદી-ભાષી પૂર્વ પશ્ચિમ કે દક્ષિણ હિંદમાં શો થાય? એ પરથી અહીં રહેલો વિવાદ તરત દેખાશે.

હિંદીભાષી પ્રદેશમાં સ્વભાષા તરીકે તેઓ હિંદી, ક્રમ ૧ મુજબ, લેશે. એટલે તે ક્રમ ૨ મુજબ અંગ્રેજી લેશે, અને ક્રમ ૩ મુજબ તેમણે હિંદની ચાલુ દેશી ભાષાઓમાંથી કે કોઈ યુરોપી ભાષા લેવી જોઈશે. અહીં સંસ્કૃત, ફારસી, અરબી, ૪૦ ભાષાઓ નથી આવતી. ચાલુ દેશી (કે જવાહરલાલજીએ 'દેશી' બદલે સૂચવેલો સુંદર શબ્દ વાપરીએ તો,) આપણી રાષ્ટ્રીય ભાષાઓ તરીકે ગુજરાતી, મરાઠી, બંગાળી, તામિલ, તેલુગુ ૪૦ બંધારણમાં તેની યાદી નં૦ ૮ માં મૂકેલી ૧૨ ભાષા આવે.

હવે અહિંદીભાષી પ્રદેશનો દાખલો લો. ૧ મુજબ તે પોતાની પ્રદેશભાષા લેશે. ક્રમ ૨ મુજબ તેણે કઈ ભાષા લેવી જોઈએ? તરત કહેવાશે કે, હિંદી આંતર-ભાષા, અંગ્રેજી નહીં. પણ આ ફોડ પાડવામાં નથી આવ્યો, એ વડી સરકારના અભ્યાસક્રમની એક મોટી પોલ છે.

આમ કરીને સરકારે અંગ્રેજીને હિંદીને બદલે ચાલુ રહેવાનાં બારણાં ઉઘાડાં રાખ્યાં છે. તેટલે દરજ્જે, આ સૂચના હિંદના બંધારણમાં જે યોજના વિચારી છે તેની વિક્ષેપક અને ઘાતક છે. વડી સરકાર આમ કરે છે તે બતાવે છે કે, તે હિંદીને ઘટતું માન સ્થાન હજી આપવા તૈયાર નથી. આ નબળાઈ શિક્ષણની પુનર્ઘટના કરવામાં તેમ જ અંગ્રેજી ઉપરથી ખસી દેશનો વહીવટ હિંદની બધી રાષ્ટ્રીય ભાષાઓ પર લઈ જવામાં વિલંબક અને વિનાશક જ નીવડશે. આ અક્ષમ્ય વસ્તુ ગણાય.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



આગળ ચાલીએ. જો અહિંદીભાષી રાજ્યો હિંદીનું મહત્ત્વ સમજી ઉપરના ક્રમ ૨ મુજબ હિંદી લેશે, તો ક્રમ ૩ મુજબ અંગ્રેજી લેશે. પણ સરકારી નીતિની ઉપર કહેલી ગફલતને લઈને, જે લોકો ક્રમ ૨ મુજબ અંગ્રેજી લેશે, તે ક્રમ ૩ મુજબ હિંદી લેશે, એમ માનીએ તોપણ તે ફરજિયાત જોઈએ, નહીં કે કેટલાંક રાજ્યો મરજિયાત રાખવાની નીતિ રાખે છે તેવું ચાલે. પણ ખરું તો તેમણે ક્રમ ૨ મુજબ હિંદી અને ૩ મુજબ અંગ્રેજી લેવું, એ જ સાચું છે.

૩

હવે બીજો મુદ્દો લઈએ. હિંદી અને અંગ્રેજી કેટલાં વરસ ભણાવાશે? આ બે ભાષાઓને, પહેલું જે ઉંમર ૬ થી ૧૪ નું પાયાનું પ્રાથમિક પગથિયું, તેમાં સ્થાન હશે? હા, તો કેવું ને કેટલું? અને કોને–બંનેને કે એકને? એકને તો તે બેમાંથી કઈ ભાષાને?

બીજી ગંભીર ગફલત અહીં મળે છે. તે એ છે કે, અંગ્રેજી ૧૧+ ઉંમરથી શરૂ થશે એમ વિચાર્યું છે! અને હિંદી દેશની આંતરભાષા છે તે તરીકે તેના મહત્ત્વનો કશો ખ્યાલ જ કર્યો નથી; અથવા કર્યો હોય તોય અંગ્રેજી જેવો ને જેટલો નહીં! હિંદીની શરૂઆત પણ લગભગ ૧૧+થી પાયાની કેળવણીનાં ૬ થી ૧૪ વરસની ઉંમરમાં થશે. આમ આ અભ્યાસક્રમે હિંદી અને અંગ્રેજી બંનેને સરખાં ગણી, એમાંથી કોઈ એક ભાષા, ક્રમ ૨ મુજબ, શરૂ થાય એવું કહ્યું છે. સાચી પુનર્ઘટનાની દૃષ્ટિથી જોઈએ તો અહીં ચોકસ એવી સૂચના મૂકવી જોઈએ કે, હિંદીને ક્રમ ૧ મુજબ જે ન લઈ શકે, એટલે કે અહિંદીભાષી પ્રદેશો, તેમણે, ક્રમ ૨ મુજબ, હિંદી પહેલી લેવી અને અંગ્રેજી ક્રમ ૩ મુજબ લેવી.

૪

હવે બીજો એક વિચાર લઈએ. ૬ થી ૧૪ ઉંમરનો અભ્યાસક્રમ, બંધારણની કલમ ૪૫ મુજબ, દેશના દરેક બાળક માટે ફરજિયાત છે. બેશક, આ ગાળામાં હિંદીને જ સ્થાન હોય, અંગ્રેજીને નહીં જ. અને પાયાની કેળવણીનો સિદ્ધાંત જુઓ તોપણ એ જ યોગ્ય ઠરે છે. તેથી તે વરસોમાં અંગ્રેજી શરૂ ન કરવાની વાત હવે, અખિલ ભારતીય નીતિ તરીકે, અંકાવી જોઈએ. મુંબઈ રાજ્યમાં આ સિદ્ધાંત ઢીલો થયો હોય તો તે હવે સાબૂત કરવો જોઈએ. નહીં તો પાયાની કેળવણી અને હિંદી આંતરભાષાનો ઉદય — બંને જોખમાશે, એ અનુભવસિદ્ધ વાત છે. સરકાર જો ખરેખર દેશની કેળવણીની પુનર્ઘટના ચાહતી હોય, તો હવે પછીનાં બેએક વરસમાં આ પગલું સમગ્ર દેશનાં રાજ્યોમાં લેવાવું જોઈએ.

તથા બંધારણ જુઓ તોપણ, હિંદીનો ઉત્તરોત્તર ઉપયોગ વધે ને અંગ્રેજી તેના વધારેપડતા ઉપરવટિયા સ્થાનેથી હઠે ને એમ કરતાં કરતાં રાજ્યવહીવટના તથા શિક્ષણના માધ્યમ તરીકે વિલીન થાય,— એ નીતિ છે. તેથી તે મુજબ શિક્ષણમાં અનુરૂપ ફેરફાર થવા જ જોઈએ.

૫

આ ફેરફારની ચાવી નીચેની બે ચાર વસ્તુમાં સંતાયેલી છે: —

૧. આંતરભાષા હિંદીનો અભ્યાસ ધો૦ ૫ થી આખા દેશમાં શરૂ કરો.

૨. અંગ્રેજી ભાષાનું શિક્ષણ અને તેની પદ્ધતિ તે ભાષા સમજવાની મુખ્ય દૃષ્ટિ રાખીને યોજવાં અને તે ધોરણ ૮ થી અથવા બાળક ૧૪ વરસનું થાય પછી શરૂ કરવું.

૩. ઉચ્ચ શિક્ષણનું માધ્યમ એકદમ સ્વભાષા કે પ્રદેશવાર હિંદની ૧૨–૧૩ રાષ્ટ્રીય ભાષાઓ (બંધારણે આંકી આપેલી છે તે) કરવા માંડો.

૪. હવે લગભગ બધાં રાજ્યો એકભાષી બનશે. આ રાજ્યો પોતાનો તમામ રાજ્યવહીવટ — મુલકી, અદાલતી તથા ધારાકીય, પોતાની પ્રદેશભાષામાં કરવા માંડે. યુનિવર્સિટીઓ તેમાં તેમને મદદ કરે. એ તેમનો ધર્મ છે. એનો અર્થ એ કે, તે પોતાનું માધ્યમ પ્રદેશભાષા શરૂ કરી દે.

આમ કર્યા વગર દેશની શિક્ષણીય પુનર્ઘટના નથી થઈ શકવાની. આ કામ પણ 'ક્વિટ ઇંડિયા' જેવું છે. એકઝપાટે તે નહીં થાય તો ક્યારે શરૂ થશે એનો જ પત્તો નહીં લાગે, અને અંગ્રેજી કાયમ રહેશે, એ સ્વરાજ આવ્યા પછીનાં ૯ વરસનો અનુભવ દીવા જેવું બતાવે છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



૬

આ વિષે ગાંધીજીની સલાહ શી હતી તે આ અંકમાં અલગ લેખ રૂપે ઉતારી છે, તે અત્યારે સરકારે અને સૌએ સમજવા જેવી છે. વડી સરકારના શિક્ષણ ખાતાએ જે અભ્યાસક્રમ બહાર પાડ્યો છે, તે તદ્દન પ્રત્યાઘાતી અને બંધારણની સામે જનારો છે, તેને તે ખાતાએ સુધારવો જ જોઈએ. જુલમ તો એ છે કે, પાયાની કેળવણીમાં પણ ૧૧+ ઉંમરથી અંગ્રેજી દાખલ કરો, એવી સલાહ કોક સમિતિએ સરકારને આપી છે, તે ગયા અંકમાં શ્રી ગો૦ ના એક લેખમાં વાચકે જોયું હશે. પ્રજા જો આ બાબતમાં જાગ્રત નહીં રહે, તો અંગ્રેજી ભણેલા ચપટીક લોકો તો આમ જ કર્યા કરશે અને યુગપલટો નહીં થવા દે, કેમ કે અંગ્રેજી દ્વારા તેમણે પોતાનો એક વર્ગહિતવાદ જમાવ્યો છે અને તે એક જુદી નાત બની બેઠી છે.

છેવટે, અહીં એક ખબર સૌને કહેવા જેવી છે. દેશના ૧૯૫૧ ના વસ્તીપત્રક મુજબ, (એસ. એસ. સી. કક્ષા જેટલું) અંગ્રેજી ભણેલાની સંખ્યા આડત્રીસ લાખ છે! ગ્રેજ્યુએટ જુઓ તો બાર. લાખ છે. આટલી જૂજ સંખ્યાનું વર્ચસ કેટલું ભયંકર હજી છે? દેશની લોકશાહી પર તથા મનુષ્યધનના વિકાસ પર જો મોટી ચાંપ અને જુલમ હોય તો આ છે. દેશની બધી રાષ્ટ્રીય ભાષાઓની મદદથી અંગ્રેજીનો આ ઘેરો ઉઠાડી કાઢ્યા વગર હિંદ સ્વરાજ અને સૌની સમાનતા કે — સમાજવાદી કહો કે સર્વોદયી કહો, — કોઈ ઢબનો સમાજ બને એમ નથી. ગુજરાત જો આ વિષે સાવધ થઈને ચાલે તોય દેશમાં ક્રાંતિ લાવી શકે. તેનું નવું રાજ્ય તે કરશે?

૮–૬–'૫૬ **મગનભાઈ દેસાઈ**

# હિંદનો ભાષાકીય સવાલ

બેએક વરસ ઉપર પાકિસ્તાનમાં ત્યાંની રાજભાષા વિષે જે ઉગ્રતા અને નાજુકાઈની દશા પેદા થઈ હતી, તેને મળતી દશા અત્યારે સિલોનમાં પેદા થઈ છે. આમ જોતાં પાકિસ્તાનની તળપદી મુખ્ય ભાષાઓ જોઈએ તો આ છે — બંગાળી (પૂર્વ બંગાળામાં), સિંધી (સિંધમાં), પંજાબી (પંજાબમાં), પશ્તો (સરહદ પ્રાંતમાં), બલૂચી (બલૂચિસ્તાનમાં). પંજાબ અને સિંધમાં કાંઈક અંશે ઉર્દૂ હશે. પરંતુ ઉર્દૂને હિંદના મુસલમાનોએ, તેમની દ્વિરાષ્ટ્રવાદની નીતિમાં, રાષ્ટ્રભાષાનું સ્થાન આપ્યું અને તેને પાકિસ્તાનની એકભાષા કરવા ધાર્યું. પરિણામે પૂર્વ બંગાળા કે જ્યાં ઉર્દૂ છે જ નહીં, ત્યાં સરકાર ઊથલી પડી અને બંગાળી પણ રાજમાન્ય બની.

સિલોનમાં મોટા ભાગની ભાષા સિંહાલી છે; પણ લગભગ ત્રીજા ભાગ ઉપરના લોકોની ભાષા તામિલ છે. અંદાજે આંકડા જોઈએ તો લગભગ ૮૦ લાખ વસ્તીમાં ૩૦ લાખ તામિલ-ભાષી છે. સ્વાભાવિક રીતે ત્યાં બંને ભાષા લઈ લેવી જોઈએ. પણ એકલી સિંહાલી લેવાની વાત ઊપડી છે. પરિણામે ત્યાં ઉગ્ર વિરોધ જાગ્યો છે.

આ એ બતાવે છે કે, ભાષા પરત્વે કેવી હોશિયારી અને ઉદાર સમજ રાખીને ચાલવાની જરૂર છે. ભાષાના પ્રશ્નમાં આ ગુણો દબાઈ જાય છે તેનું એક મોટું કારણ ઉઘાડું છે: સમાજના કરતા કારવતા વર્ગના લોકોને એમ લાગે છે કે, આખા દેશની એક જ ભાષા હોય તો કેવું! એટલે અનેકભાષિતાની વાસ્તવિકતાને ભૂલી જઈ, રાજ્યસત્તા કે બહુમતીને જોરે, એકભાષા મૂકી દેવા લાલચ જાગે છે. આ લાલચની ભૂલનો ભોગ થવામાંથી આપણો દેશ પણ બચી નથી શક્યો. હિંદી પરત્વે એવા ભાવથી સત્તાવાળા વર્તવાની રૂખ બતાવે છે, એની ના ન પાડી શકાય. અને જાત જાતની વહીવટી એકતાને નામે એક હિંદીને રાજવહીવટની તથા શિક્ષણના માધ્યમની ભાષા રાખવા માટે એની દુવા દેવાય છે. પરંતુ આ એકતા ખરું જોતાં કેવળ રાજકર્તાઓની અને ભદ્ર વર્ગની જ હોય છે, કે જેવી એક જમાનામાં સંસ્કૃતથી, બાદમાં ફારસીથી, અને ત્યાર બાદ અંગ્રેજીથી સધાતી હતી. આ એકતાના સ્વરૂપ વિષે અત્યારે સ્પષ્ટતા થવાની જરૂર છે.

આ એકતા સમસ્ત પ્રજાની આમ-લોકની એકતા નહોતી. તે તો એકાદ ટકો પણ નહીં એટલા લોકને

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



જાણીતી ભાષાની હતી. અલબત્ત, ત્યારની રાજકીય તથા સામાજિક સ્થિતિમાં એની કિંમત હતી; તેનું વર્ચસ પણ હતું, કેમ કે ત્યારના સમાજનો ખાસ વર્ગ–સત્તાધારી વર્ગ એ ભાષા ધરાવતો હતો. પણ તે લોકભાષા ન હોવાથી, કાળાંતરે આવી ભાષાનું બને છે તેમ, આ ભાષાઓ દ્વારા એવા ખાસ વર્ગના ઉપરીપણાનો એક સ્વાર્થી હિતવાદ જ છેવટે બની રહ્યો હતો. જેમ કે, સંસ્કૃતે મુખ્યત્વે બ્રાહ્મણ અને પુરોહિત વર્ગ પેદા કર્યો, જેમને જેર કરવાનું કામ બૌદ્ધ જૈન યુગે કર્યું. ફારસીએ બાદશાહ નવાબોના અમીર ઉમરાવો, જમીન-જાગીર-દારો અને કારભારીઓનો વર્ગ પેદા કર્યો, જેના અવશેષો હજી મળે છે. અંગ્રેજીએ શું કર્યું છે તે આપણે નજર સામે જોઈએ છીએ.

આ ત્રણે ભાષાઓ પોતપોતાના યશઃકાળમાં સંસ્કારની અને સાહિત્યની ભાષા તરીકે તે ભણનારા વર્ગોમાં કામ દેતી હતી. ઉચ્ચ શિક્ષણનો કબજો એ ભાષાઓએ જ લીધો હતો; જેનો નમૂનો અંગ્રેજી આજ બતાવે છે. ઉપર કહ્યું તેમાં આ વસ્તુની ના પાડવાનો મર્મ નથી. કહેવાની વાત એ છે કે, આ સારી લાગતી બાજુની બીજી બાજુ ભૂલવી ન જોઈએ. અને તે બાજુ એ કે, એ ભાષાઓ લોકભાષા નહોતી, ભદ્રલોકની ભાષા હોઈ એકાદ ટકાની અંદરની વસ્તી જ તે જાણતી. અંગ્રેજી પણ આજે હિંદનો એક ટકો ભાગ જ જાણે છે, એ છેલ્લું વસ્તીપત્રક બતાવે છે.

હવે સવાલ એ છે કે, હિંદમાં આપણે કઈ રીતે ભાષાનો પ્રશ્ન ઉકેલીશું? આપણે ત્યાં હિંદની તળપદી ગણાય એવી ભાષાઓ ૧૪ છે, જેની યાદી બંધારણમાં નિયત કરી છે. આ બધી હિંદની રાષ્ટ્રીય ભાષાઓ છે. તેમને, એક બાજુથી જોતાં, દબાવી ન શકાય, કારણ કે એ આપણી પ્રજાની શક્તિને જ દબાવનારું પગલું ઠરે; પણ બીજી બાજુથી તે બધી ભાષાઓને સમસ્ત દેશની રાજભાષાઓ પણ બનાવવી ન ફાવે. જોકે સ્વિટ્ઝર્લૅન્ડ જેવો દેશ તેની ચારેય ભાષાને રાજભાષા તરીકે ચલાવે છે. પણ આપણે ત્યાં ૧૪ છે! હિંદે આનો ઉકેલ કઈ રીતે કર્યો છે તે જોઈએ.

એકભાષી રાજ્યો રચવામાં આવે તો તે દરેક રાજ્ય પોતપોતાની એકભાષાને રાજભાષા તરીકે રાખી શકે. હિંદે આ રીત અમલમાં આણી છે. આપણે જોઈએ છીએ કે, છેવટે રાજ્યોની પુનર્ઘટના આ સિદ્ધાંતે જ થઈ. એકભાષી રાજ્યમાં પણ તેની હદ ઉપર નવી બીજી ભાષા કાંઈક તો રહી જાય. તેથી આવી ભાષિક લઘુમતી માટે સલામતીઓ વિચારાય છે.

આમ રાજ્યોમાં જે ભાષા રાજભાષા થાય તે દ્વારા તે તે રાજ્યનું બધું કારભારું અને સમસ્ત શિક્ષણ ચાલે, તો તે રાજ્ય અને તેની પ્રજા લોકશાહી ઢબે પૂરી પ્રગતિ કરી શકે.

પછી બે પ્રશ્ન જાગે — ૧. એક રાજ્ય બીજા રાજ્ય જોડે અથવા કેન્દ્ર સરકાર જોડે કઈ ભાષામાં કામ કરે? આને સારુ એક આંતરભાષા જોઈએ. તે કઈ રાખવી? હિંદના બંધારણે આ પ્રશ્નનો ઉકેલ આણ્યો છે, પણ તેનો અમલ હજી સંતોષકારક ઢબે ચાલુ નથી થઈ શક્યો.

ઉકેલ એવો આણ્યો છે કે, હિંદમાં વધુમાં વધુ લોકોમાં બોલચાલની ભાષા ઉત્તર હિંદની હિંદી છે, જેનું સાહિત્યિક રૂપ હિંદી અને ઉર્દૂ એવી બે ભાષાઓ બંધારણે ગણાવી છે. આ ભાષાનું હાડ પકડીને તેમાં માંસ રુધિરાદિ પૂરવાનું કામ હિંદની પેલી બધી બંધારણે નિયત કરેલી રાષ્ટ્રીય ભાષાઓના ભંડાર દ્વારા કરવું. તો સૌની મમતાની અધિકારી એ ભાષા બનશે. એવી ભાષાને હિંદનાં રાજ્યોની તથા કેન્દ્રની આંતરભાષા કરીકે વાપરવી. આ ઉકેલ બંધારણે આપ્યો છે.

ઉકેલ સારો છે; ઉકેલ જરૂર આપણા પ્રશ્નને ઉકેલે એવો છે — એટલે કે, આમ જોતાં તેમાં કોઈ ઝઘડો દેખાતો નથી પણ વ્યવહારમાં મુશ્કેલીઓ આવે છે. જેમ કે, એક એવો વાદ જાગ્યો છે કે, અંગ્રેજી રાજ્યના વારસા તરીકે તેની ભાષા આંતરભાષા તરીકે આજે ચાલુ છે; આપણને તે આવડે છે; અને તે ભાષા સર્વસમૃદ્ધ છે. તેને ચાલુ કેમ ન રાખવી?

બીજું, આંતરભાષા તરીકે હિંદી લઈએ તોપણ તે અહિંદી પ્રદેશોએ હજી શીખવી રહી. અને શીખે તોય હિંદી પ્રદેશના લોકોને તે વધારે ફાવે. તેથી નોકરી વગેરેમાં તેઓ જ ફાવે, બીજા રહી જાય.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



આવું અંગ્રેજી અંગે નથી, કેમ કે તે ભાષા સૌને સરખી પરાયી છે.

આથી શીખવાને માટે સમય આપવો જોઈએ, જે ૧૯૬૫ સુધીનો અંકાયો છે. પરંતુ તે દરમિયાન અંગ્રેજી તો ચાલુ રહેવાની. તેથી તે શીખવાનું કેમ છોડાય? અને એ જો ન છોડો તો હિંદી દાખલ કરવાનું કેમ થાય?

અને રાજ્યોની વહીવટ-ભાષા તે તે રાજ્યની સ્વભાષા થાય; એટલે તે તે ભાષાની પણ ઉન્નતિ અને વિકાસ થવાં જ જોઈએ. એટલે કે, તેને અંગ્રેજીને બદલે ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે લઈ લેવી જોઈએ; તો પ્રજાના સામાન્ય જ્ઞાનનો પણ આપોઆપ ઉદ્ધાર થાય. અને તે કામ તો લોકશાહીએ કરવું જ જોઈએ.

પણ કેટલાક લોક અહીં રાજ્યવહીવટભાષા તથા શિક્ષણ-ભાષા તરીકે હિંદી લો એમ કહે છે. કોઈ એમાં એટલો સુધારો કરે કે, વહીવટભાષા ભલે પ્રદેશ-ભાષા રહે, પણ કોર્ટમાં અને કૉલેજમાં હિંદી રાખો. આ લોકો એ નથી જોતા કે, રાજ્યની વહીવટભાષા જે હોય તેને અર્થે શિક્ષણે મુખ્ય કામ કરવું જોઈએ. અને યોગ્યતા એમાં રહેલી છે કે, તે બંને કામો માટે પ્રજાની જે ભાષા હોય તે લેવી. એટલે કે, તે તે રાજ્યપ્રદેશની ભાષા. તો જ જ્ઞાનનો સંચાર થાય અને લોકશાહી પણ ખીલે. ત્યાં પ્રદેશની નહીં એવી હિંદી ભાષા ના ચાલે; ભલે તે પ્રદેશની બીજી ભાષા તરીકે એ હોય, જેથી આંતરપ્રદેશીય અને કેન્દ્રીય વ્યવહાર તે વડે કરી શકાય.

પણ પેલા લોક તો એકતાને નામે આ વાતની ના પાડે છે. પરિણામે આવા વાદવાળા લોકને લઈને અહિંદીભાષી પ્રદેશની હવામાં એક ડરે ઘર કર્યું છે. તે એ કે, આપણી ભાષાઓને હિંદી દાબી દેશે. તેથી તેઓ હિંદી સામે ઉપેક્ષા અને માનસિક વિરોધનો પણ ભાવ સેવે છે. તેથી હિંદીને શાળામાં દાખલ કરવામાં ઉત્સાહ કે આતુરતા નથી ધરાવતા. હિંદી રાખે તોય મરજિયાત અને ત્રીજી ભાષા તરીકે રાખે છે. રાજ્યોમાં આ જાતનું અસ્થિર વાતાવરણ હોય તો અંગ્રેજીને બદલે હિંદી અને બીજી આપણી રાષ્ટ્રીય ભાષાઓને મૂકવાનું કામ મંદ બને, વેગ ન પકડે, એ ઉઘાડું છે. તેની માઠી અસર શિક્ષણતંત્ર ઉપર પણ પડે, જેથી વિદ્યાર્થીઓ તૈયાર થાય તેમાં દોષ રહે.

હિંદમાં ભાષાઓનો સવાલ આ રીતે ગૂંચમાં સપડાયો છે. સિલોન પેઠે તેનો કાયદો કરવાની મુશ્કેલી આપણે પાર પાડી છે. બંધારણમાં ભાષાઓનો નકશો અમુક ઢબે દોરેલો છે. પણ તેનો અમલ કરવામાં આપણી મુશ્કેલી છે. તે એવી જ નાજુક છે. તેમાં જો ભૂલ થશે, તો રાજ્યરચનાના પ્રશ્ન અંગે જેમ વિમાસણ અને મથામણ તથા અથડામણ પણ જાગી, અને છેવટે તો એકભાષી રાજ્યના સિદ્ધાંતને લેવો પડ્યો, તેમ જ વહીવટ અને શિક્ષણમાં પણ થશે. માટે અગાઉથી ચેતીને સાચો સિદ્ધાંત પકડીને ચાલવામાં ડહાપણ છે. સાચો સિદ્ધાંત ટૂંકમાં આ છે —

૧. પ્રદેશરાજ્યો હવે એકભાષી થયાં છે. તેઓ તાબડતોબ પોતાની ભાષામાં રાજવહીવટ બધો શરૂ કરે. તેની જ સાથે તે રાજ્યની યુનિ૰ તે જ ભાષામાં બધું શિક્ષણ આપવાનું શરૂ કરે. આથી તે ભાષા બોલનાર પ્રજાની જ્ઞાનશક્તિ અને સમજ પણ ખીલશે.

૨. રાજ્યના શિક્ષણમાં આંતરભાષા હિંદીનું ફરજિયાત શિક્ષણ ધો૰ ૫ થી દાખલ કરી દેવામાં આવે અને તે કૉલેજ સુધી ચાલે. આમ સાતેક વરસ ચાલે, તેની સાથે નવી પેઢી હિંદી ભણીને નીકળશે.

૩. પ્રદેશરાજ્યો પોતાના નોકરોને હિંદી શીખવવા પ્રબંધ કરે, જેથી આંતરપ્રદેશીય અને કેન્દ્રીય વ્યવહાર માટે તેઓ તૈયાર થાય. આ કામ તેઓ ત્રણેક વરસમાં કરી શકે.

૪. તે જ વખતમાં કેન્દ્ર સરકારના નોકરો પણ હિંદી શીખી લે, એવો પ્રબંધ થવો જોઈએ.

આ તૈયારી થાય કે તરત હિંદીથી કામ લેવાય એવી પરિસ્થિતિ ઊભી થશે. શિક્ષણતંત્રમાં પહેલી હિંદી આવશે અને ત્રીજી ભાષા તરીકે ત્યાર પછી અંગ્રેજી ભણાશે, તેની અસર પણ અનુકૂળ જ પડશે. જમાનો બદલાય છે, એવી હવા આ વગર નહીં સંભવે. અને આ સવાલ મૂળે જોતાં જમાનો બદલાવાનો છે. તેમાં સિલોન કે પાકિસ્તાન પાસેથી શીખવા જેવું એ છે કે,

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



કાયદાને કે રાજસત્તાને જોરે કે નોકરી માટે અંગ્રેજી ઘુસાડીને જેમ અંગ્રેજોએ કર્યું હતું એવી આડકતરી સત્તાની રીતે આ મહા સાંસ્કૃતિક અને પ્રજાકીય ફેર-ફાર કરવાનું કામ નહીં લેવું. નહીં તો હિંદી બાજુએ રહી જશે અને અંગ્રેજી ચાલુ રહેશે. પણ અંગ્રેજી તો હવે હિંદમાં પડતી ભાષા છે, એટલે તે ચાલુ રાખતાંય ખરેખર રહેશે નહીં. પરિણામે અહીંના તહીંના કહીંનાય ઘાટ નહીં રહે. માટે વેળાસર સ્વભાષાઓ કે હિંદની રાષ્ટ્રીય ભાષાઓ દ્વારા કામ શરૂ કરીને આંતર-ભાષાની વાતને સિદ્ધ કરો. આમ હિંદનું કામ દ્વિભાષી ઢબે ચાલશે — એક પોતાની ભાષા અને તેની સાથે આંતરભાષા. જ્યાં જેની જરૂર ત્યાં એને વાપરીશું. એ ઢબે આપણી અનેક ભાષાઓ છતાં દરેકને માટે ખરેખર બે ભાષાનું ભાથું જોઈએ. એમ હિંદનો ભાષાકીય સવાલ ઊકલી શકે છે.

૧૦-૬-'૫૬ મગનભાઈ દેસાઈ

# રાજ્યશાસ્ત્રની પરિભાષા

A. B. C. of Politics राज्यशास्त्रनुं प्रारंभिक ज्ञान; राज्यशास्त्रनो एकडेएक
Abdiction राजपदत्याग; सत्तात्याग; पदत्याग
Ab initio प्रारंभथी; शरूथी
Abjuration शपथभंग; वचनभंग
Abode निवास
Abolitionism गुलाम-नाबूदीवाद
Absconder फरारी; भागेडु
Absent voting परोक्ष मतदान; टपाल-मतदान
Absenteeism गेरहाजरदारी
Absolute निरपेक्ष (२) अबाध (३) पूर्ण (४) परम (५) आपखुद
Absolute authority अबाध अखत्यार; संपूर्ण अखत्यार
Absolute Government निरंकुश सरकार; आपखुद राजतंत्र
Absolute liberty निरपेक्ष स्वातंत्र्य
Absolute majority संपूर्ण बहुमती
Absolute monarchy आपखुद, अनियंत्रित राजाशाही
Absolute power निरपेक्ष सत्ता; आपखुद सत्ता
Absolute right निरपेक्ष हक
Absolute sovereignity निरपेक्ष सर्वोपरिता
Absolutism आपखुदी; जहांगीरी
Absolutism – benevolent उपकारक आपखुदी; लोक-हितकारी आपखुदी
Absolutism – parliamentary पार्लमेन्टरी आपखुदी
Accession राज्यारोहण
Acquiescence मौन अनुमति
Act कायदो; निबंध; अधिनियम
Act of God दैवी कानून; आसमानी
Act of Indemnity अपराधमुक्तिनो कायदो
Act of Legislature विधानसभानो कायदो; धारासभानो कायदो
Act of Parliament पार्लमेन्टनो कायदो
Act of State राज्यनो कानून; सुलतानी
Act of Union जोडाण-विधि
Activism क्रियावाद; प्रवृत्तिवाद
Ad–hoc Committee एडहॉक समिति; कामचलाउ-तात्पूरती समिति
Adjective Law विधिविषयक कानून
Adjourn sine die अनिश्चित; बिनमुदती मोकूफी
Adjournment motion सभामोकूफीनी दरखास्त
Administration राजवहीवट
Admiralty नौकासैन्य विभाग
Adult Franchise बुख्त मताधिकार
Adult Suffrage पुख्त मताधिकार; सार्वत्रिक मताधिकार
Age of Discretion समजणी; पुख्त वय
Age of Majority पुख्त वय
Age of Minority सगीर वय
Agenda कार्यसूचि; कार्यक्रम
Agent provocateur उश्केरणीबाज जासूस
Agrarian Law कृषिविषयक कानून
Agrarianism समखेडूतवाद
Alien विदेशी; परदेशी
Allegiance वफादारी
Alliance मैत्री; जोडाण
Ambassadorship एलचीपदुं; राजदूतधर्म
Amendment सुधारो
Anarcho–syndicalism अराज्यवादी महाजनवाद
Anarchy अराज्यवाद; राज्यनिषेधवाद
Animism प्राणीपूजावाद
Annexation जोडाण; खालसा
Annuity सालियाणुं; वर्षासन
Antisemitism यहूदी-विरोधवाद
Aparthied Policy रंगद्वेष नीति
Appeasement Policy खुशामती, रिझामणी नीति
Appropriation bill नाणां-विनियोग खरडो; बिल
Arbitrary निरंकुश; मनमोजी
Arbitration लवाद; पंचन्याय

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



Aristocracy शिष्टशाही; भद्रलोकशाही
Armistice युद्धविराम; तहकूबी
Article कलम
Atheism निरीश्वरवाद; नास्तिकवाद
Atomic age अणुयुग
Authoritarian State-Socialism एकसत्तावादी राज-समाजवाद
Authoritarianism एकसत्तावाद
Authority अखत्यार; अधिकार
Autocracy आपखुदी; जहांगीरी; तानाशाही
Autonomy स्वायत्तता
Award निवेडो; फेंसलो
Ayes सपक्षी; हा-पक्षी

BACK-BENCHERS अल्पभाषी सभ्यो; दोरीसंचार करनार सभ्यो
Balance of power सत्तानी समतुला
Balkanism बाल्कनवाद; भागलावाद
Ballot मतपत्र
Bankruptcy of Statesmanship राजनैतिक अदूरदर्शिता; राजनीतिनुं अज्ञान-देवाळुं
Barbarism बर्बरता; जंगलीपणुं
Belligerent युद्धप्रवृत्त; युद्धारूढ
Benevolent Despotism उपकारक आपखुदी; लोकहितकारी आपखुदी
Bicameral द्विगृही; द्विसभाकीय
Bilateral agreement द्विपक्षी समजूती
Bill खरडो; बिल
Bill of Rights हकपत्र; हकनामुं
Birth-right जन्मसिद्ध हक
Blashphemy धर्मतिरस्कार; धर्मद्रोह
Body politic राजनैतिक संस्था
Bolshevic बोल्शेविक
Bolshevism बोल्शेविझम
Borough शहेर; नगर
Bourgeois भद्रलोक; मध्यमवर्ग
Bourgeois socialism मध्यमवर्गीय समाजवाद; भद्रशाही समाजवाद
Boycott बहिष्कार
Buffer state नबळुं राज्य; बफर राज्य
Bureau विभाग
Bureaucracy नोकरशाही
By-election पेटाचूंटणी
By-laws पेटानियमो
By order फरमानथी; हुकम मुजब

CABINET प्रधानमंडळ; केबिनेट
Cabinet despotism केबिनेटनुं; प्रधानमंडळनुं आधिपत्य के जोहाकी
Cabinet Government जवाबदार प्रधानमंडळ
Candidate उमेदवार
Capital tax मूडीवेरो
Capitalism मूडीवाद
Capitation tax माथावेरो; मूंडकावेरो
Care-taker Government रखेवाळ सरकार
Casteism ज्ञातिवाद
Casting Vote निर्णायक मत; अध्यक्ष-मत
Central Government केन्द्र; वडी; मध्यस्थ सरकार
Centralism केन्द्रीकरणवाद
Centralization केन्द्रीकरण
Chairman सभापति; चेरमेन
Charge d' affairs उपराजदूत; नायब एलची
Charter खतपत्र; परवानो
Chauvinism अतिराष्ट्रप्रेम; उन्मत्त राष्ट्रप्रेम; उन्मत्त देशप्रेम
Checks and Balances नियमन अने समतुलानो सिद्धांत
Chief Justice मुख्य न्यायाधीश; वडा न्यायमूर्ति
Citizen शहेरी; नागरिक
Citizenship नागरिकता
City State नगरराज्य
Civil Liberty नागरिक स्वातंत्र्य
Civil Rights नागरिक हको
Civil Service सनदी नोकरी; मुलकी नोकरी
Civil War आंतरविग्रह
Class-collaboration वर्गमेळ
Classless Society वर्गविहीन समाज
Class struggle वर्ग-संघर्ष
Class war वर्ग-विग्रह
Clericalism राज्यतंत्रमां पादरीओनुं वर्चस्व
Closure चर्चाबंधीनी दरखास्त; समापन प्रस्ताव
Coalition Ministry मिश्र प्रधानमंडळ
Code संहिता; निबंध
Collectivism समष्टिवाद
Collective Responsibility संयुक्त जवाबदारी
Collective Security सामुदायिक सलामती
Colonialism संस्थानवाद
Comity आंतरराष्ट्रीय शिष्टाचार
Commission पंच; कमिशन
Common Law कॉमन लो; रूढि; लोकधारो
Commonwealth राष्ट्रसमूह
Communal Electorate कोमी मताधिकार
Communalism संप्रदायवाद; कोमवाद
Communique सत्तावार यादी
Communism साम्यवाद
Community state जमाती राज्य; समुदाय-राज्य

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



Comparative Law तुलनात्मक कानून
Composite State मिश्र राज्य (२) बहुजाति राज्य (३) बहुभाषी राज्य
Concert of power सत्ताजूथ
Concurrent list सहियारी; उभयवर्ती यादी
Confederation समूहतंत्र
Conflict of Laws कानूननो आंतरविरोध
Conscription फरजियात लश्करी भरती
Conservatism रूढिचुस्तवाद; स्थितिचुस्तवाद
Consolidated Fund संचित निधि; कुल खजानो
Constituency मतदार विभाग
Constituent Assembly संविधान सभा; बंधारण सभा
Constitution राजबंधारण; संविधान
Constitutional Law बंधारणीय कानून
Consul स्थानिक राजदूत; शहेर-एलची; कॉन्सल
Consulate कॉन्सलनी कचेरी
Contempt of the court अदालतनो तिरस्कार
Contract theory सामाजिक करारनो सिद्धांत
Convener निमंत्री
Convention रिवाज (२) संमेलन
Co-operative Commonwealth सहियारुं राज्य; सहकारी समाजरचना
Corporate State संघटित राज्य
Corporation कॉर्पोरेशन
Counter-revolution प्रतिक्रान्ति
Coup d' Etat लश्करी बळवो
Courier शाही संदेशवाहक
Court martial लश्करी अदालत
Covenant आंतरराष्ट्रीय करार
Crown ताज (२) शहेनशाह
Cumulative Vote संचित मत
Custodian संपालक; संरक्षक
Custom प्रथा
Cut motion कापनी दरखास्त

# બાળકોને શાળામાં લાંબો સમય ગોંધી ન રાખો

મોસ્કો તા. ૧૦ મે, ૧૯૫૬ની ખબર છે કે, કેટલાક પ્રસિદ્ધ શરીર-વિજ્ઞાનીઓ અને દાક્તરોએ સોવિયેટ રશિયાના કેળવણી ખાતાના સત્તાવાળાઓ ઉપર આક્ષેપ કર્યો છે કે, તેઓ અભ્યાસ અને ગૃહ-કામનો બોજો બાળકો ઉપર વધારેપડતો નાખીને તેમના આરોગ્યને હાનિ પહોંચાડી રહ્યા છે.

આવો વધારેપડતો બોજો નાખવા સામે ચેતવણી આપતાં તેઓ જણાવે છે કે, કાયમી બની જતી થાકની સ્થિતિ, વારંવાર થતો માથાનો દુખાવો, સ્મૃતિની અને આંખની શક્તિ નબળી પડી જવી, તથા ચેપી રોગોના ભોગ બનવાનું વલણુ – આ અને આવી બીજી વિકૃતિઓને પરિણામે બાળકોનો બાંધો તૂટી જાય છે.

તેઓ આગળ જણાવે છે કે, ૧૦ થી ૧૩ વર્ષની ઉંમરનાં બાળકોને ૮ થી ૧૦ કલાક શાળામાં હાજરી ભરવી પડે છે; ૧૫ થી ૧૭ વર્ષ સુધીનાંને ૧૦ થી ૧૨ કલાક. સંગીત અને કળાની ખાસ શાળાઓમાં તો ૧૪ થી ૧૬ કલાક જેટલો સમય વિદ્યાર્થીને ગાળવાનો હોય છે.

તે દાક્તરો જણાવે છે કે, કામકાજનો આટલો લાંબો ગાળો બાળકની માનસિક-શારીરિક તાકાતની હદને ક્યાંય વટાવી જાય છે; અને તેથી તેમના અભ્યાસમાં પ્રગતિને સહાયક બનવાને બદલે તેમણે ભણેલું પચાવવાની તેમની તાકાતને ઘટાડી નાખે છે.

તેઓ કહે છે કે, વારંવાર તેમણે જુદા જુદા સત્તાવાળાઓના ધ્યાન ઉપર એ વાત લાવ્યા કરી છે કે, વધારેપડતું શાળાકામ આપણી શાળાઓનાં બાળકોના આરોગ્યના ધોરણમાં ગંભીર પ્રત્યાઘાતો પાડી રહેલ છે.

બાળકોને ઘેર ગૃહકામ કરી લાવવા માટે કેટલો સમય ફાજલ રહેશે તેનો કશો વિચાર જ શિક્ષકો કરતા નથી; અને પરિણામે "કશા આયોજન વિના જ શાળાના દિવસભરના વધારેપડતા કામકાજથી છેક લોથ બની ગયેલાં બાળકો ઘેર જઈને પણ વર્ગોના કલાકો જેટલો જ સમય ગૃહકામ ઉપર બેસે છે."

ઓડેસામાં તો શિક્ષકોએ આપેલું ગૃહકામ શિક્ષકો પોતે જ ૭ કલાકથી ઓછા સમયમાં પૂરું કરી આપવા અસમર્થ નીવડ્યા હતા। સોવિયેટ નિશાળોમાં

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



બાળકોને શાળાકીય અભ્યાસ ઉપરાંત કારખાનાં અને પ્રયોગશાળામાં લાંબો વખત કામ કરાવવામાં આવે છે. સોવિયેટ કેળવણીકારોની એ એક લાડકી યોજના છે. દાક્તરોએ એ બાબતમાં પણ, બાળકની શક્તિની મર્યાદાઓનો ખ્યાલ કરવામાં નથી આવતો, એવી ફરિયાદ કરી છે.

આ બધા અંગે કેળવણીકારોની અને શરીર-વિજ્ઞાનીઓની રાષ્ટ્રવ્યાપી પરિષદ ભરવાની તથા જાહેર છાપાંમાં તે પ્રશ્નો અંગેની મુક્ત ચર્ચા થવા દેવાની પણ માગણી કરવામાં આવી છે.

[ન્યૂયોર્ક ટાઈમ્સ, તા. ૧૧ મે, ૧૯૫૯]

આ સમાચાર અમેરિકાના અખબારમાં ટંકાયા છે તે માટે જ તે વિષે સાશંક બનવાની જરૂર નથી; કારણ કે રુશિયાના દાક્તરી મંડળનો ઠરાવ જ મુખ્યત્વે તેમાં ટાંકેલો છે. રુશિયામાં ઉદ્યોગ અને કેળવણી એ જાતની લગભગ સ્થિતિ છે. અને તે ઉદ્યોગ પણ યંત્રોદ્યોગ જ. એટલે આપણા દેશની ઉદ્યોગ દ્વારા કેળવણીની પાયાની કેળવણીની વર્ધા યોજનાની સાથે તેને ગૂંચવી દેવી ન જોઈએ. બાળકે નાનપણથી જ સમાજજીવનના સંપર્કમાં રહીને પોતાની કેળવણી હાંસલ કરવી જોઈએ, એટલા પૂરતો રશિયન કેળવણીકારોનો આગ્રહ આપણી પાયાની કેળવણીને કંઈક મળતો આવે છે. પરંતુ એ ઉદ્યોગ હસ્તોદ્યોગ હોવો જોઈએ, અને તેમાંથી શાળાનું ખર્ચ નીકળી રહે એટલી જ અપેક્ષા રખાવી જોઈએ — એ બે વાતો આપણી યોજનામાં અગત્યની છે. તેથી બાળકને એક બાજુ કારખાનામાં યંત્રની જરૂરિયાતો સાથે જોડાઈને ખેંચાવાપણું ન રહે, તેમ જ તેને હાનિકારક નહીં એવી પરિસ્થિતિમાં ગજાસરતું જ કામ કરવાનું મળે.

રુશિયન દાક્તરોએ જે જણાવ્યું છે કે, શાળાકીય કામનો પુસ્તકિયા બોજો બાળકો ઉપર વધારે પડતો લાદવાથી તેની પ્રગતિ નથી થતી પણ તેની સ્મૃતિ, પ્રતિભા વગેરે હણાય છે, એ વસ્તુ તો પાયાની કેળવણીની આપણી યોજનાનું સમર્થન કરનારી છે. આજે પણ હજુ ઘણાં માબાપો આપણા મુંબઈ રાજ્યમાં પોતાનાં બાળકો વધુ સમય 'ભણે' એ હેતુથી તેમને 'હાઈસ્કૂલો'ના પાંચમા ધોરણમાં મૂકી દેવા પડાપડી કરે છે. હાઈસ્કૂલોવાળા "અમારે ત્યાં બધા જ કલાક 'ભણવાનું' હોય છે" — એ લાલચ બતાવી, લોભી માબાપોને ધૂતી રહ્યા હોય છે. પરિણામે એક જ સ્થળે આવી બે જુદી જાતની પ્રાથમિક શાળાઓ આપણા વિચિત્ર કેળવણી-તંત્ર હેઠળ ચાલે છે. પૈસાદાર લોકો મોટી ફી ભરીને પણ પોતાનાં બાળકોને હાઈસ્કૂલોના સંચામાં 'વધુ ભણવા' મોકલી આપે છે. તેમને રુશિયન દાક્તરોનો આ અભિપ્રાય સાદર ભેટ કરવા જેવો છે.

પરંતુ બીજી બાજુ, આપણા આઝાદ કેળવણી-તંત્રને પણ શું કહેવું? તે શા માટે બાળકની દૃષ્ટિનો જ વિચાર કરી, આ જાતની દ્વિધા પરિસ્થિતિનો અંત લાવતું નથી? દેશનાં બાળકોના અમુક ભાગને શા માટે તે કેળવણીના સિદ્ધાંતોથી વિપરીત જઈને આ ભણતરનાં કારખાનાંમાં પિલાવા માટે જવા દે છે?

કે પછી, ખરી રીતે તો તે બધા પણ પાયાની કેળવણીની યોજનાનાં અગત્યનાં અંગો વિષે અશ્રદ્ધાળુ છે, અને વધુ સમય ભણવાની બાબતમાં જ શ્રદ્ધા રાખે છે? જ્યાં પાયાની કેળવણી યોગ્ય રીતે ચલાવાય છે, ત્યાંનો અનુભવ એ દૃષ્ટિએ માબાપોએ સરખાવવા જેવો છે. ગૂજરાત વિદ્યાપીઠના કુમાર મંદિરના તથા વિનયમંદિરનાં વિદ્યાર્થીઓ અઢી કલાક રોજ ઉદ્યોગ પાછળ જ આપતાં હોવા છતાં, શાળાંત પરીક્ષામાં તથા એસ. એસ. સી. પરીક્ષામાં, બીજા 'વધુ સમય ભણનારા' વિદ્યાર્થીઓ કરતાં વધુ સંતોષકારક પરિણામ બતાવી શક્યાં છે.

— ગો૦

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



धर्मस्य विधयो नैके ते ते प्रोक्ता महर्षिभिः ।
स्वं स्वं विज्ञानमाश्रित्य दमस्तेषां परायणम् ॥

—દ્રષ્ટા પુરુષોએ પોતપોતાના અનુભવ-જ્ઞાન મુજબ ધર્મનાં અનેક કર્તવ્યો બતાવ્યાં છે; પરંતુ ઇંદ્રિયનિગ્રહ એ સૌની પરાકાષ્ઠા છે.

( મહાભારત, શાંતિપર્વ, ૧૬૦ )

अक्कोधेन जिने कोधं असाधुं साधुना जिने ।
जिने कदरियं दानेन सच्चेन अलीकवादिनम् ॥

—અક્રોધથી ક્રોધને જીતવો, સાધુત્વથી અસાધુને જીતવો, દાનથી કંજૂસને જીતવો, સત્યથી અસત્યવાદીને જીતવો.

( ધમ્મપદ, ૩૭-૩ )

પહેલેથી સાવધ રહો. જે જાગ્રત નથી તે પાછળથી પસ્તાશે.

**—કોન્ફ્યૂશિયસ**

મિત્ર પર પ્રેમ કરવો અને શત્રુનો દ્વેષ કરવો એ લૌકિક નીતિ છે; પણ મારી તમને સલાહ છે કે તમે તમારા શત્રુ પર પણ પ્રેમ કરજો અને કદી કોઈનો દ્વેષ તો કરશો જ નહીં.

**—ઈશુ ખ્રિસ્ત**

જેટલી અમલમાં મૂકી હોય, તેટલી જ વિદ્યા છે, જેમ ધર્મીનો ધર્માચાર જ તેની ખરી પ્રાર્થના છે. ભીડને સમયે અને લડતને સમયે જે માણસ પુસ્તકજ્ઞાન ઉપર આધાર રાખશે, તે માણસ હાથ ઘસવાનો છે.

**—સંત ફ્રાન્સિસ**

સંયમ વિના સદાચારી જીવન કલ્પી શકાતું જ નથી.

**—ટૉલ્સ્ટૉય**

ભોગેચ્છાથી પર થઈશું ત્યારે આનંદ મળશે.

**—શ્રી અરવિંદ**

સાચું સુખ બહારથી નથી મળતું અંતરમાંથી જ મળે છે.

**—ગાંધીજી**

ઇન્દ્રિયાનુભવમાંથી મળતો આનંદ પરિમિત હોય છે.

**—કાકાસાહેબ**

મહાન દુઃખોમાં આપણા આત્માને સુવિશાળ કરવાની પ્રચંડ શક્તિ રહેલી છે.

**—વિક્ટર હ્યૂગો**

બધું દુઃખ સહન કરી લેવું અને બીજાને દુઃખ ન આપવું, એ જ તપની સાચી વ્યાખ્યા છે.

**—તિરુક્કુરલ**

જેમ આગ સોનાને સ્વચ્છ કરી દે છે, તેમ દુઃખ માણસના મન-હૃદયને પવિત્ર અને નિર્મળ બનાવે છે.

**—ગુરુદયાલ મલ્લિક**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



દુઃખના માઠા સમયમાં મનુષ્યો લગભગ સત્યના સાધક થઈ શકે છે.

**— જેમ્સ ઍલન**

સત્તાધીશોની સત્તા તેમના મૃત્યુ સાથે જ સમાપ્ત થાય છે, જ્યારે મહાન દેશ-ભક્તોની સત્તા તેમના મૃત્યુ પછીથી જ ખરો અમલ ચલાવે છે.

**— સરદાર વલ્લભભાઈ**

સત્ય, પવિત્રતા અને નિઃસ્વાર્થવૃત્તિ એટલા ગુણો જે માણસ ધરાવતો હોય, તેને આ દુનિયા કે પર દુનિયામાં એવી કોઈ શક્તિ નથી જે દબાવી શકે કે મારી શકે. આ ગુણો કેળવીને એક વ્યક્તિ પણ આખું જગત તેની સામે હોય તોપણ એનો સામનો કરી શકે છે.

**— વિવેકાનંદ**

બુદ્ધિ અને હૃદય બંને વિશાળ રાખજો.

**— કિ૦ ઘ૦ મશરૂવાળા**

# હિંદીનું માધ્યમ ઊંચનીચના ભેદ ટકાવનારી દીવાલ નહીં બને ?

ઉપલક દૃષ્ટિએ વિચાર કરનારને એમ જ લાગવાનું કે, કૉલેજ કક્ષાએ શિક્ષણનું માધ્યમ ગુજરાતી રાખે કે હિંદી રાખે એમાં આટલો બધો ઊહાપોહ શા માટે? પરાયી ભાષા અંગ્રેજી તો માધ્યમ તરીકે જાય જ છે; પછી આટલા નાના મુદ્દા ઉપર આ બધી પીંજણ શા માટે માંડી હશે?

ખરું જોતાં આ વાત ભલે નાની લાગતી હોય, પણ એનાં પરિણામ નાનાં નથી.

કોઈ પણ પ્રદેશમાં જ્ઞાનવિજ્ઞાનનો પ્રસાર એ પ્રદેશમાં શિક્ષણનું માધ્યમ કઈ ભાષા છે એના ઉપર અવલંબે છે. પ્રજાની માતૃભાષા જ માધ્યમ તરીકે ચાલતી હશે તો સામાન્ય આમજનતા સુધી જ્ઞાન-વિજ્ઞાન પ્રસરતું જવાનું. જો માતૃભાષા સિવાયનું માધ્યમ હશે, તો જ્ઞાનવિજ્ઞાનનો પ્રસાર થવામાં એ એક દીવાલ રૂપ થઈને ઊભું રહેશે.

આજે જેમ અંગ્રેજી માધ્યમ દ્વારા શીખનારાઓ સામાન્ય જનતાથી એક વર્ગ જેવા અલગ પડી ગયા છે; એમ માતૃભાષા સિવાયનું માધ્યમ ચાલુ થાય તો ભણેલ વર્ગ અને સામાન્ય જનતા પણ અલગ અલગ વર્ગમાં વહેંચાઈ જવાનાં. અને આજે જેમ ભણેલા અને અભણ વચ્ચે એક દીવાલ ઊભી થઈ ગઈ છે, એવી દીવાલ કાયમ ઊભી રહેશે.

આપણે બંધારણ પ્રમાણે પણ ઊંચનીચના ભેદ તોડવા માગીએ છીએ; એને બદલે આ પ્રક્રિયા ભેદભાવ ઊભા કરનારી પ્રક્રિયા બને છે.

નાના બાળક માટે માતાનું ધાવણ જેટલું પોષક અને અનુકૂળ હોય છે, એટલું જ કોઈ પણ વિદ્યાર્થી — પછી ભલે એ ઊંચામાં ઊંચી કક્ષાનો હોય — એને માટે માતૃભાષા મારફત શિક્ષણ પોષક અને અનુકૂળ હોય છે. એટલી સાદી સીધી વાત આપણા ધ્યાન બહાર કેમ જતી રહે છે, એ જ સમજાતું નથી.

હિંદી આપણી રાજભાષા છે; એ રાષ્ટ્રભાષા પણ બની રહી છે. આપણા આંતરપ્રાંતીય વહીવટમાં એનું બહુ મહત્ત્વનું સ્થાન છે. એનું શિક્ષણ વિદ્યાર્થી માટે ફરજિયાત બને એવું પણ આપણે આવકાર્યું છે. આપણા રાષ્ટ્રીય વહીવટમાં એનું અગત્યનું સ્થાન છે તેથી જ આપણે એને આટલું મહત્ત્વ આપ્યું છે. પણ એથી વિદ્યાર્થીએ શીખવાના બધા જ વિષયોનું માધ્યમ પણ હિંદી હોવું જોઈએ, એ ઊંધે ચાલે ચડાવનારી વિચારસરણી છે.

આપણને ખબર ન પડે એ રીતે આપણે વર્ગભેદ કાયમ રાખવાનું પગરણ તો હિંદી માધ્યમ મારફત નથી માંડી રહ્યા ને? એ વિષે બહુ શાંતિથી વિચાર કરવાની હું સૌ આ અંગેનો વિચાર કરનાર ભાઈઓને વિનંતી કરું છું.

**બબલભાઈ મહેતા**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# સારનાથ-મૃગદાયની કથા

[બુદ્ધ ભગવાન સાથે સંબંધ ધરાવતાં ચાર સ્થળો બૌદ્ધધર્મીઓ માટે યાત્રાનાં ખાસ ધામ બન્યાં છે: (૧) બુદ્ધનું જન્મસ્થાન — કપિલવસ્તુથી ૧૦ માઈલ પૂર્વે લુંબિનીવન જ્યાં બુદ્ધનો જન્મ થયો હતો તે;[1] (૨) બુદ્ધગયા — (બિહારમાં) જ્યાં બુદ્ધને બોધિજ્ઞાન બોધિવૃક્ષ નીચે સાંપડ્યું; (૩) સારનાથ-ઈસિપતન-મૃગદાય — (કાશી પાસે) કે જ્યાં બુદ્ધે બોધિજ્ઞાન બાદ પોતાના સાથી ભિક્ષુઓને ધર્મોપદેશ આપીને ધર્મચક્રનું પ્રવર્તન કર્યું હતું; (૪) કુશિનારા — ગોરખપુર જિલ્લાનું કશિયા, જ્યાં બુદ્ધે દેહત્યાગ કરેલો.

આ ચારમાંથી સારનાથનું ધામ પછીના વખતમાં, અશોકનો સ્તંભ તથા ત્યાં બંધાયેલા સંખ્યાબંધ સ્તૂપો અને વિહારોના અવશેષો ઉપરથી જણાઈ આવે છે, તેમ ઘણું જાણીતું બન્યું હતું. ૫ મા સૈકામાં પ્રસિદ્ધ મુસાફર ફાહિયેન, તથા ૭ મા સૈકાની અધવચ આવેલા પ્રસિદ્ધ યાત્રી હુએન-ત્સંગે તેને લગતાં વર્ણનો કર્યાં છે, તે ઉપરથી પણ, લાંબા વખત સુધી ત્યાં પ્રવર્તી રહેલી જાહોજલાલી પુરવાર થાય છે.

એ સારનાથ-મૃગદાય સ્થળનું નામ શાથી પડ્યું તેને લગતી એક કથા છે. તે 'મહાવસ્તુ અવદાન' એ જાણીતા પુસ્તકમાંથી અહીં ઉતારી છે.[2] બુદ્ધ ભગવાન પોતે જ પૂર્વજન્મમાં એ કથાના નાયક ન્યગ્રોધ નામે મૃગરાજ હતા, એવો એ વાર્તાનો જાતક-કથાનો સંબંધ છે. જે ગુણોને કારણે બુદ્ધ ભગવાન પછીથી 'સાર્થવાહ', 'લોકનાયક' વગેરે નામોએ પ્રસિદ્ધ થયા, તે ગુણો તેમનામાં પૂર્વે પણ કેવા જ્વલંતપણે વિદ્યમાન હતા, તેનું તે આબેહૂબ દૃષ્ટાંત પૂરું પાડે છે. તથા આજના કલ્યાણ-રાજ્યની કલ્પનાના જમાનામાં જ્યારે સરકાર પ્રજાજીવનનાં અનેક અંગોમાં વધુ ને વધુ પગપેસારો કરી રહી છે, ત્યારે લોકોના નાયક — અધિકારી બનનારમાં કેવા ગુણો હોવા જોઈએ, તે આપણને તાદૃશ બતાવી આપે છે.]

વારાણસી — બનારસથી દોઢ યોજન દૂર એક મોટો વનપ્રદેશ આવેલો હતો. તેમાં રોહક નામે મૃગરાજા હજાર મૃગના ટોળા સાથે રહેતો હતો. તેને ન્યગ્રોધ અને વિશાખ નામે બે પુત્ર હતા. મૃગરાજાએ તે દરેક પુત્રને પોતાના ટોળાના પાંચસો પાંચસો મૃગના નાયક બનાવ્યા.

તે વખતે કાશી દેશ ઉપર બ્રહ્મદત્ત રાજા રાજ્ય કરતો હતો. તે હરહમેશ તે વનપ્રદેશમાં મૃગોના શિકાર માટે આવતો અને મોટી સંખ્યામાં મૃગોને હણતો. પરંતુ તેનાં બાણો વડે હણાયેલા બધા મૃગો તેને હાથ આવતા નહીં; કારણ કે ઘાયલ થયેલા ઘણાય મૃગો આમતેમ દોડી જઈ, ઝાડીઝાંખરાંમાં ભરાઈ જતા અને રખડીરવડી મરણ પામતા. પછી કાગડા અને ગીધો તેમને ફાડી ખાતા.

આ જોઈ ન્યગ્રોધ મૃગરાજાએ પોતાના ભાઈ વિશાખને બોલાવીને કહ્યું, "ચાલ, આપણે કાશીરાજને વિનંતી કરીએ અને કહીએ, 'જેટલા મૃગ તમે હણો છો, તેટલા બધા જ તમારા ઉપયોગમાં આવતા નથી; ઘણાય ઘાયલ થયેલા મૃગો દૂર દૂર નાસી છૂટી, ઝાડીઝાંખરાંમાં રખડીરવડી મરી જાય છે; અને પછી ગીધ-કાગડાનો શિકાર બને છે. આને બદલે તમે કબૂલ કરો તો અમે રોજ તમને એક મૃગ મોકલીએ; તે પોતાની મેળે તમારે રસોડે આવીને હાજર થશે. આમ કરવાથી મૃગોનું ટોળું નાહક વિનાશ અને વિપત્તિમાંથી બચી જશે, અને તમારો હેતુ પણ લાંબા સમય સુધી યથાયોગ્ય સરશે.'"

વિશાખે કહ્યું, "ઠીક; આપણે રાજાને વિનંતી કરી જોઈએ."

---

૧. નેપાલી તરાઈ ઉપર હાલ રુમ્મિનદેઈ ગામ છે, જે લુંબિનીદેવી નામનું અપભ્રંશરૂપ છે.

૨. તે સ્થળનું 'ઈસિપતન' એવું નામ પડવાનું કારણ પણ તે ગ્રંથમાં એવું આપ્યું છે કે, ત્યાં નિવાસ કરી રહેલા ૫૦૦ પ્રાચીન ઋષિઓ એકસાથે જ્ઞાન પ્રાપ્ત કરી વિદેહ બન્યા હતા. તેમનાં શરીરો ત્યાં પડ્યાં હોવાથી તે સ્થળનું નામ 'ઋષિપતન' પડ્યું છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



પછી એક વખત રાજા જ્યારે અનેક હથિયારધારીઓ વડે વીંટળાઈને શિકાર અર્થે વનમાં પેઠો, ત્યારે આ બે મૃગરાજાઓ નીડરતાથી તથા અડગતાથી રાજાની સામે સીધા આવવા લાગ્યા. રાજાએ તેમને ભયથી નાસી જવાને બદલે પોતાની સામે આવતા જોઈ, પોતાનાં માણસોને કહ્યું, 'આ બે મૃગો નાસી જવાને બદલે સીધા મારી સમીપ આવે છે, તેનું કાંઈ કારણ હશે; માટે કોઈ તેમને સતાવશો નહીં. તેમને અહીં મારી સમક્ષ આવવા દેજો.'

બંને મૃગોએ રાજા પાસે જઈને પ્રણામપૂર્વક માનુષી ભાષામાં પોતાના આવવાનું કારણ જણાવતાં કહ્યું, "મહારાજ, અમે બંને બીજા અનેક મૃગો સાથે આપના રાજ્યમાં આ વનપ્રદેશમાં જન્મ્યા છીએ તથા મોટા થયા છીએ. અમે બંને ભાઈઓ છીએ તથા આ મૃગોનાં ટોળાંના નાયક છીએ તથા આપની હકૂમતમાં રહીએ છીએ. હવે, જેમ આપ મહારાજનાં નગરો, પત્તનો, ગામો તથા જનપદો માણસો વડે, ગાયબળદ વડે તેમ જ બીજાં પણ હજારો બેપગાં અને ચોપગાં પ્રાણીઓ વડે શોભે છે, તેમ જ આ વનપ્રદેશો, આશ્રમપ્રદેશો, નદીઓ અને ઝરણાં પણ આ મૃગોનાં ટોળાં વડે શોભે છે. હે મહારાજ, આપની હકૂમતની શોભા પણ એ વાતમાં છે કે, એ બધાં બેપગાં–ચોપગાં પ્રાણીઓ આપના રાજ્યમાં આપને શરણે રહે અને આપ તેમનું કાળજીપૂર્વક પરિપાલન કરો. તેમના જાનમાલ ઉપર મહારાજની જ સત્તા છે; બીજા કોઈની નથી.

"પરંતુ, હે મહારાજ, આપ જ્યારે મૃગયા માટે અહીં પધારો છો, ત્યારે કેટલાય મૃગો નાહક વિનાશ પામે છે. કારણ કે, આપનાં બાણોથી હણાયેલા બધા જ મૃગો આપના હાથમાં આવતા નથી; કેટલાય મૃગો ઘાયલ થઈને આમતેમ દોડી જાય છે અને ઝાડીઝાંખરાંમાં રખડીરવડી છેવટે મરણ પામે છે તથા ગીધ-કાગડા તેમને ફાડી ખાય છે. એ કારણે મહારાજ વિનાકારણ દોષના ભાગી થાય છે.

"પરંતુ આપ જો કબૂલ થાઓ, તો આપની પરવાનગીથી અમે રોજ એક એક મૃગ મોકલીએ, જે આપના રસોડામાં જાતે આવીને હાજર થશે. અમારાં બે ટોળાંમાંથી વારાફરતી રોજ એક મૃગ અમે મોકલતા રહીશું. એમ કરવાથી મહારાજનો હેતુ પણ યથાયોગ્ય સરશે, તથા મૃગોનો પણ નાહક ખોડો નીકળી જતો અટકશે."

રાજાએ મૃગરાજાઓની આ વિજ્ઞપ્તિનો ખુશીથી સ્વીકાર કર્યો. તેણે કહ્યું, "તમારી મરજી પ્રમાણે બધું થશે; જાઓ, ખુશીથી હવે નીડરપણે આ વનપ્રદેશમાં વિચરો અને રહો. રોજ મને એક એક મૃગ મોકલજો." આમ કહી, રાજા પોતાના નગરમાં પાછો ચાલ્યો ગયો.

પેલા મૃગરાજાઓએ પણ પોતાનાં ટોળાંને જઈને બધી વાત કહી તથા જણાવ્યું કે, 'હવે સૌ મૃગો નિરાંતે આનંદથી આ વનપ્રદેશમાં વિચરી તથા વસી શકશે. માત્ર બંને ટોળાંમાંથી વારાફરતી એક એક મૃગ રોજ રાજાને ત્યાં પહોંચી જાય એટલે બસ.'

મૃગોએ બંને ટોળાંમાંથી ગણતરીપૂર્વક વારા નક્કી કરીને એક પછી એક કોણે જવું એ પણ નક્કી કરી દીધું.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



હવે, એક વખત વિશાખના ટોળામાંથી એક મૃગલીનો રાજાને ત્યાં જવાનો વારો આવ્યો. તે સગર્ભા હતી, તથા વિયાવાની તૈયારીમાં હતી. હવે જે મૃગને વારા પ્રમાણે એ ટોળામાંથી એક એક મૃગ રાજાને ત્યાં મોકલવાનું કામ સોંપવામાં આવ્યું હતું, તેણે આવીને તે મૃગલીને કહ્યું, 'આજે તારો વારો છે; રાજાના રસોડામાં પહોંચી જા.'

મૃગલીએ જવાબ આપ્યો, 'મારા પેટમાં બે બચ્ચાં છે. તેથી આજના વારામાં મારે બદલે બીજા કોઈ મૃગને મોકલો. જ્યારે મને બચ્ચાં જન્મી રહેશે, ત્યારે હું જઈશ. અત્યારે હું જઈશ તો એકને બદલે ત્રણ જીવ મરશે; પણ બે બચ્ચાં જન્મ્યા પછી એમના વતીના બે વારા વધવાથી તમારે સૌને એટલું મોડું જવાનું થશે!'

તે મૃગે આ વાત પોતાના ટોળાના રાજાને કહી. રાજાએ કહ્યું, 'એ મૃગલી પછી જેનો વારો આવતો હોય તેને મોકલો. આ મૃગલી વિયાઈ રહે ત્યાર પછી ભલે જાય.'

હવે એ મૃગલી પછી જે મૃગનો વારો આવતો હતો તેને જવાનું કહેવામાં આવતાં તેણે કહ્યું, 'આજે મારો વારો નથી — અમુક મૃગલીનો વારો છે. તે ભલે જાય; હું શા માટે એક દિવસ વહેલો મરું? મને જે એક દિવસ વધુ જીવવાનું મળ્યું તે ખરું.'

એ જ પ્રમાણે એ ટોળાના સર્વ મૃગોએ જવાબ આપ્યો. કોઈ પોતાના વારા કરતાં વહેલું મરવા તૈયાર ન થયું. એટલે ફરીથી મૃગલીને બોલાવવામાં આવી. તેને વિશાખ રાજાએ કહ્યું, 'તારે બદલે કોઈ વહેલું મરવા તૈયાર નથી; માટે તું જ રાજાને રસોડે પહોંચી જા.'

પેલી મૃગલીને પોતાના પેટમાં રહેલાં બચ્ચાંની દયા આવી. પોતાની સાથે નાહક તેમનો પણ નાશ થશે, એ વિચારથી ગભરાતી ગભરાતી તે બીજા ટોળાના ન્યગ્રોધ રાજા પાસે દોડી ગઈ, અને તેના પગમાં આળોટી પડી. તેણે તેને પૂછ્યું, 'ભલી બાઈ, આ શું? તારે શું કહેવું છે?'

મૃગલીએ જવાબ આપ્યો, "હું પેલા ટોળાની મૃગલી છું. આજે રાજાને રસોડે જવાનો મારો વારો છે. પરંતુ મારા પેટમાં બે બચ્ચાં છે. મારી સાથે નાહક તેમનો પણ નાશ ન થાય તે માટે મેં અમારા રાજા વિશાખને વિનંતી કરી કે, 'મારે બદલે બીજા કોઈને મોકલો; હું વિયાઈ રહીશ ત્યાર પછી જઈશ.' અમારા રાજાએ બીજા મૃગોને મારે બદલે જવાનું કહી જોયું; પણ કોઈ મારે બદલે જવા તૈયાર ન થયું. એટલે અમારા રાજાએ પછી મને જ રસોડે જવાનો હુકમ કર્યો. એ કારણે હું અહીં આપની પાસે દોડી આવી છું. મારે બદલે કોઈ બીજો મૃગ જાય, તો હું વિયાઈ રહ્યા પછી મારો વારો ભરીશ."

ન્યગ્રોધ રાજાએ મૃગલીની વાત સાંભળીને તેને અભયદાન આપતાં કહ્યું, 'ગભરાઈશ નહીં; હું બીજા કોઈને તારા વારામાં મોકલીશ.'

ન્યગ્રોધ રાજાએ પછી પોતાના સેવકને બોલાવીને કહ્યું કે, 'આપણા ટોળામાં રાજાને રસોડે જવાનો સૌથી પહેલો વારો જેનો હોય તેને આ મૃગલીના વારામાં જવાનું કહો. મેં આ મૃગલીને અભયદાન આપ્યું છે.'

પેલા સેવકે જે મૃગનો વારો હતો તેને જઈને રાજાની આજ્ઞા કહી સંભળાવી. પેલા મૃગે જવાબ આપ્યો કે, 'આપણા ટોળાનો

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



વારો આજે નથી. આજે વિશાખના ટોળાનો વારો છે.'

સેવકે તેને વિશાખના ટોળામાંથી આવેલી મૃગલીની વાત કહી, તથા ન્યગ્રોધ રાજાએ તેને આપેલા અભયદાનની વાત કહી.

પણ પેલા મૃગે જવાબ આપ્યો કે, 'આજે વિશાખના ટોળાનો વારો છે; હું શા માટે વહેલો મરવા જાઉં? મારો વારો આવે ત્યાં સુધી હું જીવવાની મજા માણી લેવા ઇચ્છું છું.' એ જ પ્રમાણે ન્યગ્રોધના ટોળાના બીજા મૃગોએ પણ જવાબ આપ્યો. એટલે સેવક ન્યગ્રોધ પાસે પાછો આવ્યો. ન્યગ્રોધ રાજાએ બધી વાત સાંભળીને કહ્યું, 'વારુ; મેં એ મૃગલીને અભયદાન આપ્યું છે; માટે તેને તો હું રાજાને રસોડે નહીં જ જવા દઉં. હું પોતે જ તેને બદલે જાઉં છું.'

ન્યગ્રોધ રાજા જ્યારે વનમાંથી નગર તરફ આવવા નીકળ્યો, ત્યારે રસ્તામાં જે લોકોએ તેને જોયો, તે બધા તેની પાછળ પાછળ આવવા લાગ્યા. કારણ કે તે રાજાનું રૂપ બહુ જોવા લાયક હતું. નગરમાં દાખલ થતાં વેંત સૌ નગરજનોએ તેને મૃગોના રાજા તરીકે ઓળખી કાઢ્યો. તેમને થયું કે, મૃગોનું આખું ટોળું ખલાસ થઈ ગયું હશે, તેથી હવે છેવટે રાજાનો પોતાનો વારો આવ્યો છે. પણ તેઓ એ મૃગરાજાની નયનમનોહર કાંતિ જોઈને મનમાં બહુ દુઃખ પામવા લાગ્યા. તેઓ સૌ ભેગા થઈ રાજાને વિનંતી કરવા દોડ્યા કે, આ મૃગરાજા આપણા રાજ્યની અને વનપ્રદેશની શોભારૂપ છે. માટે તેને મારવાને બદલે પાછો જવા દેવો.

અમીર-ઉમરાવો સહિત લોકોનું મોટું ટોળું મૃગરાજની પૂંઠે પૂંઠે રાજાના મહેલમાં દાખલ થયું. મૃગરાજ રસોડા તરફ ચાલ્યો અને લોકો રાજા પાસે દોડ્યા. રાજાએ તેમની વાત સાંભળી પોતાના અમાત્યોને કહ્યું, 'જાઓ એ મૃગરાજને રસોડામાંથી અહીં લઈ આવો.'

મૃગરાજ આવતાં રાજાએ પૂછ્યું, 'શું હવે ટોળામાં કોઈ મૃગ બાકી નથી રહ્યો, કે જેથી તું પોતે આવ્યો છે?'

મૃગરાજે જવાબ આપ્યો, "મહારાજ! હવે કોઈ મૃગ બાકી રહ્યા નથી, એવું નથી. પરંતુ આજે બીજા ટોળાની એક મૃગલીનો વારો હતો. તે સગર્ભા હોઈ તેના પેટમાં બે બચ્ચાં હતાં તેથી તેણે વિશાખરાજને કહ્યું કે, 'આજે મારે બદલે બીજા કોઈને મોકલો; હું વિયાઈ રહીશ ત્યાર પછી જઈશ.' વિશાખે પોતાના ટોળામાં બીજા મૃગોને કહી જોયું; પણ જ્યારે કોઈ તેને બદલે વહેલું મરવા તૈયાર ન થયું, ત્યારે તેણે તે મૃગલીને જ આપને રસોડે પહોંચી જવા કહ્યું. એટલે તે મારી પાસે દોડી આવી; અને પોતાને બદલે કોઈને મોકલવા માટે કરગરવા લાગી. મેં તેને અભયદાન આપ્યું; પણ મેંય મારા ટોળાના જે જે મૃગને તેને બદલે જવાનું કહ્યું, તે સૌએ પોતાના વારા કરતાં વહેલા જવા ના પાડી. પરંતુ મેં એ મૃગલીને અભયદાન આપ્યું હતું, એટલે તેને બદલે હું આવ્યો છું. એ મૃગલી સુખે વિયાઈ રહેશે, ત્યાર પછી પોતાનો વારો ભરશે."

કાશીરાજ તેની વાત સાંભળી વિસ્મિત થયો. સૌ લોકો પણ વિસ્મિત થઈ બોલી ઊઠ્યા,

'વાહ, કેવો ધર્મી રાજા એ ટોળાને મળ્યો છે!'

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



કાશીરાજને પણ વિચાર આવ્યો કે, 'ધર્મબુદ્ધિથી બીજાને માટે પોતાનું બલિદાન આપનાર આ મૃગને પશુ શી રીતે કહેવાય? અમે જ ખરી રીતે પશુઓ છીએ કે જેઓ અધર્મીપણે આવાં નિર્દોષ પ્રાણીરત્નોની હિંસા કરીએ છીએ!' તેણે મૃગરાજને સંબોધીને કહ્યું, 'હું તારા આગમનથી ખુશી થયો છું. તું ખરેખર કૃપાવાન મહાત્મા છે; કારણ, તું મૃગ હોવા છતાં તેં બેજીવવાળી મૃગલીને અભયદાન આપ્યું. હું પણ તારે કારણે તથા તારા વચનથી સર્વ મૃગોને આજથી અભયદાન આપું છું કે, તેઓ કોઈનો જરા પણ ડર રાખ્યા વિના નિરાંતે વિચરે; હું કે મારા રાજ્યનું કોઈ પણ માણસ તેમને પોતાના ભોજન અર્થે નહિ હણે!'

પછી રાજાએ નગરમાં ઘંટ વગડાવીને ઘોષણા કરાવી કે, મારા એ વનપ્રદેશમાં કોઈએ મૃગને મારવા નહીં; મેં તે મૃગોને અભયદાન આપ્યું છે.

પછી ન્યગ્રોધરાજે પાછા જઈને પેલી મૃગલીને કહ્યું, 'ભલી બાઈ, તું હવે વિશાખના ટોળામાં સુખે પાછી ફર.'

મૃગલીએ જવાબ આપ્યો, 'હે મૃગરાજ, હવે હું પાછી જવાની નથી. તમારા ચરણમાં રહીને મરવું સારું, પણ વિશાખના ચરણમાં રહીને જીવવું સારું નહીં!'

મૃગોને આ (અભય) દાન જ્યાં મળ્યું, તે ઋષિપતન નામની જગા ત્યારથી મૃગદાય નામે ઓળખાવા લાગી.

—ગો૦

# અપરિગ્રહ

**[ગાંધીજીનો એક પત્ર]**

આશ્રમ, સાબરમતી,
૩૦-૪-૨૬, શુક્ર

ભાઈ શ્રી પ . . .

તમારા પહેલા કાગળને હજી હું પહોંચી નથી વળી શક્યો, તેવામાં બીજો આવ્યો છે. પહેલાના મુખ્ય પ્રશ્નનો જવાબ અવકાશે નવજીવનમાં આપીશ. બીજાનો અહીં જ આપી દઉં છું.

અપરિગ્રહ આદર્શ સ્થિતિ છે. આદર્શને સંપૂર્ણ રીતે તો પહોંચાતું જ નથી, એમ કહી શકાય. પણ તેથી આદર્શને આપણે હળવો ન કરીએ. ભૂમિતિની આદર્શ સુરેખા કોઈ દોરી શક્યું નથી, તેથી તેની વ્યાખ્યા ન બદલીએ, પણ તે ધ્યાનમાં રાખીને સીધી લીટી દોરીએ તો તે આપણને આપણા જોગું કામ આપી દે છે. પણ તેની વ્યાખ્યા બદલીએ તો સુકાન વિનાના વહાણ જેવા થઈ જઈએ. પૈસામાં ધાતુરૂપે તો કંઈ જ પાપ નથી. જે છે તે તેના ઉપયોગમાં છે. આટલું યાદ રાખીને આપણાથી પહોંચી શકાય તેટલે અંશે શુદ્ધ હૃદયે આપણે પરિગ્રહને પહોંચીએ. તમે જે દાખલાઓ કલ્પ્યા છે તે હવે જરા વિચારી જઈએ. ધનિક લોકો જ્ઞાનપૂર્વક ધનનો ત્યાગ કરે તેમાં જગતને જરાયે નુકસાન ન થાય, પણ ફાયદો જ થાય. કારણ કે શુદ્ધ હૃદયથી કરેલા અપરિગ્રહને લીધે નવી અને વધારે બળવાન શક્તિ પેદા થાય છે. આ બધી વસ્તુઓ કોઈ યાંત્રિક રીતે નથી કરી શકતું. જેને પોતાના જ હૃદયમાં ઊગે તે જ કરે, અને તેને જ શોભે. આખું જગત અપરિગ્રહી

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



થવાનો સંભવ કે ભય નથી. પણ ધારો કે તેવું થાય તો જગત સુખેથી પોતાનો નિર્વાહ કરે એ વિષે મને શંકા નથી. એક દિવસનો પણ સંગ્રહ ન કરનારા મનુષ્યો આ જગતમાં પડ્યા છે. સંગ્રહ કરનારા જગતમાં હોય નહીં તો આવા અપરિગ્રહી મરી રહે એવું ન માની લેશો.

જેમ સંસારી કાયદામાં અજાણપણે કરેલા ગુના ગુના મટતા નથી, તેમ જ દિવ્ય કાયદાને વિષે છે. નશાના ઘેનમાં કરેલો વ્યભિચાર પણ વ્યભિચાર જ છે. "માફી માગવી" ને "માફી મળવી" એ બંને સુંદર વચનો છે. હું પોતે તેનો ઉપયોગ કરું છું. પણ તેનો અર્થ સામાન્ય માફી જેવો નથી એમ હમેશાં માનતો આવ્યો છું. માફી માગવાની હાર્દિક સ્થિતિથી આપણામાં નમ્રતા વધે છે, આપણી લાચારી આપણે જોઈ શકીએ છીએ, અને તેમાંથી સારા થવાનું બળ મેળવીએ છીએ. અલ્લાને સારુ હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી ઇત્યાદિએ અગણિત વિશેષણો યોજ્યાં છે, પણ એ બધાં વિશેષણો આપણી કલ્પના છે. ઈશ્વર વિશેષણરહિત છે, ગુણાતીત છે. પણ વળી મેં આદર્શની વાત લખી. છતાં એ આદર્શને આપણે ન જાણીએ તો અને ઈશ્વરને આપણે આપેલાં બધાં વિશેષણો ખરેખર વળગી જાય તો તે આપણા જેવો ભૂલનું પૂતળું બની જાય. તેથી એને નિરંજન નિરાકાર સમજીને આપણી ઇચ્છામાં આવે એટલાં વિશેષણ લાદવાનો આપણે અધિકાર મેળવીએ છીએ. કેમ કે આપણને તેણે બીજી ભાષા નથી આપી. બાકી કર્મનાં ફળ તો ભોગવ્યે જ છૂટકો છે. એ એના અનિવાર્ય કાયદામાં જ એની કૃપા રહેલી છે. જો મનુષ્યની માફક પક્ષપાત કરી અથવા ભૂલ માલૂમ પડવાથી ભૂલ સુધારવાને ખાતર પોતાના કાયદાઓ અને હુકમોની રદ્દોબદલ કર્યા કરે તો આ જગત એક ક્ષણ પણ ન નભી શકે. ઈશ્વરતત્ત્વ એક ગૂઢ, અવર્ણનીય અને ન્યારી શક્તિ છે. એને આપણા વિચાર પણ નથી પહોંચી શકતા ત્યાં વાણી બાપડી શું કરે?

## ગુનાખોરીની રસિક વાર્તાઓ — 'હૉરર-કૉમિક્સ'

નાની ઉંમરનાં બાળકોમાં ગુનાખોરીનું પ્રમાણ બધા સુધરેલા કહેવાતા દેશોમાં અને ખાસ કરીને અમેરિકામાં કૂદકે ને ભૂસકે વધતું જાય છે. તેથી માબાપો અને કેળવણીકારો કંઈક ચિંતામાં પડ્યાં છે. સૌને લાગતું જાય છે કે એ અંગે અસરકારક એવું કાંઈક કરવાની જરૂર છે. સજા અને સુધારણા એ બે માર્ગો તો છે જ; પરંતુ એ વસ્તુને મૂળમાંથી જ રોકવાની આવશ્યકતાની અગત્ય વિચારી, તેનાં કારણોની શોધ થઈ રહી છે. જુવાનિયા અને કિશોરોને આકર્ષી તેમનાં ચારિત્ર્યને હાનિ પહોંચાડનારાં ત્રણ મુખ્ય કારણો નક્કી થતાં જાય છે. તે ત્રણ આ છે: ગુનાખોરીની રસિક વાર્તાઓ, ટેલિવિઝન અને સિનેમા.

તેમાંય ગુનાખોરીને રસિક રીતે રજૂ કરનાર ચોપડીઓનો ફાલ તો એટલો હદબહાર વધતો ગયો છે કે, તેને અંગે તાત્કાલિક પગલાં ભરવાની માગણી થઈ છે. અમેરિકામાં દર અઠવાડિયે તેવી ૯ કરોડ ચોપડીઓ પ્રસિદ્ધ થાય છે અને વરસે દહાડે તે ચોપડીઓનો ધંધો પોણા બે અબજ રૂપિયાની કિંમત જેટલો થાય છે.*

આટલા મોટા વળતરનાં આટલાં બધાં પુસ્તકો દર અઠવાડિયે પ્રસિદ્ધ થાય અને વેચાય, તો પછી તેમની અસર પણ તેટલી જ વ્યાપક થાય તેમાં શી

* 'ન્યૂ આઉટલુક' માર્ચ ૧૯૫૬.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



નવાઈ? પ્રકાશકો એ બાબતમાં એટલું જ કહે છે કે, અમે તો એક આવશ્યક માગ પૂરી પાડીએ છીએ. પરંતુ એ માગ ઊભી કરવામાં તેમની પોતાની જવાબ-દારી કેટલી હશે, તેનો વિચાર જવા દઈએ તોપણ, સમાજના કોઈ પણ ભાગની કોઈ પણ માગ પૂરી પાડવી એ જ કંઈ વેપારીનું કર્તવ્ય નથી. તેણે એ માગ પૂરી પાડવામાં પોતાને શો લાભ થાય છે તેટલા તરફ જ નજર રાખવાને બદલે, સમાજને સરવાળે શાં લાભ-હાનિ થાય છે, તે પણ જોવું જોઈએ.

એમ તો માત્ર સત્યની નિષ્કામ શોધખોળના પવિત્ર કામમાં જ કર્તવ્યબુદ્ધિ સમજનારા અને પોતાનું રાષ્ટ્ર કે પોતાનો સમાજ જે માગે તે પૂરું પાડવા તત્પર રહેનારા વૈજ્ઞાનિકોના ધર્મ–અધર્મની પણ હવે તીવ્ર અને ઉગ્ર ચર્ચા શરૂ થઈ છે. સત્યની શોધ દરમ્યાન જે અમુક શોધો માનવજાતને સરવાળે નુકસાનકારક જ માલૂમ પડે, તે શોધો જાહેર કરીને, તેમાંથી પોતાને માટે પૈસા તેમ જ કીર્તિ તથા પોતાના રાષ્ટ્ર માટે વિજય તથા અભ્યુદય પ્રાપ્ત કરી આપવા ઇચ્છનાર વૈજ્ઞાનિક હવે માનવજાતનો ઘોર અપરાધી મનાવા લાગ્યો છે; અને તેવી શોધો દબાવી રાખનારા કે જતી કરનારા વૈજ્ઞાનિકોનું કૃત્ય પ્રશંસાપાત્ર ગણાતું જાય છે.

સિનેમા અને ટેલિવિઝનની અસર પણ તેવી કારમી જ નીવડે છે. સંગીત–નાટ્યકળા જેવી જલદ કળાને વાપરનારા તે બે ધંધાઓ, છેવટે સમાજ આગળ કઈ વસ્તુ આકર્ષક રીતે રજૂ કરે છે, તે વિચારવાની તેમની પણ ફરજ હોવી જોઈએ અને છે. લોકો માગે છે, લોકોને ગમે છે — એ બહાના હેઠળ માત્ર પોતાનાં ખીસાં ભરવા ખાતર તેઓ ગમે તેવા વિપરીત આદર્શો લોકો આગળ રજૂ કરે, અને તેમનાં શરીર તથા મનને વિકૃત બનાવે — એ વસ્તુ કોઈ સ્વતંત્ર તથા સંસ્કૃત સમાજ હરગિજ ચલાવી ન લઈ શકે. પણ આજકાલ કહેવાતાં લોકશાહી રાજતંત્રો કંઈક એવી વિચિત્ર અસરો અને મર્યાદાઓ હેઠળ કામ કરતાં હોય છે કે, એવી અગત્યની બાબતમાં પણ તેઓ કશો નિર્ણય લઈ શકતાં નથી કે લેવા ઇચ્છતાં નથી. એક બાજુ 'માત્ર પુખ્ત ઉંમરનાં માટે' એવી જાહેરાતવાળી નરી કામુકતાના હીન શૃંગારથી ભરેલી અને તેની જોડિયા બહેન જેવી ખુનામરકી અને મારફાડ નિરૂપતી ફિલમો નાનાં–મોટાં સૌની સમક્ષ દર્શાવવામાં આવે; દેશનું કેળવણીખાતું તેની લેશમાત્ર પરવા ન કરે; અને બીજી બાજુ દેશનું આરોગ્યખાતું અને પોલીસખાતું એ ગુનાઓ અને મર્યાદા બહારની કામુકતાનાં પરિણામોનો બોજો સંભાળવા સંતતિનિયમન કેંદ્રો કે બાલસુધારણા-ગૃહો જેવાં થીંગડાં મારવા પ્રયત્નો કરે, એ દેખાવ ખરેખર કરુણ તથા હાસ્યાસ્પદ છે.

આપણા જ દેશમાં — ખાસ કરીને ગુજરાતમાં એવી છૂપીપોલીસ-માળાઓ કહેવાતી કેટલી બધી ગ્રંથમાળાઓ ચાલે છે; તથા તેનાં કેટલાં બધાં પુસ્તકો ઢગલાબંધ ખપે છે તથા વંચાય છે! એક ગ્રંથમાળાએ તો આપણા સંરક્ષણ–પ્રધાન શ્રી. કાત્જુને નામે અભિપ્રાય ટાંક્યો છે કે, આવી છૂપીપોલીસની વાર્તાઓ વાંચવાથી લોકોને ગુનેગારો સામે સંરક્ષણ કરવાની સમજ આવે છે!

અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાની વાતો અને ભગીરથ પ્રયત્ન એક બાજુ શરૂ થાય, અને બીજી બાજુથી બાળકો અને પ્રૌઢો એની સહાયથી માત્ર આવાં પુસ્તકો વાંચે અને આવાં દશ્યો જુએ — તો, એ અક્ષરજ્ઞાન તેમને સરસ્વતી માતાના પ્રસાદરૂપ નીવડવાને બદલે કોઈ બીજી જ પિશાચિનીના ધાવણરૂપ નીવડ્યું કહેવાય. અને તેથી જ દેશનું હિત ખરેખર જેમને હૈયે વસ્યું હતું તેવા રાષ્ટ્રપિતા સાર્વત્રિક ફરજિયાત કેળવણી તરીકે 'નઈ તાલીમ' અથવા વર્ધા યોજનાને રજૂ કરી ગયા છે; જેથી બાળકોનું વિકસતું જ્ઞાન કર્તૃત્વના ઉચિત માર્ગોએ વળી, એકબીજાને તેજસ્વી અને નિર્દોષ બનાવે. એ કેળવણી અંગે હવે ખરેખર ગંભીરપણે વિચાર કરવાની જરૂર છે.

— ગો૦

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# નવું વાચન

**ધર્મની બાળપોથી :** લે૦ સતીદેવી નં૦ ઠક્કર અને શ્રી. નંદલાલ મો૦ ઠક્કર; પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય; કિં૦ છ આના; પૃ૦ ૬૦.

ખાસ કરીને બાળકોને ઘરમાં ધર્મનું જ્ઞાન આપવાની દૃષ્ટિએ આ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે. આવા શુદ્ધ આશય માટે લેખકોને ધન્યવાદ ઘટે છે. પરંતુ આખી પુસ્તિકા જોતાં એમ લાગે છે કે, આવાં પુસ્તકો ધર્મ તરફ રુચિ કેળવવામાં સહાયરૂપ થાય કે અરુચિ ?

ધર્મ એ બહુ ગહન વિષય છે. આ પુસ્તિકામાં થોકબંધ ભેગી કરેલી ડાહી ડાહી શિખામણો બાળકને ધર્મની બાબતમાં કેટલે અંશે રસ લેતો કરી શકે એ એક પ્રશ્ન છે. વળી આ પુસ્તિકામાં બીજી કૃત્રિમતા એ લાગે છે કે, ભરત અને તેની મોટીબહેન વચ્ચે વાર્તાલાપ થાય છે. લેખકોએ ભરતની ઉંમર કેટલી કલ્પી હશે ? આ પુસ્તિકા સચિત્ર છે. એમાં નવમા પૃષ્ઠ પર ભાઈબહેનનું ચિત્ર છે. ત્યાં ભાઈ આશરે આઠેક વર્ષનો લાગે છે. હવે એ ભરત બહેનને આવા પ્રશ્નો પૂછે છે: 'માણસ ધર્મ ન પાળે તો શું થાય?', 'બહેન! જરા થોભી જાઓ. પહેલાં મને કહો કે કર્મનો મર્મ એટલે શું?' વગેરે. આવા પ્રશ્નો આટલો નાનો બાળક પૂછી શકે ખરો? લેખકોને જે કંઈ વાત કહેવી છે તેને માટેના પ્રશ્નો ગોઠવીને ભરતના મોઢે તેઓ મૂકે છે. લેખકોને મન એમ કે, સંવાદ દ્વારા ધર્મચર્ચા સરળ થાય. પરંતુ સંવાદમાં પણ સ્વાભાવિકતાની અત્યંત આવશ્યકતા છે. નહીં તો સંવાદ પાછળનું તાત્પર્ય મારું જાય.

લેખકો આ વસ્તુને ધ્યાનમાં રાખીને આવો પ્રયત્ન કરવાનું રાખે તો સારું.

સુ૦ કં૦

**શ્યામની મા :** લે૦ સાને ગુરુજી; અનુ૦ નટવરલાલ દવે; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; કિં. સાડાચાર રૂપિયા; પૃ૦ ૩૦૬.

મહારાષ્ટ્રના સંતસમા પ્રખ્યાત લેખક સદ્ગત શ્રી. સાને ગુરુજીના માતૃવત્સલ હૃદયનું તાદૃશ દર્શન કરાવે એવી તેમની આ કથા ખરેખર માના વાત્સલ્યના મંગળ માહાત્મ્ય સમી છે. આખી કથા હૃદયંગમ ભાવોથી પ્લાવિત છે. સંસ્કાર-સંપન્ન અને ધર્મપરાયણ માતા બાળકના હૃદયનું ઘડતર કરવામાં કેટલો અમૂલ્ય ફાળો આપી શકે તેનો ખ્યાલ આ નિર્મળ કથા આપે છે.

એ કથાની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. મહારાષ્ટ્રની જેમ ગુજરાતમાં પણ માતૃપ્રેમની આ કરુણ-ગંભીર કથા વંચાતી થાય એવી આશા સેવીએ.

સુ૦ કં૦

**ક્રાંતિ** (બીજી આવૃત્તિ) **:** લે૦ સાને ગુરુજી; અનુ૦ ગોવિંદરાવ ભાગવત; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; કિં૦ સાડાપાંચ રૂપિયા; પૃ૦ ૩૪૮.

શ્રી. સાને ગુરુજીની કલમે લખાયેલી આ કથા એના નામ અનુસાર ક્રાંતિકર વિચારોવાળી છે. આ કથાના લેખક ગાંધીજીની અહિંસાત્મક વિચારસરણીથી રંગાયેલા હોઈ એની ઘેરી અસર આ કથામાં પણ જોવા મળે છે. અનુવાદમાં ક્યાંક ક્યાંક મરાઠી ભાષાની રીતિ આવી જાય છે!

સુ૦ કં૦

**ફોરમ :** લે૦ વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; કિં. દોઢ રૂપિયો; પૃ૦ ૨૦૨.

પ્રસ્તુત પુસ્તકમાં શ્રી. વિદ્યાબહેને જુદાં જુદાં સામયિકોમાં અને વિવિધ સ્થળે પ્રસંગોપાત્ત લખેલા લેખોમાંથી ૪૧ લેખોને સંગૃહીત કરવામાં આવ્યા છે. એમાં ૨૦ આલેખનો છે અને ૨૧ સ્મૃતિ-ચિત્રો છે.

આ પુસ્તક ગયા જમાનામાં થઈ ગયેલી કેટલીક જાણીતી વ્યક્તિઓની ઓળખ નવી પેઢીને કરાવે છે. એ લેખો ખાસ કરીને અમદાવાદના સામાજિક વિકાસની થોડીઘણી રૂપરેખા આપે એવા છે. 'મારું બાળપણ' એ લેખ શ્રી. વિદ્યાબહેન નાનાં હતાં ત્યારના જમાનાનું અને પરિસ્થિતિનું આબેહૂબ ચિત્ર આલેખે છે.

ગયા જમાનાને સમજવા આ પુસ્તક ઉપયોગી થાય એવું છે. અવશ્ય આમાં આલેખાયેલી કેટલીક વ્યક્તિઓ આજે જાણીતી નથી. પરંતુ એ વ્યક્તિઓ અંગે લખતાં શ્રી. વિદ્યાબહેન તે જમાનાનો જે ખ્યાલ આપે છે એ જ મહત્ત્વનો ગણીએ તો બસ છે.

સુ૦ કં૦

**ચકમક :** લે૦ રંભાબહેન ગાંધી; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; કિં૦ ત્રણ રૂપિયા; પૃ૦ ૨૩૯.

'કોઈને કહેશો નહિ', 'પ્રણયના રંગ', 'રોજની રામાયણ' એ ત્રણ નાટ્ય પુસ્તકોથી પ્રસિદ્ધિ પામેલાં શ્રી. રંભાબહેનનો આ ચોથો એકાંકી નાટકોનો સંગ્રહ આવકાર્ય છે. એમાં નવ એકાંકી નાટકો છે. સમાજમાં તેમ જ લોક-વ્યવહારમાં દેખાતી ક્ષતિઓ તરફ એમાં શ્રી. રંભાબહેને ઠીક ઠીક ટકોર કરી છે.

સુ૦ કં૦

**પાવન-પ્રસંગ :** લે૦ મૃદુલા મૂંદડા; પ્ર૦ અખિલ ભારત સર્વ-સેવા-સંઘ, રાજઘાટ, કાશી; કિં૦ છ આના; પૃ૦ ૬૨.

ભૂદાન-પ્રણેતા વિનોબાજીની ભૂદાનયાત્રા વેળાએ બનેલા હૃદયસ્પર્શી પ્રસંગોને આ હિંદી પુસ્તિકામાં સરળ શૈલીમાં આલેખેલા છે. એમાં કુલ ૭૬ પ્રસંગો આપ્યા છે. ભૂદાન

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



આંદોલનને સમજવા અને તેનો પ્રચાર કરવા આ પુસ્તિકા સહાયરૂપ થાય એવી છે.

**સુ૦ ક૦**

**કરણઘેલો** (સંક્ષિપ્ત): લે૦ નંદશંકર તુળજાશંકર મહેતા; સંક્ષેપકાર — કનુભાઈ વોરા; પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ–૨; કિં. બે રૂપિયા; પૃ૦ ૧૬૦.

ગુજરાતી ભાષાની પહેલી નવલકથા 'કરણઘેલો'નો આ સંક્ષેપ છે. આ પહેલાં ગૂજરાત વિદ્યાપીઠે આ કથાનો સંક્ષેપ પ્રસિદ્ધ કર્યો છે. આ બે સંક્ષેપોની તુલના કરવી જરૂરી છે. એ ઉપરથી આ બીજા સંક્ષેપની યથાર્થતા કેટલી છે એ જણાશે.

**સુ૦ ક૦**

**ગોરખનાથ:** લે૦ કલ્યાણી મલ્લિક; અનુ૦ શ્રીકાન્ત ત્રિવેદી; પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; કિં. ૭ આના; પૃ૦ ૬૪.

આ પુસ્તિકામાં નાથસંપ્રદાયની રસપ્રદ માહિતી આપવામાં આવી છે. શ્રી મત્સ્યેન્દ્રનાથ, શ્રી ગોરખનાથ, શ્રી ગોપીચંદ વગેરે જે સંપ્રદાયમાં પ્રસિદ્ધિ પામ્યા છે તેની આ પુસ્તિકામાં સંક્ષેપમાં સારી છણાવટ કરવામાં આવી છે.

**સુ૦ ક૦**

**સર્વોદય સમાજની ઝાંખી:** લે૦ નરહરિ દ્વારકાદાસ પરીખ; પ્રાપ્તિસ્થાન: ગુ. વિદ્યાસભા, અમદાવાદ; કિં. સવા રૂપિયો; પૃ૦ ૧૩૮.

આવાં પુસ્તકો સામાન્ય રીતે નવજીવન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થાય છે. પણ ગાંધીજીનાં પોતાનાં લખાણો ન હોય તેવાં તેમના વિચારોનો પરિચય આપતાં કે ચર્ચા કરતાં પુસ્તકો બીજી પ્રકાશન સંસ્થાઓ પણ હવે પ્રસિદ્ધ કરે છે. સદરહુ પુસ્તક ગાંધી સ્મારક નિધિ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

આ પુસ્તકના લેખક શ્રી નરહરિભાઈ ગાંધીજીના જૂના સાથી છે અને ગાંધીજીના વિચારોનો તેમણે સારો અભ્યાસ કરેલો છે. ગાંધીજીના વિચારો રજૂ કરતાં કેટલાંક પુસ્તકો પણ તેમણે લખ્યાં છે. એટલે તેમને હાથે લખાયેલું આ પુસ્તક આવકાર લાયક છે.

પુસ્તક સરળ અને લોકભોગ્ય ભાષામાં લખાયેલું છે. તેમાં લેખકે ગાંધીજી, વિનોબા અને અન્ય લેખકોના સર્વોદયને લગતા વિચારોને ભેગા કરી સર્વોદયી સમાજની ઝાંખી કરાવવાની કોશિશ કરી છે. તેમણે સમાજનાં બધાં પાસાંનો સ્પર્શ્યાં છે, પણ એક અતિ મહત્ત્વનું પાસું 'ધર્મ' રહી જવા પામ્યું છે. એનું મહત્ત્વ જોતાં એ પણ લીધું હોત તો ઠીક થાત.

એકંદરે જોતાં, ભાવી સર્વોદય સમાજના વિચારો સમજવા માટે આ પુસ્તક સૌને ઉપયોગી વાચન પૂરું પાડે તેવું છે.

**૨૦ ભ૦**

**वेदका राष्ट्रीय गीत :** લે૦ પ્રિયવ્રત વેદવાચસ્પતિ: પ્રકા૦ ગુરુકુલ કાંગડી વિશ્વવિદ્યાલય; કિં. પાંચ રૂપિયા; પૃ૦ ૨૫૮.

આ પુસ્તકના લેખક પં૦ પ્રિયવ્રતજી ગુરુકુલ કાંગડીના આચાર્ય છે. પોતે વૈદિક સાહિત્યના વિશેષજ્ઞ છે. જીવનનો અધિક ભાગ પોતે વૈદિક સાહિત્યના અનુશીલનમાં જ વિતાવ્યો છે. આ પુસ્તકમાં તેમણે અથર્વવેદના સુપ્રસિદ્ધ ભૂમિસુક્તની વિસ્તૃત વ્યાખ્યા કરી છે. ભૂમિસુક્ત વાસ્તવમાં 'વેદનું રાષ્ટ્રીય ગીત' છે. તેમાં એક આદર્શ રાષ્ટ્રના મહિમા તથા વિભૂતિનું ગાન રાષ્ટ્રભક્ત પ્રજાજનો દ્વારા કરાવવામાં આવ્યું છે. રાષ્ટ્રને સમુન્નત અને દૃઢ બનાવવા માટે પ્રજા અને રાજ્યાધિકારીઓનાં કર્તવ્યોનો તેમાં નિર્દેશ છે. તથા રાષ્ટ્રની સર્વતોમુખી ઉન્નતિ માટે શું શું કરવું જોઈએ તેનો પણ સવિસ્તાર ઉલ્લેખ છે. આજની પરિસ્થિતિમાં જ્યારે રાષ્ટ્રના નવનિર્માણનો પ્રશ્ન આપણી સામે છે, ત્યારે આવું પુસ્તક દરેક શિક્ષિત નાગરિકના હાથમાં પહોંચવું જોઈએ. લેખકે પૂરતા પરિશ્રમથી આ ગ્રંથનું સંપાદન કર્યું છે. ગ્રંથના પ્રારંભમાં ૯૮ પૃષ્ઠની એક અભ્યાસપૂર્ણ ભૂમિકા વૈદિક સાહિત્યના સંબંધમાં લખી છે. ત્યાર બાદ પ્રત્યેક મંત્રનું વિષયાનુકૂળ નામ આપીને તેની હિંદીમાં વિશદ વ્યાખ્યા કરી છે. પુસ્તક અત્યંત ઉપયોગી તેમ જ પઠનીય છે.

**અં૦ ના૦**

**ईशोपनिषद्भाष्य :** લે૦ ઇંદ્ર વિદ્યાવાચસ્પતિ; પ્રકા૦ ગુરુકુલ કાંગડી વિશ્વવિદ્યાલય; કિં. ૨–૦–૦; પૃ૦ ૧૫૧.

ગુરુકુળ કાંગડી વિશ્વવિદ્યાલયના કુલપતિ શ્રી ઇંદ્ર વિદ્યાવાચસ્પતિનું હિંદીના લેખકોમાં એક વિશિષ્ટ સ્થાન છે. પોતે સંસ્કૃત સાહિત્ય, ઇતિહાસ અને સમાજશાસ્ત્રના વિખ્યાત વિદ્વાન છે. પ્રસ્તુત પુસ્તકમાં તેમણે ઈશોપનિષદનું બહુ જ સુંદર વિવેચન કર્યું છે. ઉપનિષદ ભારતીય સાહિત્યનાં અમૂલ્ય રત્ન છે. આત્માને ઉન્નત કરનાર આ આધ્યાત્મિક સાહિત્યને બોલચાલની સરળ ભાષાના માધ્યમ દ્વારા જનતા સુધી પહોંચાડવાની આજ મોટી આવશ્યકતા છે. વિદ્વાન લેખકે ઈશોપનિષદના ઉપદેશોનું મંથન કરીને અત્યંત સરળ અને સુબોધ શૈલીમાં આ ભાષ્ય તૈયાર કર્યું છે. અભ્યાસી વાચકો તેમાં એક નવો પ્રકાશ પ્રાપ્ત કરશે અને અધ્યાત્મરસના પિપાસુ સામાન્ય વાચકોને પણ તેનાથી તૃપ્તિ થશે.

**અં૦ ના૦**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



**પ્રસૂન** ( કાવ્ય સંગ્રહ ): શ્રી. ઉશનસ; પ્ર૦ વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ, ૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ–૨; કિં. બે રૂપિયા; પૃ૦ ૧૪૪.

૧૯૪૦ થી '૫૫ સુધીનાં કાવ્યો પ્રસૂનમાં સંગ્રહાયાં છે. '૪૦નું એક કાવ્ય છે — 'વસંતનું સ્વાગત'; '૫૫નાં ત્રણ કાવ્યોમાં ફેબ્રુઆરીમાં બે અને એક એપ્રિલમાં રચાયાં છે, તેમાં વચલું કાવ્ય છે — 'આવ્યો વસંત'. આમ જોઈએ તો કવિએ વસંતનું સ્વાગત કર્યું ને વસંત આવ્યો એટલી જ વારમાં આખો સંગ્રહ રચાયો! દોઢ દાયકા જેવડી આ વાસંતી વેળાનું ઉત્ફુલ્લ કાવ્ય એટલે પ્રસૂન. આવી અનન્ય જે ક્ષણ (!) તેમાં કવિએ 'આકાશરૂપને' જોયું છે, સીમાના બંધનને છોડીને નિ:સીમત્વ પણ માણ્યું છે. જુઓ: 'તુંમાં મારું અસલરૂપ પામ્યાની હાવાં ઉજાણી' ( પૃ. ૫૮ ). અને એટલે જ સાધારણતયા તો નશ્વર એવી જે ક્ષણિકતા 'બની એ બેઠી છે નવવધૂસમી મંડિત થઈ' ( પૃ. ૮૧ ). દેવોના કરતાંય આપણું ધરાતલવાસીઓનું કેવું પરમ સૌભાગ્ય છે કે જ્યાં 'હાર્યો અનવધિ મહાકાલ ક્ષણથી' ( પૃ. ૮૨ ). આ 'ક્ષણિકતાનું કાવ્ય'માં કવિ કહે છે, — અને સ-ગૌરવ, સ-અર્થ કહે છે: 'પૃથાએ ઉદ્ધારી લીધી જ પ્રભુ, તારી ક્ષણિકતા.' ( પૃ. ૮૨ ). આવા સુસ્થ અને મુદિત કવિને વિશ્વના ભાવિની કશી વ્યાકુળતા નથી. જુઓ:

> વિશ્વના ભાવિની ચિંતા મને તો ઝાઝી થાય ના,
> ચીલા છો લંઘતાં ચક્રો, ધરીની બહાર જાય ના. ( પૃ. ૭૮ )

નિયતિમાં કવિને અવિચલ શ્રદ્ધા છે, ને એ શ્રદ્ધાએ પ્રેર્યો પ્રસૂનનો કવિ જિંદગી સાથે અભિસાર કર્યાં જાય છે. નિયતિ વિશે ગહન શ્રદ્ધા છતાં હથિયારો મૂકી દઈ રણભૂમિ છોડી ભાગી જવાની એનામાં વૃત્તિ નથી. પ્રારબ્ધની સામે લડતાં એની યુયુત્સા જાણે થાકતી જ નથી. કેમ કે પ્રારબ્ધ એ નિયતિ નથી. જુઓ:

> તેં તો ભૂલ કરી દૈવ, યુદ્ધે મારી પસંદગી
> કરી, હું જીતું કે હારું, કલાકૃતિ જ જિંદગી. ( પૃ. ૮૮ )

વિક્રમ કવિને પ્રિય છે, અને શ્રદ્ધાનું અખૂટ ઝરણ એના ચિત્તમાં વહ્યાં કરે છે, તેથી કવિમાં એક પ્રકારનો અભય સ્પષ્ટ વરતાય છે.

> . . . અભયે તે પુનર્ગ્રાહ્ય થાય,
> શ્રદ્ધાસેતુ ઉપર શ્રમથી દુસ્તરોયે તરાય. ('ત્રિવિક્રમ'.)

કાવ્યમાં કવિની નિ:સીમ આશા મૂર્ત થાય છે. 'કોકે કરવું પડશે'માં વળી એ આશા બીજી રીતે વ્યક્ત થાય છે:

> આ આવું ને આવું દુર્ભંગ
> રહેવા ના સર્જ્યું છે જગ. ( પૃ. ૮૪ )

જગતની મર્યાદાઓ, ક્ષુદ્રતાઓ ને ક્ષણિકતાઓ કવિને અકળાવી શકતાં નથી. એ બધાંની સામે ઝૂઝવાનું સામર્થ્ય અને તત્પર ઉત્સુકતા કવિમાં સક્રિય બની ઊઠે છે જાણે કે! કેમ જે પાર્થિવ પણ જેના વડે સોહામણું છે તે 'કો'ની યાત્રા કવિને કરવી છે ( ચરમ લક્ષ્ય ). 'અગ્નિવર'માં કવિએ જે અભીપ્સા ( તમિસ્રમયીને મને શરદપૂર્ણિમા શી કરો. ) વ્યક્ત કરી છે, તે 'મુદ્દાનું આલિંગન'માં પૂર્ણતાના સીમાડામાં પ્રવેશે છે. કવિએ પૃથ્વીને આકંઠ ચાહી છે, છતાં બધું લૂંટાવી દેવું એ પણ એને મન એક લહાણ છે. જુઓ —

> કાનજી જેવો લૂંટણહાર ત્યાં કૈં ન બચાવવું બાઈ!
> બચિયું એટલું એળે, અહીં તો લૂંટવ્યું એટલી લહાણ! બાઈ૦

સંત વિનોબાજીના નવા જ વિચારપ્રવાહને કવિએ કાવ્યમાં સાહજિક જ જાણે ગૂંથ્યો છે. પ્રચારની ગંધથી કાવ્યના સત્ત્વની સૌરભ બગડવા દીધી નથી. 'એક સંત', 'રામની વાડીએ', 'નૂતન યજ્ઞ' જેવાં આ વિષયનાં સુંદર કાવ્યો પણ પ્રસૂનનું એક ઊજળું દલ છે. '૧૫મી ઑગસ્ટ', 'બ્રહ્મર્ષિ ભારત', જેવાં કાવ્યોમાં કવિએ ભારત વિશેની ભક્તિ સુંદર રીતે વ્યક્ત કરી છે. 'અગ્નિવર', 'ચરમ લક્ષ્ય', 'શાંતિ', 'મુદ્દાનું આલિંગન' જેવી બાહ્યાભ્યંતર સુંદર કૃતિઓ કવિની જીવન વિશેની ઊંડી સહાનુભૂતિ દર્શાવે છે. 'છેલ્લી અર્ધી સદી'ની સૉનેટત્રયી કવિની એક અનન્ય કૃતિ છે. એમાં વિશ્વની કરાળકોમળ બાજુઓનું સુસ્થ દર્શન કવિ આપે છે.

શરદ, વસંત, શિશિર, ગ્રીષ્મ, અષાઢ, ચૈત્ર એ બધી જ ઋતુઓની નિબિડ અનુભૂતિ કવિ યથેષ્ટ વર્ણવી શક્યા છે. કવિની પાસે જિંદગીનું એક વિશિષ્ટ દર્શન છે, અને એ દર્શનને સમજવા અનુભવવાને સ્પંદન – કે ગ્રહણપટુ હૃદય પણ કવિને છે. કવિની પાસે કલ્પનાનો વિપુલ વૈભવ છે ને એને વ્યક્ત કરવાની મૌલિક રીતિ પણ છે. ઊર્મિ અને કલ્પનાની પાર્શ્વભૂમાં સોહી ઊઠતું ચિંતન એ પ્રસૂનની સૌમ્ય સૌરભ છે. પ્રસૂનમાં, કિસલયની જેમ, અમ્લાનતા છે, વિકાસની સુમધુર આશા છે ને સુન્દરના આવિર્ભાવની પૂર્ણ શક્યતાઓ પણ છે. તેથી કવિની આ 'આરંભશ્રી' નવી પેઢીના કવિઓમાં એમનું સ્થાન વિશિષ્ટપણે પ્રસ્થાપિત કરે છે.

**— મો૦ શં૦ પ૦**

**અકાર્બનિક રસાયણશાસ્ત્ર**: લે૦ મપારા – દેસાઈ – કાજી; પ્રકા૦ ધી પૉપ્યુલર પબ્લિશિંગ હાઉસ, સુરત; કિં. સાડાઆઠ રૂપિયા; પૃ૦ ૨૦૪+૧૬.

ગુજરાતી ભાષામાં કૉલેજના અભ્યાસક્રમ અનુસાર વિજ્ઞાનનાં પુસ્તકો લખાય, એ ખૂબ આવકારપાત્ર છે. ઉચ્ચ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



શિક્ષણ ગુજરાતી દ્વારા આપવું હોય તો આવાં પુસ્તકો વધુ લખાવાં જોઈએ.

પુસ્તકમાં કેટલીક પરિભાષાની ક્ષતિઓ દેખાય છે. જોકે વિજ્ઞાનનું પુસ્તક પ્રથમ જ વાર ગુજરાતીમાં લખાય ત્યારે આવું બને, એ સમજાય તેવું છે.

પુસ્તક ત્રણ વિભાગમાં વહેંચાયેલું છે. પ્રથમ વિભાગમાં ભૌતિક રસાયણશાસ્ત્ર, બીજા વિભાગમાં અધાતુતત્ત્વો અને ત્રીજામાં ધાતુતત્ત્વોની ચર્ચા કરવામાં આવેલી છે.

પછીની આવૃત્તિ વેળા ઉપયોગમાં આવે એવી કેટલીક સૂચનાઓ કરવાનું ઉચિત લાગે છે. જેમ કે પા. ૧૯૭ના લખાણમાં બધે જ 'બેઈઝ' શબ્દનો ઉપયોગ થયો છે, છતાં 'આમ્લઘ્નો' એવું મથાળું આપવામાં આવ્યું છે. એવી જ રીતે આયન શબ્દનો છૂટથી ઉપયોગ કરેલ હોવા છતાં તેને કોઈક કોઈક ઠેકાણે 'ખંડક' નામ આપેલું છે.

'બેઈઝ' અને 'આયન' જેવા શબ્દો છે તેમના તેમ લેવાય. પરંતુ 'Base' માટે એક ઠેકાણે આમ્લઘ્ન અને તેમાંથી નીકળતા 'basicity' જેવા શબ્દો માટે 'ભસ્મક' કે 'ભાસ્મિકતા' જેવા શબ્દોથી એકસૂત્રતા જળવાતી નથી. કોઈક ઠેકાણે 'હળદરમય કાગળ' તો કોઈક ઠેકાણે 'હળદર-પત્ર' વપરાયેલ છે.

પા. ૬ ઉપર '. . . કેટલાક રાસાયણિક વિકારો દરમ્યાન તે પદાર્થોનો નાશ થાય છે' એવું લખાણ છે. પરંતુ નાશ નહીં, પણ રૂપાંતર થાય છે એમ કહેવું જોઈએ.

પા. ૧૬૫ ઉપર સમીકરણમાં 2Nacl ની નીચે સિલિસિક ઍસિડ લખવામાં આવ્યું છે. ખરું જોતાં તે $H_2SiO_3$ની નીચે જોઈએ.

પા. ૨૩૮ ઉપર 'દરેક તત્ત્વમાં રહેલાં પ્રોટોનો અથવા ઇલેક્ટ્રોનોની સંખ્યા તે તત્ત્વનો પરમાણુક નંબર (Atomic number) કહેવાય છે' એવું લખાણ છે. પરંતુ, 'ચાંદી'નો જ દાખલો લઈએ. તેના પરમાણુના 'બીજક' (nucleus)માં ૨૮ સૂર્યવીજાણુ (પ્રોટોન) અને ૧૪ ઋણવીજાણુ (electron) રહેલા છે. આ બીજક ફરતાં બીજા ૧૪ ગ્રહવીજાણુઓ (planetory electrons) ફરતાં રહે છે. લેખકના લખાણ મુજબ ચાંદીનો પરમાણુ અંક કે પરમાંક (Atomic number) ૨૮ થવો જોઈએ પરંતુ તે તો ૧૪ છે; આમ પરમાંક (Atomic number) પરમાણુમાં રહેલા તમામ પ્રોટોન કે ઇલેક્ટ્રોન જેટલો થતો નથી પરંતુ તે બીજક (nucleus)માં રહેલા સૂર્યવીજાણુ અને ઋણવીજાણુની બાદબાકી જેટલો થાય અગર તો ગ્રહવીજાણુ (planetory electr. ns)ની સંખ્યા જેટલો થાય.

પા. ૨૩૭ ઉપર પદાર્થોની આંતરરચના અંગેની સમજૂતીમાં કાંઈક ખૂટતું રહી જાય છે. તેમાં ધનવીજાણુ (positron)નો તો ઉલ્લેખ જ નથી. ઋણવીજાણુ (electron)થી વિરુદ્ધ વીજકારા કે વીજભારવાળા તેના જેવા જ વીજાણુ સૂર્યવીજાણુ (proton) બતાવવામાં આવેલ છે તે બંધબેસતું નથી. ઋણવીજાણુના જેવો જ તેથી વિરુદ્ધ વીજભારવાળો વીજાણુ તે ધનવીજાણુ (positron) ગણાય. સૂર્યવીજાણુ (proton) = ધનવીજાણુ (positron) + સમવીજાણુ (neutron) થાય.

પા. ૧૧૩માં કહ્યું છે કે, (૩) તે (એમોનિયા) પાણીમાં ઓગળી એમોનિયમ હાઇડ્રોક્સાઈડ બનાવે છે. . . .

પણ એ ક્રિયા ઓગળવાની નથી પણ રાસાયણિક સંયોજનની ક્રિયા છે.

પરિભાષામાં એકસૂત્રતા અને વૈજ્ઞાનિક ચોકસાઈ તરફ હવે પછીની આવૃત્તિમાં વિશેષ ધ્યાન અપાશે એવી આશા રાખીએ.

વિદ્યાર્થીઓને વર્ગમાં કરીને બતાવવાના પ્રયોગો (Demonstration experiments) છૂટથી આપ્યા હોત, તો પુસ્તક વિશેષ ઉપયોગી થઈ પડત.

અં૦ ગાં૦

**પ્રાયોગિક રસાયણ** લે૦ કાજી – દેસાઈ; પ્રકા૦ ધી પોપ્યુલર પબ્લિશિંગ હાઉસ, સુરત, કિં. અઢી રૂપિયા; પૃ૦ ૯૮+76.

પ્રાયોગિક રસાયણનું આ પુસ્તક મહાવિદ્યાલયના વિજ્ઞાનના પ્રથમ બે વર્ષના વિદ્યાર્થીઓ માટે લખાયેલું છે. પુસ્તક સરળ છે અને વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડશે.

પા. ૨૪ ઉપર KOHનો તુલ્યભારાંક = ૩૯ + ૧૬ + ૧ = ૫૬ ગ્રામ થાય એવું લખાણ છે. અંકનો સરવાળો ૫૩ થાય છે.

એકની એક જ બાબત માટે કોઈક ઠેકાણે મૂલક અને કોઈક ઠેકાણે 'આયન' શબ્દ વપરાયા છે તે ઇષ્ટ નથી. પરિભાષાની બાબતમાં એકસૂત્રતા સચવાવી જોઈએ.

અં૦ ગાં૦

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



## जैसेको तैसा

सुबहका समय। बियाबान वन। शेरने एक डकार ली। बहुत दिनों बाद भोजन जो मिला था पेट भर। एक अँगड़ाई लेकर वह उठा और घमण्डसे झूमता हुआ सड़क पर घूमने लगा।

एक बलिष्ठ राहगीर उसी सड़कसे होकर जा रहा था। शेरने उसे देखा। देखते ही और भी सीना तान लिया। ज़ोर-ज़ोरसे गरजने लगा। उसकी यह अकड़ देख कर राहगीरका ख़ून खौलने लगा। वह शेरसे जा भिड़ा। शेरने भी कमर कस ली और मुक़ाबले पर आ डटा।

दिन बीता, शाम भी ढल गई, पर लड़ाई न रुकी। पसीनेसे दोनों तर हो गए। लेकिन न किसीकी हार हुई, न जीत। अन्तमें राहगीरने शेरको पटक ही दिया। शेर अचेत होकर चारों खाने चित्त लेट गया। राहगीरने उसे ख़ूब पीटा, घसीटा। बादमें एक बूढ़े बाँसके पेड़से कस कर बाँधा और चलता बना।

शेरका अब बुरा हाल था। अब रोज़ ही एकादशी होने लगी। न भोजन मिला, न जल। बोलनेकी भी शक्ति उसमें न रही। दिन भर पड़ा-पड़ा ऊँघता ही रहता।

बहुत दिन इसी तरह बीते। एक दिन एक ब्राह्मण उसी राहसे होकर जा रहा था। शेरने उसे देखा। देखते ही हाथ जोड़े और गिड़गिड़ा कर बोला, "ब्राह्मण देवता, तुम दयालु हो। मुझ पर भी कृपा करो। भूखसे मैं मर रहा हूँ। मेरे प्राण बचाओ।"

ब्राह्मण जल्दीमें था। लेकिन शेरकी दयनीय दशा देख उससे न रहा गया। वह शेरके पास गया और बोला, "भाई, तुम्हें खोल तो मैं सकता हूँ। पर तुम हो भूखे। मुझे ही खा गए तो?"

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



"यह कैसे होगा," शेरने कहा, "तुम मुझे बचाओ और मैं तुम्हें ही खाऊँ? राम! राम! ऐसा महापाप मर कर भी मुझसे न होगा।"

ब्राह्मणने शेरको खोल दिया। शेरने अँगड़ाई ली, फिर दहाड़ते हुए कहा, "ब्राह्मण, सावधान।"

ब्राह्मण पर मानो वज्र गिर गया हो। "हैं! यह क्या?" —वह चिल्लाया।

"हाँ! हाँ! यही" शेर कहने लगा, "भूखसे मेरी आँतें बाहर निकल रही हैं। मैं मर रहा हूँ। फिर हाथमें आया शिकार यूँ ही निकल जाने दूँ? वाह, अच्छी रही।"

भयसे ब्राह्मण थर-थर काँपने लगा और हाथ जोड़ कर बोला, "मैं पूजाकी जल्दीमें था, पर तुम्हारी दशा पर दया आ गई। मैंने तुम्हें खोला। तुम्हारे प्राण बचाए और अब तुम मेरे ही प्राणों पर तुले हो। भलाईका अच्छा बदला चुका रहे हो।"

"भलाई! हुँ, क्या है भलाई, ब्राह्मण?" शेरने हँस कर कहा, "तू पागल है ब्राह्मण। जानता नहीं, भलाई इस दुनियामें नहीं, उस दुनियामें होती है।"

"नहीं! नहीं! ग़लत कहते हो तुम। भलाई पर तो संसार टिका है, फिर कहते हो भलाई क्या है?" ब्राह्मणने कहा।

शेर खिलखिला कर हँस पड़ा। बोला, "अरे मूर्ख, पंडित बना फिरता है, जानता इतना भी नहीं। चल पूछ किसीसे। कोई कह देगा कि इस संसारमें भलाई भी कुछ है तो तुझे छोड़ दूंगा, नहीं तो...!"

यही अन्तमें निश्चय हुआ। दोनों किसीसे पूछने चल पड़े। वे कुछ दूर चले ही थे कि एक गाय गड्ढेमें गिरी मिल गई। ब्राह्मणने उसे उठाया और सड़क पर बिठा दिया। फिर कातर दृष्टिसे उसकी ओर देख कर कहा, "तुमसे एक प्रश्न पूछने आए हैं, गऊ माता। बताओ इस संसारमें भलाई भी कुछ है या नहीं?"

बूढ़ी गायने मुस्कराते हुए कहा, "ब्राह्मण! यह क्या कह रहे हो, कहाँ यह स्वार्थी संसार, और कहाँ भलाई?"

ब्राह्मण आँखें फाड़-फाड़ कर उसकी ओर देखता रहा और वह कहती गई, "मेरी ही कहानी सुनो। एक समय था जब मैं ख़ूब दूध देती थी। मेरा मालिक दिन-रात सेवामें जुटा रहता था। खानेको हरी-हरी घास आती थी। पीनेको मुँहके पास पानी। फिर धीरे-धीरे मैंने दूध कम देना शुरू किया। मैं बूढ़ी हो चली। तब मालिकने भी पीठ फेर ली। जिस घरमें जाने पर कभी-कभी हरी-हरी घास मिलती थी, उसी घरमें अब मोटे डण्डेकी मार खानी पड़ती है। तू ही देख रहा है अब। यह है मेरी दशा। कलसे इस गड्ढेमें गिरी पड़ी हूँ। मेरा मालिक राह भी देखने न आया कि मैं जीवित हूँ या मर गई।"

ब्राह्मणके होश-हवास उड़ रहे थे। हकलाते हुए बोला, "लेकिन माँ...।"

"लेकिन-वेकिन कुछ नहीं ब्राह्मण" गायने कहा, "संसार स्वार्थी है। तूने ही मुझे गड्ढेसे निकाला, इसमें तेरा भी स्वार्थ था। अगर स्वार्थ न होता तो तू भी मुँह बायाँ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



कर किनारा करता, भले ही तू ब्राह्मण है। फिर परोपकार रहा कहाँ ? सब ढकोसला है। ढोंग है। कुछ भी नहीं ब्राह्मण, धोखेका जाल है।"

अब शेरने जीभ लपलपाते हुए कहा, "अब बता।"

ब्राह्मण बोला, "भाई, किसी एकसे और भी पूछ लें, फिर जैसा कहोगे वैसा होगा।"

शेर इस पर राज़ी हो गया। वे दोनों फिर बढ़े। कुछ ही दूर पर एक नदी दिखाई दी। ब्राह्मण उसके किनारे पर गया और माथा नवाते हुए बोला, "गंगा मय्या, तू महान् है। पुण्यात्मा है। सच बता संसारमें भलाई भी कुछ है?"

गंगाने कहा, "ब्राह्मण! भलाईके चक्करमें न पड़। यह तो मनुष्यका नहीं, देवताओंका काम है। मनुष्य तो मतलबी होता है, फिर उसमें भलाई कहाँ?"

ब्राह्मणको जैसे काठ मार गया हो। एक भी शब्द उसके मुँहसे न फूटा। गंगाने फिर कहा, "देख ब्राह्मण यह है भलाई — मैं सबका उद्धार करती हूँ। सबको तारती हूँ। पवित्र करती हूँ। बदलेमें मतलबी मनुष्य क्या कर रहे हैं देख। मेरे ही किनारे पर नहा कर, मुझ पर ही शरीरका मैल धोकर, मुझसे ही कह रहे हैं — हमारे पाप हरो, उद्धार करो, गंगे! ऐसी है यह अन्धी दुनिया। ब्राह्मण देख रहा है न?"

इतनेमें शेर गुर्राया, "अब?"

ब्राह्मण पसीनेसे भीग गया। दिनमें ही तारे दिखाई दे रहे थे। कुछ भी उसे न सूझ रहा था। बड़ी कठिनाईसे बोला, "तुम वनके राजा हो। महान् धैर्यवान हो। दो बार तुमने अवसर दिया, अब एक बार और भी दो। बस, इसके बाद बिना पूछे जो चाहे करो। मैं कुछ भी न बोलूँगा।"

"अब भी नहीं समझे मूर्ख पंडित! चलो एक बार और भी पूछ लो। लेकिन, याद रखो, फिर कुछ न कहने पाओगे।"

इतनेमें पास ही झाड़ीसे एक सियार आता दिखाई दिया। ब्राह्मणने उसे बुलाया और वही प्रश्न पूछा।

ब्राह्मणकी परेशानीको सियार समझ गया। फिर बोला, "भाई, बतलाऊँगा तो अवश्य, पर इस शेरके सामने नहीं। इससे मैं बहुत ही अधिक घबराता हूँ। न जाने कब क्या कर बैठे। इसे दूर रखो, फिर बताऊँगा।"

शेर इस बात पर राज़ी न हुआ। फिर बात बने कैसे। कुछ सोच कर सियार बोला, "एक बात है। शेरके सामने भी बात कही जा सकती है, पर जब कि यह बँधा हो, क्योंकि इसमें मुझे मरनेका भय न रहेगा।"

दोनों यह बात मान गए। ब्राह्मणने एक पेड़से शेरको बाँध दिया। फिर सियारकी ओर देखते हुए शेरने कहा, "क्या कहते हो तुम! अब तो बताओ।"

मुस्कराते हुए सियारने कहा, "बता तो दिया। संसारमें भलाई कुछ भी नहीं है। बस।" सियार ठहाका मार कर चलता बना। ब्राह्मणने भी सन्तोषकी साँस ली और चल पड़ा। पर बेचारा शेर बँधेका बँधा रह गया।

(एक कुमाऊँनी लोक-कथा) **हिमांशु जोशी**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

| પુસ્તક | કિંમત | પુસ્તક | કિંમત |
|---|---|---|---|
| અચલાયતન | ૧-૦-૦ | બાપુની સેવામાં | ૨-૦-૦ |
| અપંગની પ્રતિભા | ૧-૮-૦ | બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| અમારાં બા | ૧-૮-૦ | બાપુ — મારી મા | ૦-૮-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ | બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧-૦-૦ | બોધક ટીકડીઓ | ૦-૧૪-૦ |
| આત્મકથા | ૨-૦-૦ | બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૧૦-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ | ભાઈ અને વેરી | ૦-૮-૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી ૧-૨-૩ દરેકની | ૧-૮-૦ | મઝધાર | ૨-૮-૦ |
| આપણા દેશમાં આપણું રાજ્ય | ૦-૭-૦ | મધપૂડો | ૧-૪-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૭-૦ | મલેરિયા | ૦-૭-૦ |
| આહાર અને પોષણ - ૧, ૨ | ૧-૬-૦ | મહાદેવભાઈની ડાયરી - ૧-૫ | ૨૫-૦-૦ |
| આંધળાનું ગાડું | ૦-૪-૦ | માનવી ખંડિયેરો | ૨-૮-૦ |
| ઇદુને પત્રો | ૧-૦-૦ | મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬-૦-૦ |
| ઊધઈનું જીવન | ૧-૦-૦ | મીઠું | ૦-૧૨-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૧૨-૦ | સંક્ષિપ્ત જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૧-૮-૦ |
| કન્યાને પત્રો | ૧-૦-૦ | મારી જીવનકથા — રાજેન્દ્રપ્રસાદ | ૮-૦-૦ |
| કરંડિયો | ૧-૪-૦ | મારું ગામડું | ૧-૪-૦ |
| કાવ્યપરિચય ભા. ૧, ૨ દરેકની | ૧-૮-૦ | મોટાં માણસોનાં મન | ૦-૯-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૧-૦-૦ | પ્રાચીન શીલકથાઓ | ૦-૮-૦ |
| કેળવણીવિકાસ | ૧-૪-૦ | યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| કૌશિકાખ્યાન | ૦-૩-૦ | રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧-૪-૦ | રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૫-૦ |
| ખિસ્સાકોશ | ૧-૦-૦ | રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ | રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | ૦-૬-૦ |
| ગાંધીજી | ૦-૧૦-૦ | વિદાય વેળાએ | ૧-૦-૦ |
| ગાંધીજીના પાવન પ્રસંગો | ૦-૬-૦ | વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ | ૦-૬-૦ |
| ગાંધીજીની સાધના | ૨-૪-૦ | વિરાજવહુ | ૧-૪-૦ |
| ગીતાધ્વનિ | ૦-૮-૦ | વિશ્વશાંતિ | ૦-૪-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ | વેર અને બદલો | ૦-૭-૦ |
| ઘરમાખી | ૦-૭-૦ | वैज्ञानिक शब्दसंग्रह | ૩-૦-૦ |
| જમનાલાલજી | ૦-૬-૦ | શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| જાણવા જેવી વાતો | ૦-૬-૦ | શીલ અને સદાચાર | ૦-૬-૦ |
| જીવતા તહેવારો | ૨-૦-૦ | શ્રાદ્ધના તેર દિવસ | ૦-૬-૦ |
| જીવન દ્વારા શિક્ષણ | ૧-૮-૦ | શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| જીવનની સુવાસ | ૦-૬-૦ | संकलिता भगवद्गीता | ૧-૪-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ | સંક્ષિપ્ત કરણઘેલો | ૧-૦-૦ |
| ટાઈફોઈડ | ૦-૯-૦ | સંત ફ્રાન્સિસ | ૦-૬-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ | સુદામાચરિત | ૦-૧૪-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૩-૦-૦ | સુદામાના કેદારા | ૦-૧-૬ |
| પચાસ પ્રેરક પ્રસંગો | ૦-૧૦-૦ | સીતાહરણ | ૧-૦-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો | ૦-૧૦-૦ | સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |
| પ્રાકૃતિક ભૂગોળ | ૦-૧૨-૦ | સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૧-૦-૦ | સ્વરાજ એટલે શું | ૦-૭-૦ |
| પ્રેમપન્થ - ૧, ૨, ૩, ૪; ૬ દરેકની | ૦-૪-૦ | હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| બહેનોને | ૦-૬-૦ | હિંદની અંગ્રેજ વેપારશાહી | ૪-૦-૦ |

નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ-૧૪

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

રજિ. નં. બી. ૪૩૪૩

# આપણી માતાઓનું ગૌરવ

સમાજના કલ્યાણનો આધાર ચારિત્ર્યની શુદ્ધિ ઉપર રહેલો છે. આ બાબતમાં આપણા સ્ત્રીવર્ગ પર ખાસ જવાબદારી રહેલી છે. પુરુષો તો સુધરે એમ લાગતું નથી. જો એક આશા હોય તો એ આપણા સ્ત્રીવર્ગની છે.

ખર્ચનું ઊંચું ધોરણ અને બહારના ખાલી ભભકાને લીધે પૈસો એ આપણા જીવનનું એકમાત્ર ધ્યેય બની ગયો છે; એનું જ આપણા પર વર્ચસ્વ જામી ગયું છે. આની અસર આપણા સ્ત્રીવર્ગ ઉપર પણ થઈ છે; અને એ વસ્તુ જ ખરેખર અકળાવે એવી છે. આપણા સમાજના એકેએક ક્ષેત્રમાં બગાડ બહુ સહેલાઈથી દાખલ થઈ ગયો છે.

જ્યારે રાજવી વિશ્વામિત્રે વનવાસી વસિષ્ઠ પાસે તેની કામધેનુ ગાય શબલાની માગણી કરી અને એના બદલામાં જોઈએ એટલું ધન, ઝવેરાત અને બીજી બધી વસ્તુઓ આપવાની ઇચ્છા બતાવી, ત્યારે ઋષિએ કહ્યું હતું:

'एतद् एव हि मे रत्नम् ।
एतद् एव हि मे धनम् ।
एतद् एव हि सर्वस्वम् ।
एतद् एव हि जीवितम् ।
न दास्ये कामदोहिनीम् ।।' (રામાયણ ૧–૬૩)

સ્ત્રીઓએ પોતાની સૌથી વધારે કીમતી મૂળભૂત વસ્તુને જતી કરવી ન જોઈએ. એ રીતે જ આપણા દેશની માતાઓ શક્તિશાળી, તેજસ્વી અને સાધુચરિત બની શકશે. ભવિષ્યની પેઢીનો બધો આધાર આપણી માતાઓની શક્તિ અને સાધુતા ઉપર જ છે. સામાજિક કલ્યાણનો જો વિચાર કરીએ તો ઘર એ સાચી પાયાની કેળવણીની શાળા, વિનયમંદિર (હાઈસ્કૂલ) તેમ જ મહાવિદ્યાલય છે; અને માતા એ જ આચાર્ય તેમ જ વાઈસ-ચાન્સેલર છે.

રાજાજી

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri


# શિક્ષણ અને સાહિત્ય

ડિસેમ્બર, ૧૯૫૬

વર્ષ ૧૫ અંક ૧૨


## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પહેલી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલ ખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકોને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ; (લાખાજીરાજ રોડ); દિલ્હી (યુ. એસ. કૉમ્યુનિકેશન થિયેટર બિલ્ડિંગ, કૉનોટ સર્કસ, નવી દિલ્હી); ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**શિક્ષણ અને સાહિત્ય**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**


## અમારાં નવાં પ્રકાશનો

**સત્યના પ્રયોગો અથવા આત્મકથા:** [સસ્તી આવૃત્તિ] ગાંધીજી, કિં. રૂ. ૧-૮-૦; ટપાલરવાનગી ૦-૧૦-૦.

**જીવનલીલા:** કાકાસાહેબ કાલેલકર, કિં. રૂ. ૨-૦-૦; ટપાલરવાનગી ૦-૧૦-૦.

**હિંદી-ગુજરાતી કોશ:** [સુધારેલી-વધારેલી ત્રીજી આવૃત્તિ] સંપા૦ મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, કિં. રૂ. ૬-૦-૦; ટપાલરવાનગી ૧-૯-૦.

**ટૉલ્સ્ટૉય અને શિક્ષણ:** (અર્નેસ્ટ ક્રૉસબી) અનુ૦ પાંડુરંગ વિઠ્ઠલ વળામે, કિં. રૂ. ૦-૧૦-૦; ટપાલરવાનગી ૦-૪-૦.

**'આવું કેમ સૂઝયું?':** ટૉલ્સ્ટૉય, અનુ૦ વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, કિં. રૂ. ૦-૧૨-૦; ટપાલરવાનગી ૦-૪-૦.

નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪


CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri


# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૫-અંક ૧૨] અમદાવાદ [ડિસેમ્બર, ૧૯૫૬


# પ્રાદેશિક રાજ્ય, ભાષા અને વિસ્તાર

૧

શરૂમાં મથાળાનો અર્થ સ્પષ્ટ કરવાની જરૂર છે. તેમાં વાપરેલો 'રાજ્ય' શબ્દ અંગ્રેજી 'સ્ટેટ'ને માટે છે. હિંદના બંધારણમાં 'સ્ટેટ' શબ્દ બે અર્થમાં વપરાયેલો જોવા મળે છે — ૧. 'ભારત' કે 'હિંદ' એક પ્રજા કે રાષ્ટ્રનું રાજ્ય છે, તે સામાન્ય એક અર્થ; તે ઉપરાંત ૨. ભારતમાં 'પ્રદેશરાજ્ય' માટે પણ 'સ્ટેટ' શબ્દ વાપર્યો છે અને કહ્યું છે કે, ભારત આવાં 'સ્ટેટો'નું 'યુનિયન' રાજ્ય થશે.

આવાં પ્રદેશ-રાજ્યોનું બનેલું ભારત-યુનિયન સાચા અર્થમાં 'સ્ટેટ' છે. તે રાજ્ય ઇંગ્લૅન્ડ, અમેરિકા ઇ૦ પેઠે સાર્વભૌમ સર્વસત્તાધીશ છે. તેનાં ઘટક રાજ્યો પણ ભાષામાં 'સ્ટેટ' કહેવાય છે, પરંતુ તે આ અર્થમાં સાર્વભૌમ 'રાજ્ય' નથી. ખરું જોતાં તે રાજ્યો ભારત દેશના સૂબા કે પ્રાંતો છે. પરંતુ તેમને બંધારણ-નિયુક્ત અમુક બાબતોમાં સ્થાનિક સ્વરાજ્યની સત્તાઓ હોઈ ને તે કેવળ વહીવટી સૂબાથી જુદા અને વિશેષ છે. માટે તે સૂચવવા તેમને માટે 'સ્ટેટ' શબ્દ વાપર્યો છે. પણ તે જેમ એક બાજુએ કેવળ વહીવટી સૂબા નથી, તેમ જ બીજી બાજુએ તે સ્વાયત્ત કે સાર્વભૌમ અર્થનાં રાજ્યો પણ નથી.

૨

બીજો એક વિચાર પણ અહીંયાં સ્પષ્ટ કરવાની જરૂર છે. ભારત રાજ્ય એક સંઘરાજ્ય છે — 'યુનિયન' છે. છતાં રાજ્યશાસ્ત્રની પરિભાષામાં કહેવાતું 'ફેડરેશન' કે સમાન સ્વાયત્ત દરજ્જાનાં અને મૂળે સાર્વભૌમ એવાં રાજ્યોનું સ્વેચ્છાએ રચાયેલું સમૂહરાજ્ય કે સમવાયતંત્ર નથી. દા. ત., અમેરિકાનાં રાજ્યો મૂળે સ્વતંત્ર જુદાં જુદાં હસ્તીમાં આવ્યાં હતાં; પોતાના ઇતિહાસના પ્રવાહને જોરે તેમણે મળીને પોતાનું સમવાયી એકરાજ્ય સ્થાપ્યું. એટલે એનાં ઘટક રાજ્યો કેવળ સ્થાનિક સત્તા ધરાવતી સ્થાનિક સ્વરાજ સંસ્થાઓ કે પ્રાંત માત્ર નથી, પણ પોતે પોતાના વિસ્તારમાં સર્વસત્તા ધરાવે છે, — સિવાય કે, જેટલી સત્તાઓ પોતે મળીને મધ્યસ્થ સમવાયતંત્રને સોંપી હોય.

આ દૃષ્ટિએ જોતાં, હિંદનું બંધારણ તેનાં ઘટક રાજ્યો પરત્વે આ જાતનું નથી. આ ઘટક રાજ્યો સ્વતંત્ર હસ્તી ધરાવતાં નથી. તે કયાં, કેવડાં, કયા નામનાં હોય, તે વિષે નિર્ણય કરવાનું કામ અને કુલ હક દેશની પાર્લમેન્ટના હાથમાં છે. તે આ કામ કાયદાથી કરી શકે છે. તેને બંધારણીય ફેરફાર પણ માન્યો નથી. આમ અમેરિકા તેનાં રાજ્યો વિષે ન કરી શકે. પણ હિંદની પાર્લમેન્ટ કોઈ રાજ્ય નાનું મોટું કે નાબૂદ પણ કરી શકે છે. મતલબ કે, હિંદના ગણરાજ્યનાં ઘટક રાજ્યોને પોતાની કોઈ નક્કી સરહદો કે સાર્વભૌમ સત્તા નથી. એટલે આ રાજ્યોની જુદી કોઈ ભૂગોળ કે ઇતિહાસ કે સાર્વભૌમ અસ્મિતા છે એમ ન કહી શકાય. એમની કેવી રચના કરવી એ, હિંદના ગણરાજ્યનો સારો વહીવટ કરવાની દૃષ્ટિએ તથા તેના સર્વસમાન વિકાસ અને કલ્યાણને અર્થે વિચારવાનો જ એક વિશેષ પ્રશ્ન બને છે.

૩

આમ છતાં, આપણે જાણીએ છીએ કે, કેટલાય વખતથી, આ પ્રશ્ન પરત્વે કેટલીક ગેરસત્તાવાર

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



બાબતોએ આપણાં વિચારો અને કાર્યોને ગૂંચવ્યાં છે. એટલે સુધી કે તેથી હિંદમાં ઠીક ઠીક અશાંતિ થઈ. હજી તેની અસર હયાત છે, અને મોટો ચૂંટણી-પ્રશ્ન બનવાની ધમકી આપે છે. તેનું મૂળ કારણ એ છે કે, ઘટક રાજ્ય પણ એક રાષ્ટ્ર કે સાર્વભૌમ સમવાયી ઘટક છે, એવો વિચારદોષ થયા કરે છે. એમ મનાય છે કે, અમુક ભાષાના વિસ્તારનું એક અલગ રાજ્ય બને છે, કે જેવાં રાજ્યોનો સમવાય હિંદનું યુનિયન છે. આ અર્થ બંધારણથી ભ્રાંત છે; અને તેથી જ કરીને હિંદના રાષ્ટ્રીય ઐક્યને માટે તે જોખમકારક છે, એમ કહેવાય છે.

છતાં એમ નથી કે, બંધારણ મુજબ વિચાર કરીને રાજ્યરચના કરીએ તો તેમાં તેની રીતે રાજ્યની ભાષા અને તેના વિસ્તારનો વિચાર ન કરી શકાય. એટલે હિંદના બંધારણ મુજબ રાજ્યો રચવામાં ભાષાનો અને તેમના વિસ્તારનો વિચાર કેટલો અને કઈ રીતનો કરવો જોઈએ? — આ સવાલ હિંદના અત્યારના રાજકારણનો સવાલ બની ચૂક્યો છે, — ખાસ કરીને મુંબઈ રાજ્યમાં. આ લેખમાં એ મર્યાદામાં વિચાર કરવા મથાળામાં રાજ્ય જોડે એ શબ્દો મૂકયા છે. એટલે વિચારવા જેવું એ છે કે, રાજ્યોની નવી રચના કરવામાં તેની ભાષા અને તેનો વિસ્તાર કેટલે દરજ્જે લેખામાં લેવાં ઘટે? પ્રથમ ભાષા લઈએ.

### ૪

હિંદના બંધારણે દેશની અમુક ભાષાઓની યાદી આપી છે અને જણાવ્યું છે કે, પ્રદેશરાજ્યો પોતાના વિસ્તારમાં ચાલતી એક યા વધુ ભાષાઓને પોતાની વહીવટી ભાષા તરીકે નક્કી કરી શકશે. એટલે સવાલ એ જાગે છે કે,

૧ અમુક ભાષાવાર પ્રદેશો જોઈ કાઢી તેમનું રાજ્ય રચવું? જો એમ કરો તો,

૨. અમુક ભાષાનો પ્રદેશ કેવડો હોય તો અલગ રાજ્ય કરવું? મતલબ કે, ઘટક રાજ્યનો વિસ્તાર કેવડો રાખવો?

હિંદની રાજકીય વિચારણા પહેલા સવાલ પરત્વે કેળવાઈ હતી કે, જે રાજ્ય રચો તેની પ્રદેશભાષા એક હોય તો લોકશાહી રાજ્યવહીવટ તથા શિક્ષણમાં સરળતા થશે. હમણાં જે નવી રાજ્યરચના થઈ, તેમાં ભાષાવાર વિસ્તાર ગોઠવવાનો મુદ્દો મુખ્ય રહ્યો હતો.

મુંબઈ રાજ્યમાં પણ ભાષાવાર વિચારે કરીને બે ભાષા-વિસ્તારો તો રચાયા; પણ સર્વસંમતિથી તેમને અલગ કરી ન શકાયા. આથી કરીને આ રાજ્યનો વિસ્તાર ખૂબ મોટો થયો. પણ તેમ જ ઉત્તર પ્રદેશ, મધ્ય પ્રદેશમાં પણ વિસ્તાર કાંઈ નાનો નથી, જોકે તે વિસ્તારોની ભાષા એક હિંદી જ છે.

### ૫

રાજ્યોની પુનર્રચનામાં વિસ્તારનો પ્રશ્ન શ્રી પાણીકરે તેના કમિશનના રિપોર્ટમાં ખાસ નોંધ લખીને ઉઠાવ્યો હતો. પણ તે વિષે કમિશને પોતે ધ્યાન ન દીધું. એટલે એ બીજો વિચાર છણવાનું કામ હજી બાકી જ છે એમ ગણાય. આ પ્રશ્ન કેટલાંક અતિ મોટાં રાજ્યો માટે ખરેખર તો ઊભો છે. મુંબઈના જોડિયા રાજ્યમાં એ ચર્ચામાં પણ આવેલો. અને અત્યારે 'મહાગુજરાત'-વાદી મંડળો એને હવે ઉપર કરવા લાગ્યાં છે.

બીજી બાજુએ એક એવો વિચાર હવે બોલાવા લાગ્યો છે કે, પ્રદેશરાજ્યો મોટાં હોય તો સારું, જેથી વિકાસયોજનાઓના અમલમાં ફાવટ વધે. મોટાં એટલે કેવડાં? — એનો ચોક્સ જવાબ અત્યારે ભાગ્યે આપી શકાય. અને હિંદ આખાનો વિકાસ કરવાની યોજના છે, પછી તેનાં ઘટક રાજ્યોને તેની જ દૃષ્ટિએ મોટાં કરવાનું કહેવામાં ક્યાંક વિચારદોષ લાગે છે. કદાચ, આજના સંજોગોમાં કેટલાંક પ્રદેશરાજ્યોનો વિસ્તાર, બીજાં અનિવાર્ય કારણોથી, મોટો કરવો પડે છે, તેના બચાવની દલીલ રૂપે આ યુક્તિ મનમાંથી નીકળતી હોય. કોણ જાણે! પરંતુ, સાર સ્પષ્ટ છે કે, હિંદની રાજકીય વિચારણામાં, પ્રદેશરાજ્યોનો વિસ્તાર, શાસ્ત્રીય ઢબે વિચારતાં, કેટલો હોવો ઘટે, તેના મુદ્દા હજી તપાસાયા નથી. કહો કે, આપણી રાજકીય ચર્ચામાં એ સવાલ હજી પૂરતો સ્પષ્ટ બનીને ઊતર્યો જ નથી.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



૬

હવે દેશની નવી રાજ્યરચના થઈ ચૂકી છે. તે મુજબ ચૂંટણીઓ થાય અને તેમની સરકારો કામ કરે, ત્યારે વહીવટ તથા વિકાસ અને બીજી રીતે આ કેવું ફાવ્યું, એનો અનુભવ મળતો જશે. એટલે નવી રાજ્યરચના મુજબ હવે અમલ ચાલશે, તેમાંથી આ બાબતનો વિચાર કરવાને માટે અનુભવ-સિદ્ધ સામગ્રી એકઠી થશે. ભાષા પેઠે કેવળ વિસ્તાર જોઈને કાંઈ કહી ન શકાય કે, રાજ્ય ફરી રચો. વિસ્તારનો પ્રશ્ન ભાષા જેટલો તાત્ત્વિક કે મૌલિક નથી. નાનું રાજ્ય હોય તોયે તેનો વહીવટ સારો ન હોય અને મોટું હોય તોય સારો હોઈ શકે. વહીવટની બાબત તે તે સરકાર રચનાર પ્રધાનમંડળ અને ત્યાંના લોક કેવા છે, એની ઉપર પણ આધાર રાખે છે. છતાં પ્રદેશરાજ્યનો વિસ્તાર, રાષ્ટ્રના ઘટક રાજ્ય બનવાની દૃષ્ટિએ, કરવો જોઈએ અને કરી શકાય એવી બાબત છે, એમ તો ખરું. આજે આ પ્રશ્ન હિંદના રાજકારણમાં પૂરતો છણાઈને અમલી બને એવો તૈયાર નથી. હવે પછી અનુભવે તે જ્યારે જે સ્વરૂપે જાગે, ત્યારે તે રીતે વિચારવાનો થશે.

પણ ભાષાનું તેમ નથી. તે અંગે નવી રચના વિચારાઈ ચૂકી છે. આશા રાખીએ કે, તેનો અમલ હવે થવા લાગશે અને બંધારણે ભાષા વિષે જે કામ આંકયું છે, તે સિદ્ધ કરવાને પંથે દેશ હવે પછી વળશે.

૨૪-૧૧-'૫૬ **મગનભાઈ દેસાઈ**

# પ્રદર્શન દ્વારા લોકશિક્ષણ

[તા. ૨૮-૧૦-'૫૬ના રોજ આણંદ ચરોતર એ. સોસાયટીમાં ખેડા જિલ્લા નયી તાલીમનું ત્રીજું પ્રદર્શન ચાર દિવસ ચાલ્યું, એની પૂર્ણાહુતિ પ્રસંગે શ્રી બબલભાઈ મહેતાએ આપેલું વ્યાખ્યાન.]

પ્રદર્શન વર્ષે વર્ષે વિકાસ પામતું જાય છે, એ આ પ્રદર્શન જોતાં જ મને જણાયું.

પણ આ પ્રદર્શન શાને માટે છે? જે નયી તાલીમનો ફેલાવો મુંબઈ સરકાર, ભારત સરકાર અને આપણે બધા કરવા માગીએ છીએ તે શું છે? એનાં કેવાં પરિણામો આવે છે એનો શિક્ષકોને અને પ્રજાજનોને સાચો ક્યાસ આવે, એમાં કયો સુધારો કરવા જેવો છે, કઈ કઈ સાવચેતી લેવા જેવી છે, અને એની પ્રગતિ આજે થઈ છે એના કરતાં વિશેષ કરવા માટે શું શું કરવું જરૂરી છે, એ જાણવા માટે આ પ્રદર્શન છે.

પણ આ નયી તાલીમ વિષે હજુ આપણી સરકારો પણ અસ્પષ્ટ અને દ્વિધામાં હોય એવું જણાય છે. નહીં તો સાત ધોરણમાંથી અંગ્રેજી કાઢી નાખ્યા પછી આખા દેશના કેળવણી પ્રધાનો મળીને ફરી અંગ્રેજીને પ્રસ્થાપિત કરવાના વિચારો કરે એવું શી રીતે બને? આ વાત સમજાય નહીં એવી જ પીછેહઠ કરાવનારી છે.

પણ આવું કેમ થાય છે એનું કારણ મને સમજાય છે તે હું બતાવું.

એક વખત હું બાપુને મળવા માટે સેવાગ્રામ ગયો હતો. સેવાગ્રામની પ્રવૃત્તિઓ જોઈને મેં બાપુને કહ્યું : બાપુ, તમે આ સેવાગ્રામમાં રહો છો, એને બદલે મુંબઈ કે દિલ્હીમાં રહો તો સારું નહીં? આમાં અમારા જેવા ભ્રમમાં પડે છે કે, બાપુ જેવા જે ગામમાં રહે છે ત્યાં પણ બહુ નથી થઈ શકતું, તો આપણા જેવા નાના માણસો ગામડાંમાં બહુ ન કરી શકે, એમાં શી નવાઈ? એવા ખોટા સમાધાનમાં પડી જવાય છે. અને હું તો અહીં જોઈ શકું છું કે, આપ તો આખા દેશના કામમાં કેટલા અટવાયેલા પડ્યા છો! ત્યાં સેવાગ્રામની નાની પ્રવૃત્તિઓમાં જોવાનો કે ઊંડા ઊતરવાનો આપને ક્યાં અવકાશ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



પણ મળે? વિશેષમાં જવાહરલાલજી કે આપણા એવા જ મોટા મોટા બીજા આગેવાનોને આપને મળવા માટે આવા કથોલા ગામમાં આવવું પડે છે. કેટલી શક્તિ અને સમયનો વ્યય થાય છે એ તો બચે!

મારી વાત સાંભળીને એ જરા ઊંડા ઊતરી ગયા. પછી એમણે એમનું દુઃખ પણ વ્યક્ત કર્યું કે, મારી ધારણા તો આ સેવાગ્રામના કામમાં જ ઊંડા ઊતરવાની હતી. પણ આપણા દેશના પ્રશ્નો એટલો સમય રોકે છે કે, હું સેવાગ્રામ માટે જે ધ્યાન આપવું જોઈએ તે નથી આપી શકતો, એ તારી વાત સાચી છે. પણ તું કહે છે એમ, સેવાગ્રામ છોડીને દિલ્હી કે મુંબઈ જવાનું મને કબૂલ નથી. આ સેવાગ્રામમાં બેઠો છું એટલે મને ખબર પડે છે કે, આપણે સ્વરાજ્ય જોઈએ છે તે કોને માટે જોઈએ છે. આવનારું સ્વરાજ્ય આપણા આ બધા ભાઈઓના પ્રશ્નો ઉકેલશે કે નહીં?

દિલ્હી કે મુંબઈમાં મારું આ સેવાગ્રામનું ચિત્ર ઝાંખું પડી જાય. પ્રશ્ન તો દિલ્હીમાં પણ છે અને આ સેવાગ્રામમાં પણ છે. દિલ્હીમાં એક શ્રીમંત કુટુંબની દીકરી ફરિયાદ કરતી આવે છે કે, મારી પાસે પચ્ચીસ જોડી કપડાં છે, પણ હમણાં એક નવી ફૅશન નીકળી છે એની એક નવી જોડ મારા પિતા મને અપાવે એવું એમને ન સમજાવો? અહીં સેવાગ્રામમાં કામ કરવું છે એની પાસે કામ નથી. છોકરાંને પિવડાવવા માટે દૂધનો છાંટો નથી. બન્ને ઠેકાણે દુઃખ તો છે. પ્રશ્ન તો બન્ને જણાના છે. પણ આપણે આ બીજું દુઃખ પહેલું દૂર કરવાની જરૂર છે અને તાકીદની જરૂર છે. એ વાતનું સતત ભાન મને મારું સેવાગ્રામમાં રહેવું કરાવે છે. ભારત દેશ આ સેવાગ્રામ જેવાં ગામડાંઓથી વસેલો છે. એના પ્રશ્નો એ ભારતના પ્રશ્નો છે. એ ભારતનું ચિત્ર મારે જરા પણ ઝાંખું નથી પડવા દેવું.

બાપુના આટલા જવાબ પછી હું નિરુત્તર થઈ ગયો. બાપુએ નયી તાલીમ કાઢી તે આ વિશાળ ભારતના ઉકેલ માટે. પણ આપણા દિલ્હી, મુંબઈ કે કલકત્તામાં રહેતા ભાઈઓનું આ ચિત્ર ઝાંખું પડી જાય છે. બાપુ જેવાનું ઝાંખું પડી જાય, તો આપણા જેવા સામાન્ય જનો શહેરોમાં રહે પછી એ ચિત્ર ઝાંખું પડી જાય એમાં શી નવાઈ! આપણી સરકારો કે પ્રધાનોને દ્વિધા થાય છે એનું કારણ મને આ જ લાગે છે.

પણ જમાનો એટલો વેગથી આગળ વધે છે, પ્રજાની માંગ એટલી જોરદાર થતી જાય છે કે, હવે ભણતરના માધ્યમ તરીકે રાજ્યના વહીવટ માટે માતૃભાષા કે રાષ્ટ્રભાષા સિવાય બીજું કોઈ આગળ આવી શકવાનું નથી. અંગ્રેજીનું પણ અમુક મહત્ત્વ છે, પણ એ એના યોગ્ય સ્થાને જ બેસી શકશે. પહેલા બીજા સ્થાને તો નહીં જ.

આજકાલ જે બનાવો જોવા મળે છે એથી તો કેટલીક વખત એવી પણ શંકા પડે છે કે, આપણે કેળવણી લઈને આગળ વધી રહ્યા છીએ કે પાછળ પડી રહ્યા છીએ! કેળવણીનો પાયો તો ચારિત્ર્ય ગણાય છે. આજકાલ આપણા ચારિત્ર્યનું કેવું પ્રદર્શન થઈ રહ્યું છે! મને ન ગમી કે ન ફાવી એવી વાત મારે સાંભળવી જ નહીં કે બીજાને સાંભળવા પણ ન દેવી! આ કેટલી બધી અનુદારતા! અને કેટલાક તો એવા બનાવો બને છે કે આપણું માથું શરમથી ઝૂકી પડે!

આ દુનિયામાં જેટલા માણસ છે તેટલાં માથાં છે અને એ દરેક માથામાં એક એક ભેજું છે. એ બધાં ભેજાં વિવિધતાવાળાં છે, એટલે એમાં મતભેદ તો પડવાનો જ. પણ એ મતભેદ હોવા છતાં માણસ સાથે બેસી શકે, સાથે મળીને વિચાર કરી શકે. એકંદર બધાને હિતકર હોય એવો કોઈક માર્ગ શોધી કાઢે, એનું નામ જ માણસ. એકમત હોય ત્યારે તો બધા સારાસારી રાખે. મતભેદ વચ્ચે પણ સારાસારી રાખી શકે એનું નામ સંસ્કાર. હું તો એટલી હદ સુધી કહેવા તૈયાર છું કે, મતભેદ વખતે જે સમતા સાચવી શકે, વિરોધ હોય છતાં એ વિરોધ સજ્જનતાભરી રીતે, વિવેક અને વિનયપૂર્વક રજૂ કરતાં શીખવે,

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



એનું નામ જ કેળવણી. જેમ વધુ કેળવાયેલા એમ એની વિરોધ વ્યક્ત કરવાની રીત વધુ સૌમ્ય અને વધુ વિનયી.

પણ ચારિત્ર્ય ઘડવા માટે આપણે આપણી ચાલુ શિક્ષણપ્રથામાં કેટલા ફેરફાર કર્યા? એના તરફ આપણે કેટલું વધુ ધ્યાન આપ્યું? મોટી મોટી યોજનાઓ ઘડવી, મોટા મોટા રસ્તા અને નહેરો બાંધવાં જરૂરી હશે, પણ એના કરતાં પણ વધુ જરૂરી આપણાં બાળકોનું ચારિત્ર્ય ઘડે એવી પેલા સેવાગ્રામોના પ્રશ્નો ઉકેલે એવી કેળવણીની જરૂર છે.

પ્રશ્નો બળથી કે કેવળ કાનૂનથી નથી ઊકલતા, પણ સમજણ અને પ્રેમથી ઊકલે છે. એટલે કે કેળવણીથી ઊકલે છે. વિનોબા ભૂદાનયજ્ઞ મારફત આજે આપણા દેશ સમક્ષ અને આખી દુનિયા સમક્ષ આજે આ જ સંદેશો સંભળાવી રહ્યા છે.

આજે તો દેશે કેન્દ્રીકરણ તરફ જાણે એક ભારે દોટ કાઢી હોય એવું દેખાય છે! કયો વિષય કેટલા વાગ્યે શીખવવો એ પણ કેન્દ્ર નક્કી કરે! આવા કેન્દ્રીકરણથી આપણું સ્વરાજ્ય નહીં ખીલે. કેળવણી તો મુક્ત હોવી જોઈએ. વિનોબા તો કહે છે કે ગામડાં પણ મુક્ત હોવાં જોઈએ. એ માટે હવે એમણે જ્યાં ગ્રામદાન મળ્યાં છે એવાં ગ્રામોમાં ગામડાનું આયોજન શરૂ કર્યું છે. અન્ન, વસ્ત્ર, અને મકાન એ ત્રણેય બાબતમાં ગામડું સ્વતંત્ર અને સ્વાવલંબી થવું જોઈએ. ગામમાં દરેકને રોજી અને રોટલો મળે, ગામમાં દરેકને કેળવણી અને વિકાસ માટેની તક મળે, એવી રચના એમણે ત્યાં કરવા માંડી અને એ નયી તાલીમ મારફત.

આપણાં પ્રદર્શનો આપણી અને પ્રજાજનોની આ પ્રમાણે દૃષ્ટિ સાફ કરે તો આ પ્રદર્શનોએ મોટી સેવા બજાવી ગણાશે. એની મારફત કેળવણીનું ભારે કામ થયું ગણાશે.

હવે આ પ્રદર્શન વિષે પણ બે વાત કહી લઉં. આ પ્રદર્શન બહુ મોટું થાય અને ઘણા લોકો ટોળે વળીને એ જોવા આવે એટલાથી આપણે રાચવાનું નથી. પ્રદર્શનના ઓરડામાં ઘણાં ચિત્રો, ચાર્ટ કે નમૂના ગોઠવી દીધા એટલે પતી નથી જતું.

પ્રદર્શનના ઓરડામાં પેઠેલો માણસ એક ઓરડામાંથી બહાર નીકળે ત્યારે એના મનમાં એકાદ વાત ચોંટી જવી જોઈએ. આવું કાંઈ ચોંટે નહીં તો તો આપણી કેટલી બધી શક્તિ, સમય અને નાણાંનો દુર્વ્યય થયો કહેવાય!

પ્રદર્શન જોઈને માણસ વિચાર કરતો થઈ જાય, પ્રશ્ન પૂછતો થઈ જાય; તો હું કહું કે, આપણું પ્રદર્શન એટલું સફળ થયું. પણ આવું કરવું હશે તો આ પ્રદર્શનનો પણ આપણે નવેસરથી વિચાર કરવો પડશે.

આ પ્રદર્શનમાં ત્રણ વર્ગો આવે છે: શિક્ષકો, વિદ્યાર્થીઓ અને સામાન્ય આમજનતા. આ ત્રણેયના ત્રણ વિભાગ જુદા હોવા જોઈએ. તો આટલી ભીડ અને ધક્કે ચડીને આગળ વધવાનું દૃશ્ય નહીં જોવા મળે. શિક્ષકો માટેનું પ્રદર્શન ઝીણવટથી અભ્યાસ કરવાનું હશે. બાળકો માટેનું પ્રદર્શન પ્રવૃત્તિઓથી ગુંજતું, વિશાળ અને આકર્ષક હશે. સામાન્ય જનતા માટેનું પ્રદર્શન મન ઉપર ઊંડી છાપ પાડી દે એવું ચિત્રોવાળું, સૂત્રોવાળું, ભલે નાનું પણ સચોટ અસર ઉપજાવે એવું જોઈએ.

તમે બધા આગામી પ્રદર્શન વખતે આવી વધુ વિગતોમાં ઊતરજો. આ પ્રદર્શન રચવામાં તમે જે પ્રેમનો પરસેવો અને ઉત્સાહ રેડ્યા છે તથા જે સહકારથી હળીમળીને કામ કરો છો એ જોતાં મને લાગે છે કે, આગામી પ્રદર્શન તમે આના કરતાં પણ વધુ આકર્ષક બનાવશો અને નયી તાલીમ મારફત આપણે જે સર્વોદય સમાજ રચના માગીએ છીએ એની ઝાંખી, જોવા આવનાર દરેકને કરાવશો. આવાં પ્રદર્શનો તો લોકકેળવણીનાં અને આપણી પ્રદર્શનમાં કામ કરનારાઓની પણ કેળવણીનાં ધામો બની શકે છે. પ્રભુ આપણને કેળવણી મારફત પ્રજાની સેવા કરવાની આવી અનેક તકો આપે.

**બબલભાઈ મહેતા**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# હિંદી-ગુજરાતી કોશ

[ સંપાદક : મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પ્ર૦, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પા૦ ૫૭૩; કિંમત રૂ. ૬ ]

દસ વરસે આ ત્રીજી સુધારેલી વધારેલી નવી આવૃત્તિ બહાર પડે છે. આમ જોતાં, બીજી આવૃત્તિ લગભગ પાંચ-છ વરસમાં ખપી ગઈ હતી. એટલે નવી આવૃત્તિ આથી વહેલી બહાર પડવી જોઈતી હતી. તેમ ન થઈ શકવાથી હિંદીના અભ્યાસીઓને સોસવું પડ્યું છે, તે માટે ક્ષમા ચાહું છું.

આ દસ વરસમાં આપણી દુનિયા બહુ ફરી ગઈ છે : આપણે સ્વતંત્ર થયા અને આપણા દેશને માટે કઈ ભાષા રાજભાષા બને તે આપણી રાષ્ટ્રીય બંધારણ સભાએ નક્કી કર્યું. એ ભાષાનું સ્વરૂપ કેવું હશે તેની ચોકસ વ્યાખ્યા આપવામાં આવી; અને તેની લિપિ એક નાગરી હશે અને આંકડા તેમના અંગ્રેજી રૂપમાં રહેશે, એમ ઠરાવ્યું. એ ભાષા હિંદની બધી ભાષાઓ વચ્ચે કડીરૂપ આંતરભાષા હશે. અને તે તરીકે તેને, આવતાં ૧૫ વરસમાં, આપણા રાષ્ટ્રીય રાજવહીવટમાં દાખલ કરવી, એમ પણ આંકવામાં આવ્યું.

આ નિર્ણય આપણી રાષ્ટ્રીય આગેકૂચની એક ભારે મજલ કાપનારો છે. તેની અસર ભારે દૂરગામી હશે, એ ઉઘાડું છે.

એની રૂએ, એ લિપિનો પ્રશ્ન ઊકલી ગયો ગણાય. તેથી ઉર્દૂ લિપિમાં પણ શબ્દો લખીને ગઈ આવૃત્તિ બહાર પાડેલી, તે આ આવૃત્તિમાં ચાલુ રાખવાની જરૂર ન રહી. એ આવૃત્તિના પ્રારંભે ગાંધીજીએ લખેલા 'બે બોલ' આ પ્રસ્તાવનામાં સંઘર્યા છે. તેમાં આ કોશના ઉપયોગ અને તેને વધારે સારો બનાવવામાં મદદ કરવા વિષે જે ઉલ્લેખ છે તે ભણી વાચકોનું ધ્યાન ખેંચું છું.

ગઈ આવૃત્તિઓમાં જણાવેલું કે, ગુજરાતી અને હિંદીમાં સમાન શબ્દો સંઘર્યા નથી; એવા શબ્દોની સંખ્યા પંદર હજાર કરતાંય વધારે હશે. તેમાં સુધારો કરીને એવા શબ્દો આ નવી આવૃત્તિમાં ઉમેરી લેવામાં આવ્યા છે. તે ઉપરાંત પણ વધુ હિંદી શબ્દો લીધા છે. તેને સારુ કેટલુંક સાહિત્ય પણ જોઈને શબ્દો વીણીને સંઘર્યા છે. આ કામમાં વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ ઠીક ઠીક મદદ કરી છે. તે જે સાહિત્ય ભણતા, તેમાંથી તેમણે શબ્દો કાઢી આપ્યા હતા. આમ કરતાં શબ્દભંડોળ લગભગ ૩૩,૦૦૦ જેટલું થયું છે. પરિણામે કોશનું કદ અને કિંમત તે મુજબ વધ્યાં છે. હિંદી ભાષાનો અભ્યાસ હવે આપણી બધી શાળાઓ તથા કૉલેજોમાં ચાલશે. આ કોશ તેમાં સૌને મદદરૂપ થશે એવી આશા છે.

શબ્દો પસંદ કરવામાં જે નીતિ પહેલી આવૃત્તિથી લીધેલી છે તે જ કાયમ છે. આપણી આંતરભાષાનું સ્વરૂપ આપણી વિપુલ રાષ્ટ્રીયતાને અનુરૂપ અને તેવું જ વૈવિધ્યપૂર્ણ અને વ્યાપક હશે. તેમાં શબ્દો અપનાવવાની અનોખી શક્તિ રહેલી છે. તે તેનો ભારે ગુણ છે. બંધારણે જણાવ્યું છે કે, આપણી ભાષાની પ્રકૃતિ મુજબ, શબ્દો ગમે ત્યાંથી લેવા ઘટે તે લેવા જોઈશે. આ ભાષા હવે ખૂબ શક્તિશાળી બનવી જોઈએ. હિંદની બધી ભાષાઓની સાથે તે પણ વિકસવી જોઈએ. હિંદીભાષી પ્રદેશ માટે આથી એક ખાસ જવાબદારી આવે છે. તેઓ પોતાની ભાષા પરત્વે અતિઅભિમાન ન ધરાવે. તે તેમની પ્રદેશભાષા કે સ્વભાષા છે; તેવી જ તેમના દેશબાંધવોની પણ સ્વભાષા છે. એ વચ્ચે સરસાઈ ન હોય; વિરોધ ન હોય. એમની 'ભાષાની મૂળ પ્રકૃતિના કાઠાને વફાદાર રહીને આપણી આંતરભાષા હિન્દી બનશે અને ચાલશે. આ વસ્તુ લક્ષમાં રાખીને જો તે ભાષાનો વિકાસ કરવામાં આવે, તો તે ભાષા દુનિયાની એક માતબર પ્રજાની ભાષા બને અને તેવું માન પણ તેને જગતના દરબારમાં મળે. એમ કરવું હોય તો દરેક રાષ્ટ્રપ્રેમી હિંદીએ એ ભાષાને શીખીને તેને ખીલવવામાં ભાગ લેવો જોઈએ. આ કોશ ગુજરાતી બોલતા હિંદીઓને એમાં મદદ કરશે એવી આશા છે. અંતે તેમને વિનંતી કે, આ કોશને વધુ ઉપયોગી બનાવવામાં તેઓ બનતી મદદ કરે.*

૨-૧૦-'૫૬ **મગનભાઈ દેસાઈ**

* કોશની ત્રીજી આવૃત્તિના નિવેદનમાંથી આ અત્રે ઉતાર્યું છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# અણુબૉમ્બની આ વાત નથી!

મહેશપુર ગામમાં પૂરવચંદ અને પશ્ચિમલાલ નામે બે માણસ રહેતા હતા. બંને એક જ શેરીના રહેવાસી હતા. એકનું ઘર શેરીની પશ્ચિમ બાજુએ હતું અને બીજાનું ઘર પૂર્વમાં હતું. એવાં જ એમનાં દિલ પણ હતાં. એક જ શેરીમાં રહેતાં છતાં, તેઓ એકબીજાને ઊંડી શંકાની નજરે જોતા હતા. આસપાસના રહેવાસીઓ સાથે પણ તેઓનો વ્યવહાર સારો નહોતો. તેઓ ઘણું કરીને ગામલોકો સાથે દગો રમતા અથવા તેમને લૂંટવા-મારવાનું કરતા.

* * *

પશ્ચિમલાલની પત્નીએ એક દિવસ પોતાના પતિને કહ્યું: "એ માણસ કોક વાર છાનોમાનો ખાતર પાડીને આપણું ઘર તો લૂંટી ન લેને?"

પૂરવચંદની પત્ની પણ ઊતરે એવી નહોતી. તેય શંકાશીલ જ હતી. તે પણ પોતાના પતિને સાવધ કરતી કહેવા લાગી: "જોજો, એ આદમી કોઈ ને કોઈ વાર આપણા ઘરને આગ લગાડ્યા વિના જંપવાનો નથી!"

પોતપોતાની પત્નીની વાતોથી ચિંતાતુર બનીને બંને જણાએ ઘણી લાઠીઓ અને બંદૂકો પોતાના ઘરમાં જમા કરી. આમ તેઓ હંમેશાં એકબીજાથી ડરીને હવે રહેવા લાગ્યા.

* * *

"આ બંદૂકો અને લાઠીઓથી શું વળવાનું છે? એ દુષ્ટની પાસે તો આપણા કરતાં આ બધું કંઈ વધારે છે. વળી એની પાસે કેટલાક ગુંડાઓ પણ છે. તમારું એની સામે કશું ચાલશે નહીં!" પશ્ચિમલાલની પત્નીએ આમ એક દિવસ પોતાના પતિ આગળ પોતાની શંકા અને બીક પ્રગટ કરી.

"તો હવે આપણે શું કરવું જોઈએ?" પતિએ પત્નીની સલાહ માગી.

પત્નીએ કહ્યું: "તમે ચિંતા ન કરો. મેં એક મદારી સાથે વાતચીત કરી છે. તે એક ઝેરી સાપને ટોપલીમાં પૂરીને આપણને આપશે. એનાથી આપણે આપણા પાડોશીથી બચી શકીશું. તે જો આપણને નુકસાન પહોંચાડવાની જરાયે પેરવી કરે, તો તરત જ આપણે સાપને તેના ઘરમાં છોડી મૂકીશું."

"તેં આ સારો બંદોબસ્ત વિચારી રાખ્યો છે," પતિએ ખુશ થતાં કહ્યું. "પરંતુ સાપ આપણું કહ્યું કંઈ ઓછું માનવાનો છે?"

"તમારી વાત બરોબર છે. પણ મેં મદારી પાસેથી આ શંકાનુંયે નિવારણ કર્યું છે. તે કહેતો હતો કે, જો આપણે સાપને કંઈ ને કંઈ ખવડાવતા રહીએ, તો તે આપણું કહ્યું કરતો થઈ જાય," પત્નીએ કહ્યું.

પતિએ પાછું પૂછ્યું: "પરંતુ મદારીની વાત પર ભરોંસો રખાય ખરો?"

"શા માટે નહીં? એ મદારી કંઈ જેવો તેવો માણસ નથી. એની બાબતમાં તમે નિશ્ચિંત રહો."

બસ, તે દિવસથી કોઈને બતાવ્યા વિના તેઓ ઘરમાં છાનામાનાં સાપ પાળવા લાગ્યાં.

* * *

મદારી ચાલાક માણસ હતો. તેણે બીજી એક ટોપલીમાં એક સાપને પૂર્યો અને એવી રીતે જ ખરુંખોટું સમજાવીને પૂરવચંદને પણ તે આપી આવ્યો.

* * *

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



સાપ સંઘરીને બંને જણા કાંઈક નિરાંત માનતા હતા. ત્યાં તો થોડા દિવસ પછી એ બંને પડોશીઓને ખબર પડી ગઈ કે, બંનેની પાસે ઝેરી સાપ છે!

આખા ગામમાં પણ એ વાત ફેલાઈ ગઈ. લોકોએ એનો વિરોધ કર્યો—"આ રીતે સાપને ઘરમાં પાળવો, એ આખા ગામને ભયમાં મૂકવા બરોબર છે."

પરંતુ એ બે જણને ગામલોકોની ક્યાં કશી જ પરવા હતી.?

પશ્ચિમલાલનું એ વિષે કહેવું એમ હતું કે, 'અમારી મુશ્કેલી અમે જ જાણીએ છીએ. ગામના લોકો એ અમારી તકલીફ શું જાણે? એમાંથી ઊગરવા માટે અમે સાપને જરૂર ઘરમાં સંઘરીશું.'

તેના જવાબમાં પૂરવચંદે પશ્ચિમલાલને રસ્તો બતાવ્યો કે, 'ચાલો ત્યારે આપણે બંને સાપની ટોપલીઓને બાળી મૂકીએ'.

પરંતુ પશ્ચિમલાલે કહ્યું : "એના જેવા દગાબાજ પર કોણ વિશ્વાસ મૂકે? કોણ જાણે કેટલાય સાપ એણે બીજી ટોપલીઓમાં પૂરી રાખ્યા હશે!"

આના જવાબમાં પૂરવચંદનું એમ કહેવું હતું કે, 'સાપને સંઘરવાનું તો પહેલું પશ્ચિમલાલે શરૂ કર્યું હતું. માટે તેણે પહેલાં પોતાના સાપને મારી નાખવો જોઈએ."

ગામની પંચાયત મળી. પરંતુ એમાં આ બાબતનો કશો નિકાલ ન આવ્યો. હા, શરાબ ઠીક ઠીક ઊડ્યો! પરિણામ એ આવ્યું કે, આખા ગામમાં ભય પેસી ગયો અને એ બે શત્રુઓની તો ઊંઘ જ હવે હરામ થઈ ગઈ!

* * *

એવામાં મહેશપુર ગામમાં એક સાધુપુરુષ પધાર્યા. તેમણે ગામલોકોને એમ જણાવ્યું કે, "તમે નકામા ગભરાઓ છો. આ ઝઘડાનો ફેંસલો લાવવો બહુ સહેલો છે. પહેલાં એક માણસ પોતાનો સાપ બાળી મૂકે. ત્યાર બાદ બીજો પણ એમ જ કરે. એટલે લોકોનો ભય દૂર થઈ જશે. આમ બીકે મરવામાં અને રાતભર જાગતાં રહીને તબિયત બગાડવામાં કશો લાભ નથી."

આ વાત ગામમાં ફેલાઈ. "આ સાધુબાવાને કયાંથી ખબર કે, પેલો પૂરવચંદ કેવા પ્રકારનો આદમી છે! એને તો અમે જ જાણીએ છીએ," પશ્ચિમલાલની ઘરવાળી કહેવા લાગી. "જો અમે અમારા સાપને પહેલો બાળી મૂકીએ, તો પૂરવચંદ પછી તેનો લાગ સાધી, પોતાનો ઝેરી સાપ છોડીને અમને મારી જ નાખશે."

પૂરવચંદની પત્ની પણ કંઈ ઓછી નહોતી. તે પોતાના પતિને કહેવા લાગી, "જોઉં તો ખરી, હવે શું થાય છે તે? એ દુષ્ટ પશ્ચિમલાલ ઘણું કરીને હવે આપણા ઘરને આગ લગાડવાની પેરવીમાં છે. પરંતુ હું પણ એના માથાની જ છું. હું એનાથી પણ પહેલાં પાછલી બાજુએથી જઈને છાનીમાની એના ઘરમાં સાપ છોડી આવીશ."

આ પ્રમાણે એ બંને ઘરવાળાઓને દિવસે કશું ચેન પડતું ન હતું અને રાતે ઊંઘ નહોતી આવતી! બંને પરેશાન હતા. પરિણામ એ આવ્યું કે, બંને ઘરોમાં હવે એક કરતાં વધારે સાપ સંઘરાવા લાગ્યા.

આથી લોકોનો પણ ભય ખૂબ વધતો ગયો. માતાઓ ચિંતામાં રહેવા લાગી કે, રખેને મારા બાળકને સાપ કરડે! કારણ કે એકીસાથે કેટલાય સાપ ગામમાં એકઠા થયા હતા. પરંતુ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



કોઈમાં તાકાત નહોતી કે એ બંને દુષ્ટોને પૂછી શકે કે, તમે આવું શા માટે કરો છો?

બંને દુષ્ટો અને તેમની સ્ત્રીઓની પણ બૂરી દશા હતી. ગામના લોકો પણ દુઃખી હતા. ન કોઈ ખેતી પર ધ્યાન આપી શકતું હતું કે ન કોઈ ધંધારોજગાર પર.

દૈવનો પ્રકોપ કહો કે આશીર્વાદ, એક વરસ ગામમાં દુકાળ પડયો. મહામારી ફેલાઈ ગઈ. આખું ગામ તારાજ થઈ ગયું! કાળે કરીને તેની પર ધૂળના ઢગ વળ્યા.

* * *

વર્ષો પછી હવે પુરાતત્ત્વ વિભાગના લોકો એ ગામનાં ખંડેરોને ખોદી ખોદીને બહાર કાઢી રહ્યા છે. તે પરથી તેઓ એવા અનુમાન પર પહોંચ્યા છે કે, પ્રાગૈતિહાસિક સમયમાં અહીં એક સુંદર વસાહત હતી. પરંતુ . . .*

**ચક્રવર્તી રાજગોપાલાચાર્ય**

અનુ૦ સુ૦ ક૦

* હિંદી સાપ્તાહિક 'હિંદુસ્તાન'ના ૧૮મી નવેમ્બર, ૧૯૫૬,ના અંકમાં આવેલી વાર્તા ઉપરથી.

# સુએઝના પ્રશ્નની પૂર્વભૂમિકા

યુરોપીય સામ્રાજ્યની ૧૯મી સદીની પરિભાષામાં 'મધ્ય પૂર્વ' અને એશિયાના અત્યારના પુનરુત્થાન બાદ 'પશ્ચિમ એશિયા' તરીકે ઓળખાતો આ વિસ્તાર, સુએઝની નહેર અને તાજેતરમાં તેના પરના બ્રિટિશ-ફ્રેંચ આક્રમણને લઈને, વળી પાછો વિશ્વશાંતિને માટે ભયસ્થાનરૂપ નીવડયો છે. આમ થવાનાં કારણો દેખાય છે તેના કરતાં ઘણાં ઊંડાં છે. એ સમજવા માટે કેટલીક પૂર્વભૂમિકા સમજી લેવી આવશ્યક છે.

## ૧

મધ્ય પૂર્વમાં સાઇપ્રસ, ઇજિપ્ત, ઇરાક, ઇઝરાઈલ, જોર્ડન, લેબેનોન, સાઉદી અરેબિયા, ટર્કી, યમન અને સુદાનનો મુખ્યત્વે સમાવેશ થાય છે. કેટલાંક એડન જેવાં પરદેશી થાણાંઓનો પણ એમાં સમાવેશ કરી શકાય. એ બધા પ્રદેશોનો કુલ વિસ્તાર ૩,૭૩૧,૦૦૦ ચો. મા. જેટલો થવા જાય છે. ત્યાંનો મુખ્ય ધર્મ ઇસ્લામ છે એ વાત સાચી; પરંતુ લોકો શિયા અને સુન્ની પંથમાં વહેંચાયેલા છે. તેમ જ ત્યાં હજારોની સંખ્યામાં એસિરિયન, આર્મેનિયન, ખુર્દ અને ખ્રિસ્તી ધર્મના અનેક પંથોમાં માનનારી અનેક જાતિઓ પણ વસે છે.

આ વિસ્તાર ઐતિહાસિક દૃષ્ટિએ પણ અતિ મહત્ત્વનો છે. મહાન ઇતિહાસવેત્તા ટૉઇન્બીએ ગણાવેલી અર્વાચીન અને પ્રાચીન એવી કુલ એકવીસ સંસ્કૃતિઓમાંથી ઇજિપ્શિયન, સુમેરિક, સીરિયાક, બૅબિલોનિયન, ઇરાની, અરબી, હેલેનિક, મિનોવન હિટ્ટિ અને પશ્ચિમી સંસ્કૃતિ જેવી બાર સંસ્કૃતિઓ આ વિસ્તારમાં જ જન્મી અને વિકાસ પામી હતી. અને કેટલીક તો આજે પણ જીવંત છે. વિશ્વના ત્રણ મહાન વર્તમાન ધર્મો – યહૂદી ધર્મ, ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ – નો ઉદ્‌ગમ આ વિસ્તારમાંથી થયો છે. તેનાં પવિત્ર મનાતાં તીર્થ પણ ત્યાં જ છે.

## ૨

સાતમી સદીમાં આરબ જાતિ સત્તાના શિખરે હતી. તેના સામ્રાજ્યનો વિસ્તાર આખાયે મધ્યપૂર્વ ઉપરાંત, મધ્ય એશિયા, ભારત, ઉત્તર-પશ્ચિમ આફ્રિકા અને ઠેઠ સ્પેન સુધી ફેલાયેલો હતો. હજુ પણ સ્પેનમાં એ સામ્રાજ્યના કેટલાયે ચલ-અચલ અવશેષો નજરે પડે છે. આ મુસ્લિમ સામ્રાજ્ય અબ્બાસ (Abbasids) વંશના રાજ્યકાળ દરમિયાન સમૃદ્ધિ અને સંસ્કારિતાની ટોચે પહોંચ્યું હતું. હારૂન-ઉલ-રસીદ (૭૮૬ થી ૮૦૯)નું નામ તો હજુ પણ વિશ્વસાહિત્યમાં રમતું નજરે ચઢે છે.

આ આખાયે સામ્રાજ્યને વ્યવસ્થિત અને સુગઠિત બનાવવાનું માન તુર્કોને ફાળે જાય છે. એ પ્રજા મૂળ મધ્ય એશિયાથી આવી હતી અને તેણે ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો. તેમના ઑટોમન વંશે પંદરમી સદીમાં ધીરે ધીરે ફેલાવ કર્યો અને ઈ. સ. ૧૪૫૩માં

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



કૉન્સ્ટંટિનોપલ જીતી લઈને પોતાની કીર્તિ પર કળશ ચડાવ્યો. આથી પૂર્વમાંના રોમન સામ્રાજ્યનો અંત આવ્યો અને દક્ષિણ-પૂર્વનું યુરોપ ઇસ્લામી શાસન હેઠળ આવ્યું. તેમણે ઇજિપ્ત, પૅલેસ્ટાઈન અને સીરિયાને પણ પોતાના વિશાળ ઑટોમન સામ્રાજ્યમાં ભેળવી લીધાં. તેની સામે ઈરાનમાં બીજું એવું જ શિયા પંથનું મજબૂત સામ્રાજ્ય ઊભું થયું. એ બે વચ્ચે ઇરાકને જીતી લેવા લગભગ બસો વર્ષ અથડામણો ચાલી અને આખરે તે પણ ઑટોમન સામ્રાજ્યમાં જઈ પડ્યું.

૩

અહીં એ ખ્યાલમાં રાખવું જોઈએ કે, આ કાળમાં યુરોપીય પ્રજાઓની કેટલીયે જરૂરિયાતો અગ્નિ-એશિયાના ભારત ઇ. દેશો સંતોષતા હતા. કાપડ, તેજાનાથી માંડીને અનેક ધાતુઓથી લદાયેલી હજારો વણજારો હિમાલયની વાયવ્ય સરહદ વીંધીને અફઘાનિસ્તાન, ઈરાન અને મધ્યપૂર્વમાં થઈને યુરોપમાં પહોંચતી. આમ આ મધ્ય પૂર્વ એ યુરોપ અને એશિયાનું બજાર હતું એટલું જ નહીં, પણ આવશ્યકતા મેળવવાનો એકમાત્ર માર્ગ હતો. કૉન્સ્ટંટિનોપલના પતનથી આખીયે પરિસ્થિતિ બદલાઈ ગઈ. યુરોપના ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ અને આરબો વચ્ચે દુશ્મનાવટ ઊભી થઈ.

યુરોપની ખ્રિસ્તી પ્રજાઓ અને આરબો વચ્ચેનો સંઘર્ષ કંઈ આજનો નવો નથી. તેને બે વિભાગમાં વહેંચી શકાય એમ છે. પહેલો તબક્કો ૧૬૮૩ માં તુર્કસ્તાનનો વિયેનામાં પોલૅંડને હાથે પરાજય થયો ત્યારે પૂરો થયો. આ સંઘર્ષ તે પહેલાં છૂટોછવાયો લગભગ એક હજાર વર્ષ સુધી ચાલ્યો. અંતે આરબ પ્રજાનું પ્રભુત્વ ભૂમધ્ય સમુદ્રના દક્ષિણ-પૂર્વ યુરોપમાં અને ઉત્તર આફ્રિકામાં તો રહ્યું જ. ઈ. સ. ૧૬૮૩ પછી આરબ રાજ્યોનો વિસ્તાર ઘટતો ગયો અને તેમના પર પશ્ચિમી સત્તાઓનું પ્રભુત્વ વધતું ગયું, જેનો ઇતિહાસ આપણે આગળ ઉપર જોઈશું. પણ ૧૬૮૩ પહેલાંના સંઘર્ષનું મુખ્ય કારણ જેરુસાલેમ નામનું નાનકડું ખ્રિસ્તી રાજ્ય હતું. તેને ૧૧૮૭માં સલાઉદ્દીને જીતી લીધું ત્યારથી તેને પાછું મેળવવા ખ્રિસ્તી યુરોપે પ્રયાસો કર્યા હતા. જેરુસાલેમ એ હાલમાં ઇઝરાઈલમાં આવેલું છે અને ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓનું સૌથી મોટું યાત્રાધામ છે.

૪

અગાઉ જણાવ્યા અનુસારનું ઑટોમન સામ્રાજ્ય ઇસ્લામી ઢબનું ધાર્મિક અને લશ્કરી આપખુદીનું રાજ્ય હતું. સત્તરમી સદીના અંત અને લગભગ આખીયે અઢારમી અને ઓગણીસમી સદીમાં આ સામ્રાજ્ય તૂટતું ગયું અને એના પ્રદેશો યુરોપ, હેપ્સબર્ગના સામ્રાજ્ય અને રુશિયા પાસે ગયા. પણ તે દરમિયાનમાં એ સામ્રાજ્યમાં, પશ્ચિમી ઢબના રાષ્ટ્રીય રાજ્યનો ખ્યાલ વિકાસ પામ્યો અને તે મુજબ તે સંસ્થાનો સાથેનું એક રાષ્ટ્ર-રાજ્ય બન્યું. હાલમાં એ વિસ્તાર તુર્કસ્તાન તરીકે ઓળખાય છે.

તુર્કસ્તાનની ઉત્તરપશ્ચિમે એક સામુદ્રધુની આવેલી છે, જે કાળા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રને જોડે છે. એ સ્થાન લશ્કરી દૃષ્ટિએ અને વ્યાપારી દૃષ્ટિએ મહત્ત્વનું હોઈ તેના ઉપર બધાં રાજ્યોની નજર હતી. અને રશિયાની તો ખાસ જ; કારણ કે તેને માટે તો ભૂમધ્ય સમુદ્રમાં જવાનો આ જ એક માર્ગ હતો. આથી ઑટોમન સામ્રાજ્યની પડતી દશાનો લાભ લઈ તમામ રાજ્યોની ઇચ્છા એ સામુદ્રધુની પર સત્તા જમાવવાની હતી.

તે જગા રશિયાના હાથમાં ન જાય એ હેતુથી, ઇંગ્લંડની આગેવાની હેઠળ યુરોપનાં રાજ્યોએ ઑટોમન સામ્રાજ્યને ટકાવીને જીવતું રાખવાનો પ્રયત્ન કર્યો. આ નીતિની જાહેરાત તે સમયના ઇંગ્લંડના વડા પ્રધાન વિલિયમ પિટે ઈ. સ. ૧૭૯૧માં કરેલી. એ રાજ્યને ટકાવી રાખવા માટે બ્રિટન, ફ્રાંસ અને જર્મની તેમ જ અન્ય રાજ્યોએ અઢળક નાણું વહાવેલું. ઈ. સ. ૧૯૧૪ માં ઑટોમન સામ્રાજ્ય (હાલનું તુર્કસ્તાન)નું કુલ દેવું ૨૦ કરોડ ડૉલરનું હતું. ઈ. સ. ૧૮૮૧ માં તો તેના લેણદારોની બનેલી 'કાઉન્સિલ ઑફ પબ્લિક ડેટ ઍડમિનિસ્ટ્રેશન' નામની સમિતિ જ કેટલાક કરો આકારતી અને વસૂલ કરતી. આ દેવા પેટે તેને કુલ આવકના ⅓ જેટલાં નાણાં વ્યાજ પેટે આપવાં પડતાં.

ફ્રાન્સના સરમુખત્યાર નેપોલિયને એ ગાળામાં ભારતનો માર્ગ ખુલ્લો કરવાના હેતુથી ઇજિપ્ત પર હુમલો કર્યો. પણ તેના પતન બાદ ઑટોમન સામ્રાજ્યના ઇજિપ્તમાંના ગવર્નર મહમદઅલીના નેતૃત્વ હેઠળ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ઇજિપ્ત સ્વતંત્ર રાજ્ય થઈ ગયું; અને એનું પશ્ચિમી ઢબે સંસ્કરણ કરી અદ્યતન બનાવવાના પાયા નંખાયા. તેણે પછીથી ક્રીટ, સીરિયા, યમન અને સુદાન જીતી લીધાં. પણ પાછળથી પશ્ચિમી સત્તાઓના હસ્તક્ષેપને કારણે આફ્રિકા સિવાયના બધા પ્રદેશો તેને છોડી દેવા પડયા (ઈ. સ. ૧૮૪૦.)

૫

આમ ઑટોમન સામ્રાજ્યની પડતી થતી જોઈને પશ્ચિમી સત્તાઓએ એ સામ્રાજ્યને ઠેકાણે પાડવાનો વિચાર કરી લીધો. બીજા અબ્દુલ હમીદ (૧૮૭૬–૧૯૦૯)ના કાળ દરમિયાન, ૧૮૭૮ માં બર્લિનમાં એક યુરોપીય રાજ્યસભા બોલાવવામાં આવી. તેમાં તુર્કસ્તાન, જર્મની, બ્રિટન, ફ્રાંસ, ઑસ્ટ્રિયા-હંગેરી, ઇટાલી અને રશિયાએ ભાગ લીધો. અંતે સામુદ્રધુનીના ઝઘડાને બંધ કરવામાં આવ્યો હોવાની સત્તાવાર જાહેરાત કરવામાં આવી. પણ પાછળથી ઈ. સ. ૧૮૮૧ માં ફ્રાન્સે ટયુનિશિયાનો કબજો કર્યો અને બીજે જ વર્ષે, એટલે કે ઈ. સ. ૧૮૮૨ માં, બ્રિટને ઇજિપ્તનો કબજો લઈ લીધો. આથી એ ઉઘાડું થયું કે, યુરોપીય સત્તાઓ એ સામ્રાજ્યને ઠેકાણે પાડવા માગતી હતી.

૬

ઑટોમન સામ્રાજ્યના તુર્કોનો રાષ્ટ્રવાદ તેની શુભ શરૂઆત પછી અસહિષ્ણુ, મનમોજી અને જુલમી નીવડયો. અને તેથી તેની સાથે આરબ વિસ્તારમાં આરબ-ઐક્યના પાયા પર અરબી રાષ્ટ્રવાદનો ઉદય થયો. અરબી ભાષા બોલતા મુસલમાનો અને ખ્રિસ્તીઓએ ઓગણીસમી સદીના મધ્ય ભાગમાં, અરબી ભાષા જ્યારે સામ્રાજ્યની રાજ્યભાષા હતી તે યાદ કરી તેના પાયા પર અરબી ચિંતકોએ 'અરબ જાગૃતિ'ની હિમાયત કરી. આ 'અરબ જાગૃતિ'નો ખ્યાલ આખા મધ્યપૂર્વમાં ફેલાયો. જોકે વર્તમાન કાળમાં કેટલાક ઇજિપ્ત જેવા દેશોનો રાષ્ટ્રવાદ એ ખ્યાલ સાથે અથડાયા કરે છે.

અરબી રાષ્ટ્રવાદના વિકાસમાં નવાઈની વાત એ છે કે, તેની શરૂઆત, સીરિયામાં કેટલાંક ખ્રિસ્તી જૂથોએ અરબી ભાષા અને સાહિત્યના પુનઃસ્થાપન અને વિકાસ માટે જે પ્રયાસો કર્યા, તેમાંથી થઈ. અમેરિકન મિશનરીઓ, કે જેઓ ત્યાં કેળવણીની સંસ્થાઓ ચલાવતા હતા, તેમણે પણ તેને ટેકો આપ્યો. તેમણે જ અરબી ભાષા માટેનું પ્રેસ, છાપેલાં પુસ્તકો અને અરબી ભાષામાં પાઠ્યપુસ્તકો તૈયાર કર્યાં. તેમના મોટા સહાયકો નાસીફ યેઝીજી (૧૮૦૦ થી ૧૮૭૧) અને બુત્રસ બસ્તાની (૧૮૧૯–૮૩) હતા. કેટલાક તેમને પણ અરબી રાષ્ટ્રવાદના સંસ્થાપકો કહે છે.

૭

રાષ્ટ્રવાદની આ ભાવનાનો લાભ લઈ પોતપોતાનું રાજ્ય વિસ્તારી 'અરબ સામ્રાજ્ય' સ્થાપવાની લગભગ તમામ અરબી સત્તાઓએ કોશિશ કરી. ઇજિપ્તના મહમદઅલીની વાત અગાઉ આપણે જોઈ ગયા. તેના પુત્ર ઇબ્રાહિમ પાશાએ પણ સીરિયા જીતી લઈ એવો જ પ્રયાસ કર્યો. પણ તે સફળ ન થયો. સીરિયાના અબ્દુલ રહેમાન કાવાકીબીએ (૧૮૪૯–૧૯૦૩) પણ આરબોની આગેવાની હેઠળ ઇસ્લામી સંસ્કૃતિના વિકાસ માટે તેનો લાભ લેવા પ્રયાસ કર્યો.

તુર્કસ્તાન પણ આ ભાવનાનો લાભ લેવા કોશિશ કરવા માંડ્યું. અબ્દુલ હમીદની આપખુદી સત્તા હેઠળ પણ આરબ પ્રજાઓને પોતાના સામ્રાજ્યમાં આકર્ષવા 'ઇસ્લામી એકતા'ની વાતો કરવામાં આવી. કારણ કે તુર્કો અને અરબો બંને ઇસ્લામમાં માનતા હતા. તુર્કસ્તાનમાં ૧૯૦૮માં થયેલા બળવા પછી ત્યાં રચાયેલી 'એકતા અને પ્રગતિ' માટેની સમિતિએ ઑટોમન સામ્રાજ્યની તમામ પ્રજાઓને લોકશાહી હેઠળ સંગઠિત કરવાનું અને તુર્કીને વિશેષ ભાષા તરીકે રાખવાનું ધ્યેય જાહેર કર્યું. ૧૯૧૨માં અરબી બોલનારા પ્રાંતોને આત્મશાસન આપવાને માટે સમિતિ નિમાઈ. પણ તેના હેવાલ કરતાં તુર્કસ્તાનની સરકારે કરેલી જાહેરાત ખૂબ મોળી હતી.

ઈ. સ. ૧૯૧૩માં પેરિસ ખાતે આરબ કૉંગ્રેસ મળી. તેમાં ઉપરોક્ત સમિતિએ કંઈક સમાધાન સાધવા પોતાના મંત્રીને મોકલ્યો. ત્યાં અરબીને રાજભાષા તરીકે સ્વીકારવાનાં અને અન્ય સમાધાનો થયાં. પણ તેને અમલી બનાવવા બે એક માસ પછી જે જાહેરાત કરવામાં આવી, તેમાં એ બધીયે શરતો ઉડાડી દેવાઈ હતી તેમ જ નકામી બનાવાઈ હતી.

આમ અરબ રાષ્ટ્રવાદની ચળવળ સાંસ્કારિક પુનરુત્થાનના આંદોલનમાંથી એક રાજકીય પરિબળમાં પરિણમી હતી.

—ચાલુ

**રમેશ મ૦ ભટ્ટ**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# જેકિલ અને હાઈડ

[અંગ્રેજીમાં લેખક લૂઈ સ્ટિવન્સન, અનુ૦ મગનભાઈ દેસાઈ, પ્ર૦ નવજીવન કાર્યાલય; કિં. ૦-૧૨-૦; ટ. ર. ૦-૪-૦ પુનર્મુદ્રણ. આ રસિક અને ગૂઢ બોધક કથા વિષે અનુવાદકે મનનીય ઉપોદ્ઘાત લખ્યો છે. તે નીચે ઉતારવામાં આવ્યો છે.]

ગીતાકારે મનુષ્યસૃષ્ટિનું એક સનાતન લક્ષણ નિરૂપ્યું છે કે,

"द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च ।।"

આ જગતમાં બે પ્રકારની ભૂતસૃષ્ટિ છે—એક દૈવી અને બીજી આસુરી. આનો સામાન્ય અર્થ એ સમજાય છે કે, મનુષ્યોમાં બે સ્વભાવના લોકો હોય છે: એક આસુરી ને બીજા દૈવી. અને મન પર ભાવ એવો બેસે છે કે, જાણે એમ બે ભિન્ન પ્રકારો નોખા નોખા જ છે: જે દૈવી છે તે દૈવી છે, જે આસુરી છે તે આસુરી છે—એકબીજાનો ભેદ છે તે છે. અને પુરાણકારોએ રાક્ષસોને યોનિરૂપે જ જુદા કલ્પીને રોચક કથાઓ દ્વારા આ ભેદ-ભ્રમને લૌકિક દૃષ્ટિમાં પાકો કર્યો લાગે છે. એક અર્થમાં આ સાચું છે કે, માનવ-સૃષ્ટિમાં બે બળો કામ કરી રહેલ છે: એક દૈવી અને બીજું આસુરી—એક ઈશ્વરી અને બીજું સેતાની. અને ગીતાકારના ઉપરોક્ત વિધાનનો આ અર્થ છે.

પરંતુ, આ પણ એટલું જ સાચું છે કે, દરેક મનુષ્યમાં પણ (ખરું જોતાં, ત્યાં જ મૂળે) આ બે બળો રહેલાં છે; અને એમના જ સંગઠનરૂપે વ્યક્તિ બને છે ને સામુદાયિક સંગ્રહરૂપે આખા લોકમાં એ તાકાત ઊભી થાય છે. આ લોકમાં જે બે ભૂતસર્ગ કહેલા છે એનું વાસ્તવિક કારણ, મૂળ ચેતન જે મનુષ્ય છે, તેના સ્વભાવમાં રહેલાં આ બેઉ તત્ત્વો છે.

૧

સમર્થ અંગ્રેજ વાર્તાલેખક રૉબર્ટ લૂઈ સ્ટીવન્સને આ સનાતન સત્યની ભૂમિકા પર એક ભારે અદ્ભુત ને રોમાંચક કથા ચણી કાઢી છે. અંગ્રેજી સાહિત્યની અમર કૃતિઓમાંની એ એક મનાય છે. એક મોટા મતે, સ્ટીવન્સનની એ ઉત્તમ કથા લેખાય છે. એની લોકપ્રિયતા તો એટલી બધી છે કે, યુરોપની લગભગ બધી જ ભાષાઓમાં એ ઊતરી ચૂકી છે, અને 'જેકિલ અને હાઈડ' એ અંગ્રેજીમાં તો દ્વૈધ વૃત્તિ માટે રૂઢ શબ્દપ્રયોગ થઈ ગયો છે.

આવી વાર્તાને ગુજરાતીમાં ઉતારવાની જરૂર વિષે તો કશો પ્રશ્ન જ ન હોય. એએક વર્ષ પર એક મિત્ર સાથે એને ચિત્રપટ પર જોવાનો પ્રસંગ બન્યો, ત્યારે આ વાર્તા વિષે મેં વિગતવાર જાણ્યું અને ત્યાર પછી મૂળ વાર્તા વાંચી. સાથે જ વિચાર આવ્યો કે, ગુજરાતીમાં એનો અનુવાદ કરાય તો ખોટું નહીં. કકડે કકડે ત્રણેક માસની અંદર એ અનુવાદ પૂરો કરી શક્યો છું. મૂળ વાર્તા જ બહુ મોટી નથી. આ અનુવાદ લગભગ પૂરો છે, જોકે ગુજરાતીમાં સરળ પ્રવાહ સાધવા સારુ આવશ્યક થોડી લે-મૂક કરી છે.

અનુવાદ પ્રારંભતાં પહેલો પ્રશ્ન એ સામે આવ્યો કે, આ અંગ્રેજી વાર્તાનું ભાષાંતર જ નહીં, પણ હિંદી કે ગુજરાતી રૂપાંતર કરવું? એટલે કે, એનાં નામ, સ્થળાદિનું ગુજરાતીકરણ આવશ્યક છે? મને એ આવશ્યક નથી લાગ્યું, ને તેથી વાચક જોશે કે વાર્તાનાં પાત્રોનાં નામ વગેરે મૂળનાં જ રાખ્યાં છે.

સામાન્ય અનુભવ છે કે, નાટક નવલકથામાં પાત્રો યાદ રાખવા થોડીક ખાસ મહેનત કરવી પડે છે. તેમાંય, જ્યાં કથા કે નાટકનું વસ્તુ લાંબું હોય કે અનેક પાત્રોવાળું અટપટું હોય ત્યાં તો, પાત્રસૂચિમાં વારંવાર જોવું પડે છે. એ મારો તો અનુભવ છે,—માનું છું સૌ વાચકોનો હશે. જો પાત્રોનાં નામો પરદેશી અપરિચિત હોય, તો આ મુશ્કેલી સવિશેષ નડે છે. એટલે, એવાં નામો જો બદલવામાં આવે તો ફાયદો ખરો. પરંતુ, નામો બદલવા જાઓ એની સાથે પછી વાતાવરણની ને અન્ય જમાવટ પણ બદલવી જ પડે; નહીં તો સાંસ્કૃતિક સંકર એવો તો વાચકને ખટકે, કે પછી રસક્ષતિમાંથી તમે બચો એ ચમત્કાર જ ગણાય. એવું કરવા જઈએ તો એમ જ થાય કે, માત્ર પરદેશી વસ્તુ લીધી, બાકી આપણે આપણું દેશી ચિત્ર જ દોરીએ છીએ. એમ કરવામાં કદાચ ભારે સાહિત્યિક કસરત ને કુનેહ હશે, પણ એ આવશ્યક ન ગણાય; ને ન તે શક્તિ મારી પાસે છે પણ. સાહિત્યિક

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



કલાવિધાન તરીકે આવું રૂપાંતર ઇષ્ટાનિષ્ટ છે કે કેમ, એ વિવેચકો જાણે — મને તો અનિષ્ટ લાગે છે. પણ એની ચર્ચામાં ન પડી, મારા છાયાનુવાદની દૃષ્ટિ કહી દઉં :

એક ઉત્તમ સનાતન સત્યનું રોચક વાર્તા દ્વારા નિરૂપણ જોઈ, એ વસ્તુ ગુજરાતી વાચક આગળ આવે તો સારું, એ જ મારો આ અનુવાદ કરવાનો ઇરાદો છે. આ ઇરાદો સારામાં સારી રીતે પાર ઊતરે, અનુવાદ સરળ સુવાચ્ય થાય, ને વાર્તાનો આનંદ બને એટલો કાયમ રહે, એ દૃષ્ટિ એમાં મેં રાખી છે. તેમાં કેવો ફાવ્યો છું એ તો વાચક જાણે.

અને, ઉપર જે નામોની ને વાતાવરણ-સંકરની મુશ્કેલી મેં બતાવી, તેમાંથી તો આ વાર્તાએ જ મને ઉગારી લીધો છે. આ વાતમાં નામ જ એ ચાર આવે છે, અને એ ત્રણચાર અક્ષરથી લાંબાં નથી ને વિચિત્ર સંયુક્તાક્ષરવાળાંય નથી. સ્થળ તો એક જ છે, ને એ લંડન શહેર; ને તેમાં એક પ્રોફેસરનું ઘર, તેની પ્રયોગશાળા, અભ્યાસ-ખંડ; ને એક બીજું ઘર. આ બધું આપણા વાતાવરણમાં ન ઉતારીએ તોય ચાલે એમ હતું.

## ૨

સ્ટીવન્સને આ વાર્તા અસાધારણ સંજોગોમાં લખી હતી. એને લોહીનો એક ભારે રોગ હતો. એક વાર એ રોગના સપાટામાં તે બિલકુલ પથારીવશ હતો ને બોલવા ચાલવા કે ઊઠવા બેસવાનીય એને બંધી હતી, ત્યારે એણે આ વાર્તા લખેલી. એકાંત અંધારી ઓરડીમાં એને એકલો જ રાખવામાં આવેલો. મિત્રોને પણ મળવા દેવામાં નહીં આવતા. આવશ્યક વાતચીત પણ સ્લેટપેનથી જ કરવા દેવામાં આવતી. આના કરતાં આગળ ગયેલી પ્રતિકૂળતા કશી હોઈ શકે? પણ પ્રતિભાના કાયદા કોણ કળી શક્યું છે? કદાચ એ સંજોગો જ આવી અનુપમ કથાના પ્રેરક ન બને? ગમે તેમ હશે, આવા અસમાન્ય સંજોગોમાં એને આ કથાનું વસ્તુદર્શન થયું અને તે તેને શબ્દબદ્ધ કરવા લાગી ગયો. લગાતાર ત્રણ દિવસમાં જ તેણે ૩૦ હજાર શબ્દોની વાત લખી કાઢીને એના મિત્રોને દંગ કરી દીધા ! આ વાર્તા એની સ્ત્રીને એક રીતે ગમી. તેણે કહ્યું કે, વાર્તા તરીકે તો આ ઉમદા છે; પરંતુ જેવું રૂપક હોવું જોઈએ તેવું આ નથી રહ્યું ને તે માત્ર વાર્તા જ બની ગઈ છે. આ ટીકા પરથી લેખકે હસ્તપ્રત ઉઠાવીને અગ્નિમાં ફેંકી દીધી! અને બીજા ત્રણ દિવસમાં આજ જે રૂપક-કથા આપણી પાસે છે, તે લખીને જગતને આપી.

વાચક જોશે કે આ રૂપકમાં અપાર વિકાસક્ષમતા છે. લેખક એની મૂળ કૃતિમાં એનો લાભ લેવા તણાઈ પણ ગયો હતો. એથી એક રસપૂર્ણ નવલકથા કદાચ નીપજત; પણ આજના રૂપકમાં જે સચોટ મર્મવેધિતા છે એ કદાચ હળવી ન થઈ જાત?

એ ગમે તે હોત, આ મર્યાદા સ્વીકારીને પણ લેખકે વાર્તા તરીકે વાર્તાનો રસેય ઓછો નથી થવા દીધો. બે મિત્રો લંડન શહેરમાં ફરવા નીકળ્યા છે. ચૂપચાપ ચાલ્યા જાય છે અને નીરવ જેવા જ નીરસ ભાવથી. કદાચ કોકને જોતાં તો એમેય થાય, 'અરે સ્ટીવન્સનની મશહૂર વાર્તા તે આ!' પણ જરાક આગળ વધીએ છીએ કે તેમાં જાસૂસ-કથા જેવો રસ આવવા લાગે છે. પણ, એ તો જરાક ચટકા જેટલો જ. માનવજીવનનાં સનાતન સત્યો નિરૂપનારી રૂપકકથા (allegory) રસજમાવટનો આવો બજારુ માર્ગ લઈ શકે? એટલે, જાસૂસ-કથાનો રસ તો દેખાયો ન દેખાયો ત્યાં તો તે લોપ પામે છે. જાસૂસ જઈ ને તેને ઠેકાણે એક સજ્જન પોતાના મિત્રને સાચી મદદ કરવાની મૂંઝવણમાં પડેલો દેખાય છે. આ આબાદ ફેરફાર સમર્થ વાર્તાલેખક જ કરી શકે. જે બે મિત્રો વાર્તા-પ્રારંભ કરે છે, તેઓનો વિશેષ વિચાર કરવાથી આ રસસંક્રમણની ખૂબી સવિશેષ સ્પષ્ટ થાય છે.

અટરસન કરીને એક વકીલ અને એનો સંબંધી મિત્ર એન્ફિલ્ડ ફરતા ફરતા એક અવાવરુ ઘર આગળ આવે છે. કશોક ભારે ભેદ ખોલતો હોય એમ, એન્ફિલ્ડ આ કથાના અર્ધ-નાયકની વાત શરૂ કરે છે. એનો આખો રસ જાસૂસી અને કાંઈક કુત્સાખોરીલો (Scandal-monger) લાગે છે. કદાચ અંત સુધી એનો એ જ રહે છે. પણ ત્યારે વાર્તામાં એનું સ્થાન પણ ત્યાં જ લગભગ સમાપ્ત થાય છે. આટલો ભેદ

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ખોલી એ આખી વાર્તાનું વસ્તુનિરૂપણ અને કાર્ય પણ અટરસન પર જ મૂકતો જાય છે.

અને અટરસન જાસૂસી સ્વભાવનો નથી. આ કથાની એ મંગળ મૂર્તિ છે. એને પણ આ ભેદ પૂરેપૂરો ખોલવા મન થાય છે, પણ એ એન્ફિલ્ડથી ભિન્ન વૃત્તિને લઈને. કથા-નાયકનો એ એક સાચો મિત્ર છે ને તેની પ્રત્યે અનુપમ મિત્રભાવનો પ્રેર્યો પોતે એમાં પડે છે. પેલા ભેદમાં એને એના મિત્ર 'જેકિલના' જીવન-મરણનો ને આબરૂનો કોયડો ગૂંચાયલો લાગે છે. એથી, એને બચાવવા, બને તો એને એમાંથી ઉગારી લેવા, મિત્રસહજ પ્રેરણા એના દિલમાં થાય છે, અને એ પ્રકારની સજ્જનતા ને મૈત્રી એનામાં છે, એ સ્ટીવન્સન વાર્તા આરંભતાં જ વાચકને કહી દે છે.

એનું દિલ, વાર્તામાં વાર વાર યાદ કરાવેલી એની તિજોરી જેવું, મિત્રો માટે સુરક્ષિત ને સુરક્ષક પણ છે. એ એના સામ્યનું કલાપૂર્ણ સૂચન સ્ટીવન્સને વાચક પર છોડ્યું છે. એના મિત્રના કોયડાને લગતાં ખત જેમ એ તિજોરીમાં વસાઈને પડ્યાં છે, એમ જ એ ગુહ્યો — અને સાચેસાચ જોઈએ તો તિજોરી તો એનું પ્રતીક માત્ર હતું, — એના દિલમાં પડ્યાં છે. તિજોરીમાં પાસે પડેલ ખત હોય તો જાસૂસને શી મૂંઝવણ રહે? પણ વકીલ જાસૂસ નથી: એ એક ઉમદા સન્મિત્ર છે; એને એન્ફિલ્ડનો જાસૂસી રસ નથી. એટલે, વાર્તામાં એન્ફિલ્ડ જેવો આવ્યો એવો જાય છે* ને તેની સાથે વાર્તાનો જાસૂસી રસ પણ લેતો જાય છે; ને એને સ્થાને માનવ જગતની એક સનાતન મધુરતા -- મૈત્રીભાવ -- ની સુગંધની ફોરમમાં આપણે વાર્તાના સનાતન સત્યની જટિલ ગહનતામાં પ્રવેશ કરીએ છીએ.

**મગનભાઈ દેસાઈ**

[—ચાલુ.] એની ચર્ચા કરતો આગળનો ભાગ આવતા અંકમાં આપવામાં આવશે.]

* એન્ફિલ્ડ વાર્તાના અંતમાં પાછો આવે છે. પણ ત્યાં તો તે વાર્તાની નિરૂપણકળાની આવશ્યકતા પૂરતો જ છે, કોઈ નવી સ્વતંત્ર સ્વભાવસૂચક વાત નથી કરતો. એટલે અહીં લખેલું છે એ આટલું યાદ રાખીને સમજવું.

# વીસમી સદીનાં ગુજરાતી પ્રકાશનો

૧

[ઈ. સ. ૧૯૦૧–૫]

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયના ગુજરાતી કૉપીરાઈટ વિભાગનાં વીસમી સદીનાં ગુજરાતી પ્રકાશનોનું વર્ગીકરણ પૂરું થયું છે. એટલે શરૂઆતથી પાંચ પાંચ વર્ષના ગાળાનાં પુસ્તકો લઈને એની વિવિધતા વગેરે પર નજર કરી શકાશે. તદનુસાર ઈ. સ. ૧૯૦૧ થી ૧૯૦૫ નો ગાળો લઈએ. આ પંચવર્ષી દરમ્યાન ગુજરાતી ભાષામાં ૧૪૧૩ પુસ્તકો છપાયાં જણાય છે.

ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે, ઈ. સ. ૧૯૫૫ની એક જ સાલમાં ૧૪૩૦ પુસ્તકો પ્રગટ થયાં હતાં. આજથી પચાસ વર્ષ પૂર્વેનાં ઉપર્યુક્ત પાંચ વર્ષમાં લગભગ તેટલાં બહાર પડ્યાં હતાં. તે ઉપરથી અંદાજે એમ કહી શકાય કે, આજે ગુજરાતી ગ્રંથ પ્રકાશનનો વિકાસ પાંચ ગણો થયો છે.

એ પુસ્તકોની વિષયવાર તારવણી નીચે મુજબ છે:—

| વિષય | સંખ્યા | ટકા |
|---|---|---|
| ૧. સાહિત્ય | ૬૪૨ | ૪૫% |
| ૨. ધર્મ | ૨૭૫ | ૨૦% |
| ૩. કેળવણી | ૨૦૪ | ૧૪% |
| ૪. વિજ્ઞાન | ૭૯ | ૬% |
| ૫. ઇતર | ૨૧૩ | ૧૫% |
| કુલ | ૧૪૧૩ | ૧૦૦% |

૧: સાહિત્ય: — સાહિત્યનાં ૬૪૨ જેટલાં પ્રકાશનોમાં અડધોઅડધ કરતાં પણ થોડાં વધારે, એટલે કે ૩૬૫, ફક્ત કવિતાનાં છે, અને એમાં ૧૧૬ માત્ર

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



નાટકોનાં ગાયનોનાં જ! તેમને માટે વર્ગીકરણમાં ખાસ નંબર બનાવવો પડ્યો! આનો અર્થ એ કે, ગુજરાતી સાહિત્યમાં વીસમી સદીની શરૂઆતમાં કવિતા અને નાટકનાં ગાયનોની બોલબાલા હતી. એ સિવાયનાં પ્રકાશનોમાં વાર્તાનાં પુસ્તકોની સંખ્યા ૧૬૭, નાટકોની ૭૦, અને વિવેચન વગેરની ૪૦ થાય છે.

૨. ધર્મઃ — ધાર્મિક પ્રકાશનોની સંખ્યા ૨૭૫ જેટલી છે. તેમાં હિંદુ ૧૧૫, જૈન ૫૪, ઇસ્લામ ૪૪, પારસી ૪૦ અને ઇતર ૨૨ છે. ઉપરના આંકડાઓ પરથી સ્પષ્ટ જણાય છે કે, વીસમી સદીમાં ખ્રિસ્તી પ્રચારનાં પુસ્તકોની સંખ્યા બહુ ઓછી હતી.

૩. કેળવણીઃ — કેળવણી વિષેનાં પ્રકાશનોની સંખ્યા ૨૦૪ છે. એમાં ૨૦૨ તો ફક્ત પાઠ્યપુસ્તકો ને ગાઇડો જ છે! માત્ર બે જ અને તે પણ એક જ પુસ્તકના બે ભાગ કેળવણીશાસ્ત્ર વિષેનાં છે! એનું નામ 'કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા'— લેખક શ્રી હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા. આ ઉપરથી એમ કહેવાય કે, બ્રિટિશ સરકારે શાળાઓ ન કાઢી હોત, તો આ વિષયનો વિચાર પણ કોઈ ભાગ્યે જ કરતું હોત!

૪. વિજ્ઞાનઃ — ૭૯ જેટલાં વિજ્ઞાનનાં પ્રકાશનોમાં વૈદકનાં ૨૯, ઉપયુક્ત કળા-કારીગરીનાં ૨૨, અને ઇતર ૨૮ છે. આમાં પદાર્થવિજ્ઞાન, રસાયણ ને વનસ્પતિશાસ્ત્રનું એક પણ પુસ્તક નથી!

૫. ઇતરઃ — બાકીનાં પ્રકાશનોમાં ખાસ કરીને સમાજશાસ્ત્ર ૩૭, અધ્યાત્મ ૩૪, તત્ત્વજ્ઞાન ૩૦, ભાષાશાસ્ત્ર ૩૦, અને ઇતર ૮૨ થઈને કુલ ૨૧૩ થાય છે. આમાં ખાસ ઉલ્લેખનીય ગુજરાતી જ્ઞાનકોશ છે. આમ તો આ કામ સને ૧૮૯૯થી શરૂ થયેલું અને ૨૦ વર્ષે ૧૯૧૮માં તેના નવ ભાગ પૂરા થયા. પરંતુ તેમાંના ચાર ગ્રંથો આ પાંચ વર્ષના ગાળામાં પ્રગટ થયેલા છે. તેનું નામ છે 'જ્ઞાનચક્ર અથવા ગુજરાતી સાઇક્લોપીડિયા,' અને તેના કર્તા છે પારસી સદ્‌ગૃહસ્થ શ્રી રતનજી ફરામજી શેઠના.

આપણે ત્યાં હમણાં 'ભગવદ્‌ગોમંડલ'ના નવ ભાગ પૂરા થયા, જેનું કામ પણ લગભગ ૨૦ વર્ષ ચાલ્યું. આવું જ એક કામ વીસમી સદીની શરૂઆતમાં થયું હતું, એ ખરેખર જાણવા જોગ બીના કહેવાય; કેમ કે તે જમાનામાં પણ આવું ભગીરથ કામ કરનારા હતા, તે જણાઈ આવે છે.

વીસમી સદીની શરૂઆતથી જ આપણે ત્યાં જ્ઞાનકોશની ભૂખ જાગેલી, પણ હજી તે તૃપ્ત થઈ શકી નથી. ભગવદ્‌ગોમંડલના કોશનો વિસ્તાર અમુક રીતે જ્ઞાનકોશની રીતે થયો છે, પરંતુ મુખ્યત્વે એ શબ્દકોશ જ કહી શકાય, જ્ઞાનકોશ નહીં.

તદુપરાંત એક ઉપવિભાગ રહે છે, અને તે છે ચારિત્રોનો. ૧૪૧૩ જેટલાં પ્રકાશનોમાં જીવનચરિત્રો માત્ર ૨૬ જ છે. કદાચ તે સમયમાં આત્મચરિત્રો તો ભાગ્યે જ લખાતાં, પરંતુ જીવનકથાઓ આલેખતાં પુસ્તકોની સંખ્યા પણ બહુ જૂજ છે, તે ઉપરના આંકડા પરથી દેખાઈ આવે છે. તેમાં પાશ્ચાત્ય પંડિત મૅક્સમૂલર કૃત 'રામકૃષ્ણ પરમહંસ' નામનો ચારિત્ર-ગ્રંથ ખરેખર ઉલ્લેખનીય છે. તેમાં સ્વામીજીનું જીવન ને વચનામૃત છે.

છેલ્લે આ પાંચ વર્ષ દરમ્યાનની કર્તાવારી તપાસીએ, તો વ્યક્તિગત કદાચ સૌથી વધુ ગ્રંથોનું નિર્માણ શ્રી નારાયણ હેમચંદ્રે કરેલું છે. તેમનાં ૩૫ જેટલાં નાનાં મોટાં પુસ્તકો આ સમયમાં પ્રગટ થયાં છે. તેમાં કેટલાંક તો તત્ત્વજ્ઞાનનાં છે, કેટલાંક ખગોળ-શાસ્ત્ર વિષે છે, તો વળી કેટલાંક સાહિત્યિક પણ છે.

એ સાધુપુરુષે પોતાની જિંદગીનો મોટો ભાગ બંગાળામાં બંગાળી વિદ્વાન લેખકોના સમાગમમાં વ્યતીત કર્યો હતો. એમની મારફત અને એમના અનુકરણથી ગુજરાતી સાહિત્ય પર બંગાળી સાહિત્યની અસર થઈ છે. તેવામાં વળી ઈ. સ. ૧૯૦૫માં બંગભંગની ચળવળને લીધે બંગાળ પ્રદેશ હિંદુસ્તાનમાં બધે જાણીતો થયો. આમ ગુજરાતી સાહિત્ય પર બંગાળી સાહિત્યની કેટલીક અસર શરૂઆતથી થવા લાગી છે.

ચાલુ] **દશરથલાલ શાહ**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥
–ઊંચું અભ્યાસથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન તો ચડે;
ધ્યાનથી ફળનો ત્યાગ, ત્યાગથી શાંતિ સત્વર.

(શ્રીમદ્ ભગવદ્ ગીતા અ૦ ૧૨-૧૨)

सुख याव जरा सीलम् ।
–ઘડપણ સુધી આચરેલું શીલ સુખ છે.

(—ધમ્મપદ ૨૩-૧૪)

મિત્ર પર પ્રેમ કરવો અને શત્રુનો દ્વેષ કરવો એ લૌકિક નીતિ છે; પણ મારી તમને સલાહ છે કે, તમે તમારા શત્રુ પર પણ પ્રેમ કરજો અને કદી કોઈનો દ્વેષ તો કરશો જ નહીં.

**—ઈશુ ખ્રિસ્ત**

મૌન એ આપણો સાચો મિત્ર છે, જે આપણને કદી દગો દેતો નથી.

**—કૉન્ફૂશિયસ**

પરસેવો પાડ્યા વિના મેળવેલી રોટી હરામ ગણવી.

**—સંત ફ્રાન્સિસ**

બીજાની સાથે તેમ જ પોતાની જાતની સાથે જૂઠો વ્યવહાર કરવો નહીં; સત્ય આપણને ગમે ત્યાં દોરી જાય તોપણ સત્યથી કદી ડરવું નહીં.

**—ટૉલ્સ્ટૉય**

જેમને ઈશ્વર ઉપર શ્રદ્ધા છે તેમને જીવન અને મરણ સરખાં જ છે. આપણી ફરજ તો છેલ્લા શ્વાસ સુધી સેવા કરવાની છે.

**—ગાંધીજી**

પક્ષ એકબીજાના કાર્યને તોડી પાડવામાં પોતાની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ કરે તો દેશનાં કમભાગ્ય જ ગણાય.

**—સરદાર વલ્લભભાઈ પટેલ**

કયે વખતે કયા પ્રકારનું આચરણ કરવું એ જો તે પ્રસંગે જ સમજાય નહીં અને આચરણ કરતાં આવડે નહીં તો સારા વાચનનો અને સાંભળવાનો શો ઉપયોગ ?

**—કેદારનાથજી**

હૃદયને પવિત્ર, ઉન્નત અને દૈવી બનાવવાનો એકમાત્ર ઉપાય તે તેજસ્વી ભાવના છે.

**—કાકાસાહેબ**

વિનયનાં મૂળ ત્રણ છે: એક પોતાની અજ્ઞાનતાનું સ્મરણ; બીજું પોતાના પાપનું સ્મરણ અને ત્રીજું પોતાની ખામીઓનું ખુદા પાસે નિવેદન.

**—અબુ ઉસમાન**

જે પોતાનો ઉત્સાહ ખોઈ બેસે છે તે આ જગતમાં સૌથી નાદાર માનવી છે. પોતાની પાસેનું સર્વસ્વ ભલે ખોઈ નાખે, પણ જો એ ઉત્સાહહીન થતો નથી તો આગળ ઉપર એ જરૂર સફળ થવાનો.

**—એચ. ડબલ્યુ. આર્નોલ્ડ**

મનુષ્ય પોતે જ પોતાની સામે વિઘ્નો ઊભાં કરે છે.

**—કવિવર રવીન્દ્રનાથ ટાગોર**

રાત્રિનો પંથ કાપ્યા વિના પ્રભાતનાં દર્શન થતાં નથી.

**—ખલિલ જિબ્રાન**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# સત્યનો પ્રભાવ

**[ એક ચીની લોકકથા ]**

એક વાર ચૂ પ્રદેશની સેનાએ સુંગ પ્રદેશની રાજધાની પર ઘેરો ઘાલ્યો. સુંગની સેનાએ દુશ્મનોનો ખૂબ બહાદુરીપૂર્વક સામનો કર્યો અને તેઓને રાજધાનીમાં પગપેસારો કરતા અટકાવી રાખ્યા.

ચૂ પ્રદેશની સેના પણ પોતાના નિરધારમાં મક્કમ હતી. પરંતુ આખરે એવી પરિસ્થિતિ ઊભી થઈ કે, જો એક અઠવાડિયામાં તેમને વિજય ન મળે તો ઘેરો ઉઠાવી લેવો પડે. કારણ કે તેમની પાસે એક અઠવાડિયા સુધી ચાલે એટલો જ અનાજનો પુરવઠો હતો.

આથી ચૂ પ્રદેશના રાજાએ પોતાના એક વિશ્વાસપાત્ર અધિકારીને બોલાવી કહ્યું : "તમે છાનામાના રાતને સમયે કિલ્લા પર ચડીને રાજધાનીમાં દાખલ થાઓ અને આપણા શત્રુની શી સ્થિતિ છે એ જોઈ આવો; જેથી આપણે હવે શાં પગલાં લેવાં એની આપણને કશી સમજ પડે."

પેલો અધિકારી સાહસ કરીને રાતને સમયે કિલ્લામાં દાખલ થવા તૈયાર થયો. તે ગુપ્ત વેશમાં હતો, એટલે પકડાઈ જવાનો ભય ઓછો હતો. પરંતુ દૈવયોગે તે કિલ્લા પર ચડીને અંદર દાખલ થવા જતો હતો એવામાં સુંગના એક અધિકારી સાથે તેનો ભેટો થઈ ગયો ! પેલા સુંગ અધિકારીએ તેને આ રીતે છાનામાના આવવાનું કારણ પૂછ્યું. એટલે ચૂ પ્રદેશના અધિકારીએ કહ્યું : "હું તમારા લોકોની સ્થિતિની તપાસ કરવા આવ્યો છું. તમારા સૈન્યની શી હાલત છે ?"

પેલા સુંગના અધિકારીએ સહજ ભાવે કહ્યું : "ભાઈ, અમારી સ્થિતિ ખૂબ જ કફોડી થઈ ગઈ છે ! અમારી પાસે અનાજનો એક દાણો પણ રહ્યો નથી. તેથી નાછૂટકે અમે અમારાં બાળકોને મારી મારીને અમારું પેટ ભરીએ છીએ અને અમારા રાજ્યની રક્ષા કરવા પ્રયત્ન કરીએ છીએ."

સુંગના અધિકારીની આ દુઃખદ વાત સાંભળીને ચૂ પ્રદેશના અધિકારીનું હૃદય પણ દયાથી ભરાઈ આવ્યું. તે ગદ્‌ગદિત અવાજે બોલ્યો : "ભાઈ, હવે તમારા દુઃખના દિવસો ઝાઝા ટકશે નહીં. અમારી પાસે પણ સાત દિવસ ચાલે એટલા અનાજનો પુરવઠો હવે રહ્યો છે. તમે જો જેમ તેમ કરીને સાત દિવસ સુધી નભાવી લેશો, તો અમારે છેવટે અનાજના અભાવે સાત દિવસ પછી ઘેરો ઉઠાવી લેવો પડશે."

પછી બંને અધિકારીઓ છૂટા પડ્યા. ચૂ પ્રદેશનો અધિકારી સુંગ પ્રદેશના લોકોની આવી દુર્દશા જોઈને ખૂબ વિચારમાં ડૂબી ગયો. તેને વધારે તપાસ કરવાનું મન ન થયું. તે ભારે હૈયે પાછો ફર્યો અને પોતાના રાજાને સુંગના લોકોની કેવી બેહાલ દશા છે એની તેણે બાતમી આપી.

આ સાંભળીને ચૂ પ્રદેશનો રાજા આનંદ પામી બોલ્યો : "હવે આખી બાજી આપણા હાથમાં જ છે. આપણે એવો કંઈક દાવ રમીએ જેથી અઠવાડિયાની અંદર જ તેઓ આપણે શરણે આવે."

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



અધિકારીએ કહ્યું: "રાજાજી, પરંતુ મેં તો તેમને જણાવી દીધું છે કે અમારી પાસે પણ ફક્ત એક જ અઠવાડિયાનું અનાજ બાકી રહ્યું છે."

રાજા ગુસ્સે થઈને બોલ્યો: "અરે, આ તો તેં ભારે મૂર્ખાઈ કરી! આવી છાની વાત કહેવાય ખરી?"

અધિકારીએ વિનયપૂર્વક કહ્યું: "રાજાજી, જ્યારે સુંગ જેવા નાના રાજ્યનો એક અધિકારી આટલું સત્ય કહી શકે તેમ હોય, ત્યારે ચ્યૂ જેવા મોટા રાજ્યના અધિકારીએ તો એની સરખામણીમાં આનાથી પણ વધારે સત્યવાદી થવું જોઈએ."

અધિકારીની આ વાત સાંભળીને રાજાને પણ પોતાના ધર્મનું ભાન થયું. તેણે તરત જ ઘેરો ઉઠાવી લેવાનો હુકમ કર્યો અને તે પોતાના સૈન્ય સાથે પાછો ફર્યો.

**મુકુલભાઈ કલાર્થી**

# માંડૂક્યોપનિષદનો સ્વાધ્યાય

[ગયા અંકથી ચાલુ]

### જીવ અને જગત

આ પહેલાં થઈ ગયેલા વિચારનો સાર જોઈને આગળ ચાલીએ. આ ભવસંસારના બધા ખેલને આપણે જીવાત્મા જોઈએ, જાણીએ અને માણીએ છીએ. બીજી તરફથી કહીએ તો, તે શું છે એ સમજવા અને તે સમજને આધારે ચાલીને આ જગતમાં — આપણા સમાજમાં આપણાં યોગક્ષેમ કે જીવનનો નિર્વાહ કરવા પણ તાકીએ છીએ. આપણી બધી વિદ્યાઓ — બધું જ્ઞાન વિજ્ઞાન અને સાહિત્ય — આ મૂળમાંથી ફૂટે છે.

ઉપરના આ સાદા વિચારમાં કોઈ મતભેદ નથી. તત્ત્વજ્ઞાન એથી આગળ વધીને આ વસ્તુને તપાસે છે. તેની સાદી ભૂમિકા આમ છે:–

'હું હું' એવો 'અસ્મિ-તા' ભાવ અથવા અહંકાર જીવમાત્રમાં રહેલો જ છે. સંસારના અનુભવનું બીજ એ જ છે. એક બાજુએ આ અહંભાવ છે. તેની સામી બાજુએ તેવા અનુભવ કે ભોગના વિષય તરીકે પ્રતીત થતો આ બધો ભવસંસાર છે. આ એની જોડી માન્યા વગર વિદ્યા કે વિચાર સંભવે નહીં.

એ બે વસ્તુઓના વિચારમાંનો પહેલો પદાર્થ છે તે ભવસંસાર છે. તેને શાસ્ત્રીય રીતે પકડવાને માટે, તેનું પંચીકરણ કરીને બતાવવામાં આવે છે કે, મૂળ પંચભૂત છે અને દેશ તથા કાળમાં તેમની ગતિ રૂપે આ ભવસંસાર ચાલે છે.

પહેલા ગણાવેલા જગત પદાર્થ પરત્વે, આર્ય તત્ત્વજ્ઞાન કે દર્શનશાસ્ત્રનો સિદ્ધાંત આમ કહે છે. અર્વાચીન યુરોપીય તત્ત્વજ્ઞાન પણ, તેની જુદી પરિભાષામાં છતાં, આનો ઇન્કાર કરતું નથી.

ઉપરના દ્વૈતનો બીજો પદાર્થ છે તે જીવાત્મા અથવા 'હું'-પદ. તે છે, તો આપણને રોજ હરઘડી હરક્ષણ ચાલતા ફરતા રહેતા સંસારની ઘટનાઓનો અનુભવ થાય* છે.

### આત્મભાન અને તેની અવસ્થાઓ

દેશ અને કાળમાં થયા કરતા આ અનુભવો કે પ્રજ્ઞાનની અંદર સૂત્ર રૂપે સતત એકતત્ત્વ રહેલું છે અને તે આપણને લાગતું આત્મભાન છે. આખા ભવસંસારની અનુભવ-મણિમાળાનું સૂત્ર તેના ભોક્તા કે દ્રષ્ટા તરીકે રહેલી આપણી આ અસ્મિતા કે આત્મભાન છે. કોઈ આનો પણ ઇન્કાર ન કરી શકે. તેના નિરૂપણની પરિભાષા કે પૃથક્કરણ-શૈલી કદાચ જુદી ભલે હો.

આ આત્મભાનનું પૃથક્કરણ પણ દર્શનશાસ્ત્રો કરે છે. જેમ સંસાર એ પંચભૂતોની દેશકાળમાં થતી પ્રતીતિ છે, તેમ અસ્મિતા, અહંકાર, આત્મભાન કે આત્મ-પદને તપાસીએ, તો તેની પ્રતીતિ જે પ્રજ્ઞાનથી થાય છે, તેની પણ ત્રણ ચોખ્ખી પાયરીઓ જોવા મળે છે.

* ઊંઘમાં આ 'હું' નથી હોતો, ત્યારે તે કાળમાં કાંઈ ભાન પણ નથી થતું.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



અને ઉપનિષદકાર આગળ જઈ ને ઊંડે ઊતરીને કહે છે કે, જે આપણને આપણાપણા તરીકે સતત સદા હયાત રહેતું લાગે છે, તે આ ત્રણે પાયરીમાં મૂળરૂપે રહેલું આત્મપદ છે.

આમ છતાં, તે ત્રણેથી નિરપેક્ષ એવું આ પદ હોઈ ને, તેની આવી નિરપેક્ષતા એ ચોથી પાયરી ગણી શકાય. એમ વિચારી, માંડૂક્યકાર આત્માની આવી પાયરીઓ ઉપરથી તેને 'ચતુષ્પાદ' એટલે કે ચાર પાયરી કે અવસ્થાવાળો કહે છે.

આત્માની આ પાયરીઓમાં પ્રથમ બે તે જાગ્રત અને સ્વપ્ન. જાગ્રતમાં કામ કરતા આત્મ-પાદને ઓળખવા ઉપનિષદકાર 'વૈશ્વાનર' નામ આપે છે; સ્વપ્નમાં કામ કરતા આત્મપાદને ઓળખવા તેનું નામ 'તૈજસ' પાડે છે. વસ્તુતાએ બંને અવસ્થા ભોગવનાર આત્મા, તેની પાયરીઓની ઉપાધિને લઈ ને, નામે કરીને જુદો ગણાવતાં છતાં, એક જ છે. હવે આત્માના ત્રીજા પાદનું કે તેની ત્રીજી અવસ્થાનું વર્ણન જોઈએ.

**આત્માનો ત્રીજો પાદ**

નિદ્રા કે સુષુપ્તિની અવસ્થા આત્માનો ત્રીજો પાદ છે. તે અવસ્થામાં આત્માનો પ્રત્યય કે પ્રતીતિ યા ઓળખ અમુક તેની નિરાળી અને અગાઉની બે અવસ્થાથી નોખી પડી આવતી હવે થાય છે. તેથી એને તેની ત્રીજી દશા કહી છે. તે પાદ કે સ્થાને આત્માને 'પ્રાજ્ઞ' કહે છે. હવે પછીના મંત્ર પાંચમામાં માંડૂક્યકાર 'પ્રાજ્ઞ'ને નીચે પ્રમાણે વર્ણવે છેઃ-

**यत्र सुप्तो न कंचन कामं कामयते, न कंचन स्वप्नं पश्यति, तत् सुषुप्तम् । सुषुप्तस्थान एकीभूतः प्रज्ञानघन एवानंदमयो ह्यानंदभुक् चेतोमुखः प्राज्ञस्तृतीयः पादः ॥ ५ ॥**

**પદાર્થ**

यत्र = જ્યાં, જે દશા કે સ્થાને યા સ્થિતિમાં (પહોંચતાં કે આવતાં) सुप्तः = સૂતેલો – ઊંઘતો (પુરુષ) न = નહીં कंचन = કાંઈ પણ कामं = કામનાને, ઇચ્છાને, મનની વાંછિત વસ્તુને कामयते = ચાહે છે, न = નહીં कंचन = કાંઈ પણ स्वप्नम् = સ્વપ્નું पश्यति = જુએ છે, तत् = તે (સ્થાન) सुषुप्तम् = સુષુપ્ત (કહેવાય છે.)

सुषुप्तस्थानः = સુષુપ્ત દશાના સ્થાન કે ક્ષેત્રવાળો एकीभूतः = (સાત અંગવાળો નહીં; પણ તે બધાં એક થવાથી) એકાકાર બનેલો प्रज्ञानघनः = (સાત અંગ કામ ન કરતાં હોવાથી, પ્રજ્ઞા જ્યાં આંતર કે બાહ્ય ક્ષેત્રગામી નથી, પણ જ્યાં પ્રજ્ઞાન પોતે જ થીજી જઈ કે સ્થગિત થઈ જઈ ઘનરૂપ બને છે એવો) પ્રજ્ઞાનઘન एव = જ, आनंदमयः = (તેથી) આનંદમય हि = જ (હોઈ ને), आनंदभुक् = (સ્થૂલ કે વિવિક્તને નહીં, પણ) આનંદ ભોગવનારો, चेतोमुखः = (૧૯ મુખવાળો નહીં, પણ એક) ચિત્તરૂપી મુખને ધારણ કરનારો प्राज्ञः = પ્રાજ્ઞ, પ્રજ્ઞાનરૂપ હોઈ ને પ્રાજ્ઞ કહેવાય છે તે तृतीयः = ત્રીજો पादः = પગ, પગલું, પગથિયું, પાયરી.

**અન્વય**

यत्र सुप्तः न कंचन कामं कामयते, न कंचन स्वप्नं पश्यति तत् सुषुप्तम् ।

(तस्य आत्मनः) तृतीयः पादः सुषुप्तस्थानः, एकीभूतः, प्रज्ञानघनः एव, चेतोमुखः, आनंदमयः हि आनंदभुक् प्राज्ञः ॥

**અનુવાદ**

પુરુષ ઊંઘમાં પડેલો હોઈને, જે સ્થાને (જાગ્રત દશામાં કરે છે તેમ) કશી પણ કામના કરતો નથી, (સ્વપ્ન દશામાં કરે છે તેમ) કાંઈ પણ સ્વપ્ન જોતો નથી, તે (એ બેઉથી જુદું પડતું સ્થાન) સુષુપ્ત છે.

તે (આત્માનો) ત્રીજો પાદ (એ પ્રકારના) સુષુપ્ત સ્થાન કે ક્ષેત્રવાળો હોઈને, (સાત અંગો છતાં) એકાકાર બનેલો, (અને તેથી કરીને ત્યાં તેનો પ્રજ્ઞાન ગ્રહણ કરવાનો ગુણ પોતે જ,—જાગ્રત પેઠે ન બહાર કે સ્વપ્ન પેઠે ન અંદર કામ કરે છે, પરંતુ પોતાના મૂળ, કારણ કે બીજ રૂપે જ અખંડ, અવ્યાકૃત કે ઘનરૂપ રહેતો હોઈને) પ્રજ્ઞાનઘન, તથા (૧૯ મુખવાળો છતાં) ચિત્ત રૂપી (એક જ) મુખ ધારણ કરનારો, આનંદમય જ, (એટલે ચિત્ત-મુખ વાટે કેવળ) આનંદ ભોગવનારો એવો પ્રાજ્ઞ છે.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



[આત્માનું ત્રીજું પગલું સમજાવવાને માટે માંડૂક્યકાર પહેલું તો સુષુપ્ત શું છે તે કહે છે. જાગ્રતમાં આપણે કામના કરીએ છીએ — ઇંદ્રિયના પદાર્થો પ્રત્યે બહિર્મુખ થઈને વર્તીએ છીએ. સ્વપ્નમાં આપણે જાગ્રતના અંદર પડેલા સંસ્કારોની સ્મૃતિને આધારે સ્વપ્નાં માણીએ છીએ.* આ બેમાંથી એકે જ્યાં નથી બનતું, છતાં જે સ્થાન કે ક્ષેત્રને આપણે અનુભવીએ છીએ, ઊંઘમાંથી જાગતાં જેનું પ્રજ્ઞાન થાય છે, જેના વગર આપણું જીવન ન ટકે, તે સુષુપ્તિ કે નિદ્રાની અવસ્થા આત્માની ત્રીજી પાયરી બને છે. એટલે કે, નિદ્રાવસ્થામાં આપણે નથી જાગતા કે નથી સ્વપ્ન જોતા; એ બંને દશાનો ત્યાં અભાવ છે. છતાં ત્યાં આપણે કોઈ ને કોઈ રૂપે હયાત તો હોઈએ જ છીએ. એ આપણું આત્મરૂપ 'પ્રાજ્ઞ' કહેવાય છે.

તેનાં લક્ષણો માંડૂક્યકાર ચોકસાઈથી વર્ણવે છે. આગળનાં બે સ્થાનોમાં વિચરતાં બે આત્મરૂપ — વૈશ્વાનર તથા તૈજસ, એમની તુલનામાં ત્રીજા આ પ્રાજ્ઞનું સ્વરૂપ ચોખ્ખું સમજાય, એ રીતે એ કહે છે.

નિદ્રાવસ્થામાં આપણને કાંઈ ખબર પડતી નથી, કારણ કે ત્યાં આગળ જીવ કાચબાની પેઠે પોતાનાં સાત અંગો સંકોચી લઈને 'એકીભૂત' બને છે.

એટલે જીવાત્માની ભોગ કે પ્રજ્ઞાનની શક્તિ અથવા તેવો તેનો ગુણ પોતે જ ઘન બનીને રહી જાય છે; એટલે ત્યારે જીવાત્મા 'પ્રજ્ઞાનઘન' બનીને રહે છે.

આમ થવાથી સુખદુઃખ કે રાગદ્વેષ વગેરે દ્વૈત-ભાવથી પ્રતીત થતો સ્વપ્ન-જાગ્રત-દશાઓનો ભોગ પણ નિદ્રાદશામાં જુદો પડે છે. ત્યાં ચિત્તની મૂળ દશા સાત્ત્વિક રૂપે વર્તે છે. બીજી રીતે કહીએ તો, દ્વૈતના મૂળ કારણરૂપ જે સમભાવની પ્રસન્નતા — સરોવરનાં મોજાં જે સમતલ સપાટી પર વિલસે છે તેના જેવી ચિત્તની નિરુપાધિક સ્વભાવદશા ત્યારે હોય છે. ઉપનિષદકાર કહે છે, નિદ્રામાં પડેલો જીવાત્મા ત્યારે તેવા ચિત્તરૂપી મુખ વડે પોતાને જ પોતે માણે છે. એટલે કે તે 'આનંદમય' છે, એમ ઋષિ કહે છે; અને તેથી તેનો ભોગ આ દશાએ સુખદુઃખથી પર અને નિરપેક્ષ એવો આનંદ હોય છે.

જીવાત્મા, આ દશાએ જતાં, સંસારને ભોગવતી તેની અન્ય બે દશાના મૂળ કારણ રૂપે ત્યાં રહે છે. તેને તે દશાનું અભિમાન પણ હોય છે; ઊંઘમાંથી જાગ્યે તેને એ પ્રતીત થાય છે. એટલે કે, નિદ્રાની પાયરી તેના પ્રજ્ઞાનનો ભાગ પણ બની શકે છે. આ દશા વિના આપણાં તન તથા મન નીરોગ કે સ્વસ્થ ન રહી શકે, એ આપણે સૌ જાણીએ છીએ. એમ કહો કે, એ સ્વસ્થ અને સમતલ પ્રસન્ન ભૂમિકાના પટ ઉપર જ આપણું જાગ્રત જીવન ચાલે છે. સ્વપ્નનો અનુભવ એ બે વચ્ચે કડી જેવો રહે છે. નિદ્રાવસ્થાની ભૂમિકામાં જ સ્વપ્ન વિલસે છે. એમ માનો કે, નિદ્રા અને જાગૃતિનું મિશ્રણ એ ન હોય!

આ ત્રણે દશાઓ સ્મૃતિ વાટે આત્માના પ્રજ્ઞાનનો વિષય બને છે. નિદ્રામાં આત્મા અખંડ અવ્યાકૃત પ્રજ્ઞાનરૂપ રહે છે; તેથી તેનું નામ 'પ્રાજ્ઞ' કહ્યું છે. તે રૂપે આત્મા આપણામાં રહે છે, તેથી આપણે જીવતા રહીએ છીએ. બાકી નિદ્રા એ મરણ જેવી જ સ્થિતિ થઈ રહે. પણ તેવી તે નથી, કારણ કે જીવાત્મા ત્યારે તેનું ખોળિયું છોડીને જતો નથી; પ્રજ્ઞાનઘન આનંદમય રૂપે તે ત્યાં વિલસે છે. અમુક વખત પૂરો થયે તે દશા પૂરી થાય છે, એટલે પાછા આપણે સ્વપ્ન કે એથી આગળ જઈને જાગ્રત દશામાં પાછા વિલસીએ છીએ. જ્ઞાતા કે ભોક્તા રૂપે જીવાત્માને ત્રણે દશામાં આત્મ-પ્રતીતિ રહે જ છે.

આ દશાનું જે પ્રાજ્ઞ સ્વરૂપ છે, તેને વળી વધુ સમજાવવા માંડૂક્યકાર પછીનો મંત્ર કહે છે. તેમાં નવો વિચાર, નવી દૃષ્ટિ, નવું તત્ત્વ રજૂ કરે છે, તે છે ઈશ કે ઈશ્વર તત્ત્વ. આ 'પ્રાજ્ઞ' તે છે એમ કહે છે.

આ હવે પછી જોઈશું.

તા. ૧૦-૧૧-'૫૬ **મગનભાઈ દેસાઈ**

---

* બંને અવસ્થામાં મૂળ અનુભવની વસ્તુ એક હોવા છતાં, બંનેમાં દેશકાળ જુદી રીતે પ્રતીત થવાથી, અનુભવમાં મૌલિક અવસ્થા-ભેદ પેદા થાય છે. તેથી જ તેમને બે નોખી જ ભાત પાડતાં પ્રજ્ઞાન કે અવસ્થાઓ કહેવાય છે. પરંતુ જીવાત્માને માટે તો બંને એકસાથે છે. બેમાં અમુક ખરો અનુભવ અને અમુક ખોટો, એમ ન કહી શકાય. આત્મભાનની દૃષ્ટિએ વિચારીએ તો બંને અનુભવ વાસ્તવિક હકીકત છે, એની ના ન પાડી શકાય. જાગ્રતદશાએ સ્વપ્નદશા હયાત નથી અને સ્વપ્નદશાએ જાગ્રત હયાત નથી, એ ખરું. પરંતુ એ પરસ્પર-સાપેક્ષતા જો આત્મદશાએ જઈને વિચારીએ, તો બંને અવસ્થાઓ બે ચોખ્ખી હકીકતો બને છે, અને તેથી તે આત્માના બે પાદ ગણાય.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# ગાંધીજી અને ગોળીબાર

અમદાવાદમાં તા. ૮મી ઑગસ્ટે અને ત્યાર બાદ જે ગોળીબાર થયા, તે એક ભારે અટપટું પ્રકરણ બની ગયું છે. કેટલાક વખત પર ડૉ. લોહિયાએ ગોળીબારની વસ્તુ અંગે જ એક વિચાર હિંદના રાજકારણ-ક્ષેત્રમાં રજૂ કરેલો કે, ગોળીબાર જ ન થવો જોઈએ. અત્યારે ગુજરાતમાં જાગેલા પ્રકરણમાં આ વિચાર પણ તેની પાછળ ધૂંધવાતો રહ્યો હોય તો નવાઈ નહીં.

અમદાવાદના ગોળીબાર પછી આપણા પ્રાંતમાં સરકારી ગોળીબારના વિરોધ ઉપર રાજદ્વારી ઇમારત રચાઈ છે અને આગામી ચૂંટણી-જંગ પર એ સવાલને ચડાવવામાં આવ્યો છે.

આટલે સુધી વાત જાય પછી તેના આમના કે તેમના સમર્થનમાં ગાંધીજીનું નામ ન ટંકાય, એમ બનવું આજના વાતાવરણમાં અસંભવિત છે. આજે હજી સૌ કોઈ — આ પક્ષના તેમ જ તે પક્ષના — ઉભય પક્ષના લોક એમના નામનો હવાલો આપીને વાત કરે છે.

તે નિયમે આ ગોળીબાર અંગે અમુક વર્ગ તરફથી એવું સૂચન વહેતું મુકાયું કે, 'ગાંધીજી સરકારના ગોળીબાર પરત્વે વિરોધમતના જ હોય; એ તે એને ટેકો આપે?' આ વિચાર રજૂ કરનારાઓ બીજી તરફથી એમ પણ કહી શકત કે, ગાંધીજી પથ્થરબાજી, મારામારી ઇ૦ ટોળાશાહી હિંસાને પણ ટેકો ન આપે. પણ મોટે ભાગે તેમ ન થયું અને ગાંધીજીના નામનો ઉપયોગ એકતરફી જ થયો.

નડિયાદમાં તા. ૧૭-૯-'૫૬ ના રોજ ખેડા જિલ્લાના કૉંગ્રેસ કાર્યકર્તાઓની સભા મળી હતી. તેમાં નવી રાજ્યરચના અંગેની પરિસ્થિતિ વિષે ચર્ચા કરવા મને બોલાવ્યો હતો. તે પરથી તે જિલ્લાના એક જણે મને લંબાણપૂર્વક અનેક પ્રશ્નો અગાઉથી પૂછીને તેની ચર્ચા માગી હતી. ગોળીબારનો સવાલ એમાં હોય જ, એ કહેવાની જરૂર નથી.

આ ઉપરથી મારે ગાંધીજીના વિચારો વિષે પણ તે દિવસના મારા વ્યાખ્યાનમાં ચર્ચા કરવાની આવી. તેમાં મેં ગાંધીજી જોડેની મારી જાતમાહિતીની એક ચર્ચાનો ઉલ્લેખ કરીને કહ્યું કે, પાંચની હિંસા કરવાથી પંચાણું બચતા હોય તો તેમ કરવાનો ધર્મ છે, એવા સારની વાત ગાંધીજીએ વીસેક વર્ષ પર ગાંધી સેવા સંઘની એક બેઠકમાં કરી હતી, જેમાં હું હાજર હતો.

નડિયાદની કૉંગ્રેસ કાર્યકર્તાઓની સભામાં છાપાવાળાને પ્રવેશ અપાયો નહોતો. છતાં સભાની ચર્ચાનો હેવાલ છાપાંમાં આવેલો; તેમાં ઉપરની વાતના રિપોર્ટમાં કાંઈક ભૂલ થઈ — '૯૫' ના '૫૫' થયા હતા. પણ વાતનો મુખ્ય સાર ભૂલવાળો નહોતો.

છાપાંના આ હેવાલ પરથી કેટલાય લોકે જાહેર લખીને પૂછ્યું કે, આ વાતનો આધાર શો છે? કેટલાક જવાબદાર ગણાય એવા લોક પણ મારા કથન પરત્વે આવી શંકાવાળા છે, એમ જાણવા મળ્યું.

આથી કરીને, મેં યાદદાસ્ત પરથી કરેલી સદરહુ વાત જો ગાંધી સેવા સંઘે બહાર પાડેલા તેના વાર્ષિક હેવાલમાંથી મળે તો તપાસ કરી. અને મને તે વસ્તુ મળી આવી, જે તે હેવાલમાંથી અહીં રજૂ કરું છું.

આ હેવાલ ગાંધી સેવા સંઘના ડેલાંગ ( ઓરિસા ) મુકામે મળેલા ચોથા અધિવેશનનો છે. માર્ચ ૧૯૩૮ તા. ૨૫ થી ૩૦મી સુધી તે મળેલું. તેના હેવાલના પા૦ ૪૦ ઉપર ગાંધીજીના વ્યાખ્યાનનો અહીં પ્રસ્તુત ભાગ નીચે પ્રમાણે છે, તે મૂળ હિંદીમાં જ ઉતાર્યો છે:—

અબ જમનાલાલજીકા જો પ્રશ્ન હૈ, કિ અગર હમ ગાંધી સેવા સંઘકે સદસ્ય પ્રધાનપદ સ્વીકાર કરેં, તો ક્યા હમ ગોલીબારકા હુકમ નહીં દે સકતે? આજ ઇલાહાબાદમેં ગોવિંદવલ્લભ પંત પ્રધાન હૈ. વહ હમારા સદસ્ય નહીં હૈ, લેકિન ક્યા ઇસ લિયે ઉસમેં અહિંસા કમ હૈ? મૈં તો ઉસે ખૂબ જાનતા હૂં. લેકિન વહ બેચારા કર હી ક્યા સકતા થા? મૈં આપસે યહ ભી કહના ચાહતા હૂં કિ, અગર મૈં ઉસકી જગહ હોતા તો મૈં ભી ઐસા હી કરતા. મૈં જબ પ્રધાનપદ લેતા હૂં, તો અમન ઔર નેક

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



ઇંતજામકે લિયે મૈં જિમ્મેદાર હૂં. હાં, પ્રધાનપદ સ્વીકારનેસે પહલે મૈં ઇસ બાતકા વિચાર કર સકતા હૂં. લેકિન ગાંધી સેવા સંઘકે કિસી સદસ્યસે મૈં તો યહ નહીં કહ સકતા કિ, કેવલ ઇસી લિયે વહ પ્રધાન ન બને. મૈં જાનતા હૂં કિ, ઇસમેં મેરી ધ્વજા કુછ નીચી હોતી હૈ. લેકિન મેરી અહિંસા વ્યવહારક્ષેત્રસે ભાગ થોડે હી સકતી હૈ? મૈં તો વ્યાવહારિક સમસ્યાઓંકો હલ કરતે હુએ અહિંસાસે કામ લેના ભી ચાહતા હૂં. મેરે પ્રધાન હોતે હુએ અગર હિંદુ-મુસલમાન આપસમેં લડને લગેં ઔર મૈં યહ સમઝૂં 'કિ, ફૌજકો બુલાકર સિર્ફ પાંચ સાત આદમિયોંકો મારકર મૈં ઇસ મારકાટકો બંદ કર સકતા હૂં, તો મુઝે વ્યવસ્થાકે લિયે યહ કરના પડેગા. કમસે કમ હિંસા કરકે ઇસ હત્યાકો રોકનેકા હુકમ મુઝકો દેના હી હોગા. . . . ''

ગાંધીજીના વિચાર શા હતા તે સમજવા ઇચ્છનારને આ ઉતારો મદદરૂપ બનશે માનીને તે આપ્યો છે. આ હેવાલમાં બીજી પણ ઘણી ચર્ચાઓ છે, જે આજે બોધક ગણાય. પણ એ બધી અહીં અસ્થાને છે.

૫-૧૧-'૫૬ **મગનભાઈ દેસાઈ**

# ગાંધીજીનો એક પત્ર

[ આ પત્ર ૧૯૨૨નો છે. સાબરમતી જેલમાંથી ગાંધીજીએ શ્રી મહાદેવભાઈ તે વખતે યુક્ત પ્રાંતમાં હતા ત્યાં લખેલો. તે ત્યાં સત્યાગ્રહની લડતને અંગે ગયેલા અને તેમાં પકડાઈને પછી નૈની જેલમાં કેટલોક વખત હતા. ગાંધીજી પકડાયા, પછી થોડા વખતમાં લખેલો આ પત્ર છે. **મ૦** ]

સાબરમતી જેલ,
મૌનવાર,
તા. ૧૭-૩-'૨૨

ચિ. મહાદેવ,

તમને આ કદાચ ઘણા વખત સુધી તો છેલ્લો કાગળ હશે. તમે ત્યાં સેવા કરો છો એમ માનજો. મારી ખરી સેવા અહીં શરૂ થાય છે. મનથી, વાચાથી ને કાયાથી જેલના નિયમોને પાળવાનો આગ્રહ રાખીશ. રાગદ્વેષાદિ કાઢવાનો ભારે પ્રયત્ન કરીશ. ને જો હું જેલમાં ખરેખર વધારે સ્વચ્છ થતો જઈશ, તો તેની અસર બહાર પણ પડશે જ. મારી શાંતિનો તો આજે જ પાર નથી. પણ જ્યારે સજા મળશે ને લોકોનું આવવું પણ બંધ થશે, ત્યારે શાંતિ વધશે.

એક સવાલ થઈ શકે છે. જો એમ જ વધારે સેવા થતી હોય, તો કાં જંગલમાં જઈને ન વસવું? એનો જવાબ સીધો છે. જંગલમાં જઈને વસવું એ તો મોહ થયો, કેમ કે એમાં ઇચ્છા આવે છે. ક્ષત્રીને તો સહેજે પ્રાપ્ત થાય એ ધર્મ. જેલ સહેજે પ્રાપ્ત થાય તેની શાંતિ ફાયદો કરે. ઈશ્વરની શી ખૂબી? બારડોલીમાં પૂરી શુદ્ધિ કરી. દિલ્હીમાં કંઈ મેલ ન અટકાવ્યો, પણ તે જ વાતને લોકોને રુચે તેવી ભાષામાં મૂકી મેં વધારે શુદ્ધિ કરી, કેમ કે મેં મારી દઢતાની સાથે રહેલી કોમળતા બતાવી. ત્યાર પછી પણ यंग इन्डिया, नवजीवन દ્વારા કેવળ શુદ્ધિ જ કરી. અહિંસાનો લેખ લખ્યો, 'પતંગનો નાચ' પણ લખ્યો. એમ વધારેમાં વધારે શુદ્ધિને સમયે વૈષ્ણવ જન ગાતાં ગાતાં પકડાવા ચાલ્યા જવું. આમાં કુશળ ન હોય તો બીજું શું હોય?

હવે તો એક પણ જણ જાણી જોઈને જેલમાં ન જ આવે એ હું ઇચ્છી રહ્યો છું.

તમારા શિક્ષક ખ્વાજા સાહેબ ને ભેરુબંધ જોસફ ઇ૦ને આનો તરજુમો બતાવજો.

શંકરલાલ મારી સાથે જ પકડાય એ તે કંઈ સ્વપ્નામાંયે હોય?

પણ રામ સહુ કાંઈ કરે.

**બાપુના આશીર્વાદ**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# કેંગેરીનો અગ્નિએશિયાઈ-શિબિર

બેંગલોર એ તો ભારતમાં ભરાતી આંતરરાષ્ટ્રીય પરિષદો અને સભાઓનું ધામ બન્યું છે. તેની ઊંચાઈને કારણે વાતાવરણ પણ ખૂબ ખુશનુમા રહે છે. બેંગલોરથી મહિસૂર જવાનો જે રળિયામણો માર્ગ છે તેના ઉપર ૧૧ માઈલ દૂર કેંગેરી નામનું નાનું ગામ છે. અને એ ગામમાં એક કેંગેરી આશ્રમ છે. એ આશ્રમ પણ સુંદર સ્થાને છે. તેની ત્રણે બાજુએ ટેકરીઓ છે. આશ્રમની પોતાની સાતેક એકર જમીન છે અને આશ્રમની ત્રણ બાજુએ પાણીનું એક નાળું વહે જાય છે. આશ્રમમાં મુખ્ય ત્રણ જ મકાનો છે. એક સભાખંડ, એક નિવાસસ્થાન અને એક રસોડું. વીજળી અને પાણીના નળ પણ છે.

આ આશ્રમની સ્થાપના આજથી ૨૫ વર્ષ પહેલાં થયેલી પણ હાલમાં તો ત્યાં માત્ર થોડા હરિજન વિદ્યાર્થીઓનું છાત્રાલય ચાલે છે. વળી બાળવીરો કે અન્ય સંસ્થાઓના શિબિરો માટે એ વપરાતો રહે છે.

આ કેંગેરી આશ્રમમાં, યુનેસ્કોના 'શ્રમશિબિર વિભાગ' તરફથી અગ્નિએશિયાના દેશોમાં આ પ્રવૃત્તિનો વિકાસ થાય તે માટે, કાર્યકરોને શ્રમશિબિરના સંચાલનની પદ્ધતિ, ટેક્નિક અને સૈદ્ધાન્તિક બાજુનો ખ્યાલ આપવા માટે, અને તેની પ્રત્યક્ષ તાલીમ આપવા માટે, આ શિબિર યોજવામાં આવ્યો હતો. તેમાં હિન્દુસ્તાનની જુદી જુદી સ્વયંસેવક સંસ્થાઓ અને સમાજસેવાની સંસ્થાઓનાં ૧૫ ભાઈબહેનો આવ્યાં હતાં, એશિયામાંથી પાકિસ્તાન, નેપાલ, મલાયા, ફિલીપાઇન્સ, થાઇલેન્ડ અને ઇન્ડોનેશિયાનાં ભાઈ-બહેનો પંદરેક હતાં. યુનેસ્કોના ઉપરોક્ત ખાતાના કાર્યવાહી મંત્રી શ્રી હેન્સપીટર અને ડોરોથી એલીનોર નામનાં બહેન સંસ્થાકીય સંચાલકો હતાં. તદુપરાંત ફ્રાન્સના એક ભાઈ અને હોલેંડનાં એક બહેન પણ આમાં જોડાયાં હતાં. આમ કુલ ૨૯ છેલ્લા ભાઈઓ અને ૬ બહેનો હતાં.

તેઓ સૌ સવારે ૭ થી ૧૧ શ્રમનું કામ કરતાં હતાં. કેંગેરી ગામમાં એક નાનો સભાખંડ તેઓ બાંધતાં હતાં. હું ગયો ત્યારે તો કામ છાપરા સુધી પહોંચી ગયું હતું. આમાં ગામ લોકો પણ સારી એવી મદદ આપતા હતા. જોકે શ્રમની જ મુખ્યત્વે. બહેનો મુખ્યત્વે રસોડું સંભાળતી એટલે રસોઈના પણ ખૂબ જ અવનવા પ્રયોગો થતા. હું પહોંચ્યો તેવો મને દૂધમાં અડદની દાળ અને ખાંડ નાંખીને બનાવેલી નવીન છતાં પૌષ્ટિક ખીર ખાવાની મળેલી!

બપોરે બેથી સાંજે છ સુધી વિવિધ વિષયોનાં વ્યાખ્યાનો અને ચર્ચાઓ થતાં. વચમાં ચાની રિસેસ જોકે ખરી! વ્યાખ્યાનો બાદ ચર્ચા અવશ્ય થતી અને ચર્ચાનું ધોરણ પણ ખૂબ ઊંચું રહે. મારે તેમની સમક્ષ 'ગાંધી વિચાર' અંગે વ્યાખ્યાન આપવાનું હતું. પરદેશીઓને તેમાં ઘણો રસ પડયો. આપણા ભાઈઓને એ ખુશી થઈ કે 'તમે ઠીક આપણા મહાપુરુષના વિચારો તેમના મનમાં મૂકયા.'

રાતે મોટે ભાગે 'હાઉસ મીટિંગ અથવા તો સૌની ભેળી બિનસત્તાવાર સભા થતી. અનેક પ્રકારનાં ગીતો અને અન્ય મનોરંજક કાર્યક્રમો યોજાતા. ફ્રાન્સના એક ભાઈ તો 'સંગીતના ગ્રેજ્યુએટ' હતા એટલે તેઓ સરસ રીતે યુરોપી સંગીત પીરસતા અને સૌને ઝિલાવતા.

શિબિર આંતરરાષ્ટ્રીય હોવાથી બહારના મહેમાનોની પણ સારી એવી અવરજવર રહેતી. તેમને સૌને પણ બેંગ્લોર શહેરની વિવિધ સંસ્થાઓમાં જવાના સારાં એવાં આમંત્રણો મળતાં.

આવા અનેકવિધ કાર્યક્રમો પાર પાડવાને માટે એક 'કાર્યક્રમ સમિતિ' વ્યવસ્થા સંભાળતી. વળી, આખાયે શિબિરનું સંચાલન એક 'સ્ટીઅરિંગ કમિટી' કરતી. વળી આખા શિબિરનો શિબિરાધિપતિ પણ રોજ બદલાતો કે જેથી સૌને ગૌરવ પણ મળે અને સાથે શિબિર સંચાલનનો સાચો ખ્યાલ આવે. આવી સમિતિઓની સભા પણ ગમે ત્યારે થોડો સમય ફાજલ પાડી મળી લેતી.

રોજબરોજ થતા કામકાજની નોંધ લેવાતી, વ્યાખ્યાનો નોંધાતાં અને બીજે દિવસે બધુંય ટાઇપ થઈને નોટિસ બોર્ડ પર આવી જતું. વિવિધ પ્રસંગોના ફોટાઓ લેવાતા. એની હરીફાઈ હતી, એટલે સૌ શિબિર જીવનને વણી લેતાં અને કોમળ કઠણ પળોને ઝીલતાં ચિત્રો લેતાં અને તે લાગલા નોટિસ બોર્ડ પર આવતાં. શિબિરના રમૂજી પ્રસંગો અને ટુચકાઓ પણ અવશ્ય નોટિસબોર્ડ પર રજૂ થતા.

આ શિબિર એક માસનો હતો અને ત્યાર બાદ સૌ શિબિરાર્થીઓ દક્ષિણની સમાજસેવા સંસ્થાઓ જોવા જવાના હતા. તેમની યોજનામાં શ્રી વિનોબાજીએ એક અઠવાડિયું ગાળવાનો કાર્યક્રમ પણ હતો. આમ કુલ તેઓ સૌનો સહવાસ બે માસનો હતો.

મને તો વ્યાખ્યાન અંગે તેઓની સાથે માત્ર ત્રણ દિવસ રહેવાનો લહાવો મળ્યો પણ એ અનુભવ સાચે જીવનને સમૃદ્ધ કરનારો હતો. કયાં ફ્રાંસ, કયાં હોલેંડ, કયાં જાપાન અને કયાં ફિલિપાઇન્સ! એ દૂર દૂરના મુલકોનાં આ નવ-યુવાનો ભેગા મળીને પરસેવો પાડતા હતા. શી આશાએ? શા સ્વાર્થે? કયાં પોતાનું ઘર અને ગામ અને કયાં કેંગેરીનો આશ્રમ! તેઓ સૌના દિલમાં એક જ આશા હતી કે અને છે કે, દુનિયાની સમસ્ત પ્રજાઓનું ઉત્થાન થાય અને

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



આખાયે વિશ્વની તમામ પ્રજાઓ શાંતિથી અને પ્રેમથી જીવે!

મારા મનને પણ વિશાળ થવું પડયું! ક્યાં આવો આંતરરાષ્ટ્રીય સહચારનો અને સહજીવનનો પ્રયાસ અને ક્યાં આપણા, પ્રાંત પ્રાંતના ટંટાઓ અને ઝઘડાઓ! ભારતને માટે પણ અત્યારે આવાં અનેક આંતરપ્રાંતીય શિબિરો અને સંમેલનોની જરૂર છે. યુવકો માટે તો સૌથી વધુ જરૂર છે. તો ભારતનું સાચું દર્શન થશે — આખી દુનિયાનું સાચું દર્શન થશે. આશા રાખીએ કે ભારતમાં આવા અનેક ફ઼ેગેરી શિબિરો યોજાય.

તા. ૧૨-૧૦-'૫૬ **રમેશ મ૦ ભટ્ટ**

# પાઠ્યપુસ્તક-નીતિનો ગંભીર દોષ

મુંબઈ સરકારની પાઠ્યપુસ્તક-નીતિ છેલ્લાં કેટલાંક વરસથી સારી પેઠે વગોવાતી આવી છે. એ બધું હજી પૂરું ન થયું હોય એમ, અવારનવાર ચિત્રવિચિત્ર ખબરો વચ્ચે વચ્ચે આવ્યા કરતી રહે છે. એ બતાવે છે કે, નીતિને વિષે મૂળ દૃષ્ટિ જ દોષિત તો નથી?

દોષ એ રહેલો છે કે, સરકાર શિક્ષણ પર જ નહીં, શિક્ષણ માટે તૈયાર થતા પાઠ્ય સાહિત્ય પર પણ વધારેપડતી દખલભર્યો કાબૂ ધરાવવા તાકે છે.

દા. ત., થોડા માસ પર વાંચેલું તેમાં, અમુક વિષયમાં પાઠ્યપુસ્તક કોણ લખી શકે, તેનો કાયદો જાહેર થયેલો! તેમાં એમ કહેલું કે, લેખક તે વિષયનો ગ્રૅજ્યુએટ હોવો જોઈએ. ઉપરાંતમાં પણ કાંઈક નિયમન હતું, જે અત્યારે યાદ નથી.

આવો નિયમ શું કામ? લેખક ગ્રૅજ્યુએટ ન હોય તો શું ચોપડી ન લખી શકે? અને તે સારી ન હોઈ શકે? સરકાર પાસે છેવટની મંજૂરી તો દરેકે પોતાના પાઠ્યપુસ્તક માટે મેળવવી જ પડે છે; પછી લેખક આ પરીક્ષાનું ભણ્યો કે ન ભણ્યો, તે જોવા બેસવાની શી જરૂર? અંગ્રેજી કહેવત છે કે, રસોઈની પરીક્ષા તો છેવટે તે ચાખવામાં છે; તે કોણે કરી કોણે નહીં એની શી પંચાત! પણ સરકાર તો અહીં એ પંચાતમાં પડે છે; અને એ ભૂલથી ગ્રૅજ્યુએટના નાહક ભાવ વધારે છે એ બીજી ભૂલ!

ઉપરના જેવો જ અવનવો હુકમ હમણાં બીજો એક નીકળ્યો છે, તે છાપાંમાં જોયો. તેમાં એમ કહ્યું છે કે, શાળામાં ચાલતી ચોપડીઓમાં જે લખાણ લેવાય તે શિષ્ટ લેખકનું હોવું જોઈએ. આ તો સાવ ઉઘાડી વાત છે. પણ સરકાર આગળ વધીને કહે છે કે, કયા લેખકો શિષ્ટ તે નક્કી કરવા સરકાર અમુક ચાર જણાની સમિતિ હવે નીમશે અને તે એમનાં નામો ઠરાવશે!

આ વસ્તુ જો ખરી હોય તો તે સાહિત્ય અને સર્જનમાં સીધી અને અયોગ્ય દખલ ગણાય. વળી શિષ્ટ લેખકો જે લખે તે બાળકોની ઉંમર ઇ૦ પરત્વે જોઈતી સંભાળ અને નજર રાખીને નથી લખતા. તથા પાઠ્યપુસ્તક માટે જોઈતા વિધવિધ અનેક વિષયો પર કાંઈ તૈયાર સાહિત્ય મળતું નથી. સમર્થ શિક્ષક-લેખકોએ તે તૈયાર કરવું પડે છે. તથા માધ્યમિક શાળાઓ સુધી કાંઈ બાળકોને સાહિત્ય નહીં, પણ ભાષા શીખવવાની મુખ્ય દૃષ્ટિ હોય છે અને હોવી જોઈએ. સાહિત્યનો અભ્યાસ તો ઉચ્ચ કક્ષાએ કૉલેજોમાં સંભવે. અલબત્ત, ભાષાશિક્ષણને માટે જે પાઠના નમૂના લેવાય, તે જો નીવડેલા સાહિત્યમાંથી, જોઈએ તેવા, મળે તો તે લેવા ઘટે. બાળકની દૃષ્ટિએ તેમનેય મઠારવા પડે છે. પણ તે ઉપરાંત પણ ખાસ પાઠો રચવા જરૂરી હોય, તેને માટે લેખકો નવો પ્રયત્ન કરી શકે. સરકારની નીતિ મૂળે અહીંયાં પણ દોષિત તો નથી? સાહિત્ય પર તે અણુછાજતો ભાર મૂકીને શરૂનું પાયાનું શિક્ષણ બગાડતી તો નથી?— આમ માનવાને પૂરું કારણ મળે છે, તેથી આ સવાલ પૂછું છું.

સાહિત્યમાં, સુરુચિ, શિષ્ટતા ઇ૦ સવાલો વૈયક્તિક વધારે છે. તે વ્યક્તિલક્ષી 'સબ્જેક્ટિવ' બાબતો છે. તેમાં સરકારે ધડો નક્કી કરવામાં જવું, એ પ્રજાનાં સર્જનક્ષેત્રોમાં દખલ અને જોહુકમીમાં ખપે. મુંબઈની શિક્ષણનીતિ પાઠ્યપુસ્તકો પરત્વે આ ભૂલમાં ફસાઈ હોય, તો પ્રજાએ સવેળા જાગ્રત થવાની જરૂર છે. લોકશાહી શિક્ષણમાં આમ ન હોઈ શકે.

૧૦-૧૧-'૫૬ **મ૦**

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# નવું વાચન

**'અનાર્ય'નાં અડપલાં અને બીજા પ્રકીર્ણ લેખો:** લે૦ જ. એ. સંજાના; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; કિં૦ ચાર રૂપિયા; પૃ૦ ૧૦ + ૩૧૩.

આપણા અભ્યાસશીલ વિવેચકોમાં સારી પ્રતિષ્ઠા પામેલા શ્રી. સંજાનાનું આ પુસ્તક તેમની તલસ્પર્શી વિવેચનશક્તિનો સારો પરિચય આપે છે. એમાં ૧૪ લેખો છે. "'અનાર્ય' નાં અડપલાં" એ લેખમાં તેમણે ગુજરાતી શાકુંતલ (રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ કૃત) ને અનુલક્ષીને સારી આલોચના કરી છે. આ તેમ જ અન્ય લેખોમાં તેમનાં હિંમતભર્યાં મંતવ્યો સાહિત્યની સુરક્ષા માટે ઉપયોગી થાય એવાં અવશ્ય છે.

સુ૦ કં૦

**યોગશતક:** સંપા૦ ડૉ. ઇન્દુકલા હીરાચંદ ઝવેરી; પ્ર૦ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; કિં૦ ત્રણ રૂપિયા; પૃ૦ ૬૬ + ૧૭૪.

યાકિનીમહત્તરાસૂનુ શ્રી હરિભદ્રસૂરિકૃત યોગશતકનું આ સંપાદન આવકાર્ય છે. સંપાદિકા બહેને સારી મહેનત લઈને એની વિસ્તૃત પ્રસ્તાવના તેમ જ વિવેચના કરીને આ પુસ્તકની મહત્તા વધારી છે. તત્ત્વચિંતન તથા યોગ સંબંધી અભ્યાસીઓને આ પુસ્તક ઉપયોગી થાય એવું છે.

સુ૦ કં૦

**સમાજશાસ્ત્ર:** લે૦ ડૉ. તારા પટેલ અને બુદ્ધિશ્ચંદ્ર શાહ; પ્ર૦ મહાજન પબ્લિશિંગ હાઉસ, ગાંધી માર્ગ, અમદાવાદ; કિં૦ રૂ. ૪-૮-૦; પૃ૦ ૩૬૪.

ઉચ્ચ શિક્ષણ માતૃભાષા દ્વારા અપાતું થયું છે એટલે જુદા જુદા વિષયોનાં પુસ્તકો યુનિવર્સિટીએ નિયત કરેલા અભ્યાસક્રમ અનુસાર તૈયાર થતાં જાય છે એ ખરેખર આનંદપ્રદ છે. આ પુસ્તક પણ એ રીતે સમાજશાસ્ત્રના પાઠ્યપુસ્તકની ગરજ સારે એવું છે. એના બંને વિદ્વાન સંપાદકોએ એ પાછળ લીધેલો પરિશ્રમ જણાઈ આવે છે.

આવાં પુસ્તકો આવકાર્ય છે ખરાં; પરંતુ એક વસ્તુ તરફ આવાં પુસ્તકોના અભ્યાસી લેખકોએ ધ્યાન આપવું જરૂરી છે: અંગ્રેજી પુસ્તકોની છાયામાંથી બહાર નીકળીને, પાઠ્યપુસ્તકની ઘરેડમાંથી બહાર નીકળીને, સ્વતંત્ર મૌલિક વિચારસરણી અનુસાર આવા વિષયોનાં બીજાં પુસ્તકો લખાતાં થાય તો આવાં પુસ્તકો વધારે પ્રાણવંત બને.

સુ૦ કં૦

**જીવનસૌરભ:** લે૦ રસૂલભાઈ ન. વહોરા; સંપા૦ રમણલાલ ના. શાહ; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; કિં૦ બાર આના; પૃ. ૬૪.

બાળસાહિત્યના એક જાણીતા લેખક ભાઈશ્રી રસુલભાઈએ લખેલા ૨૪ પ્રસંગો જાણીતી તેમ જ અજાણી વ્યક્તિઓના જીવનની અમુક બાજુ તરફ આપણું લક્ષ પ્રેરે એવા છે. જીવન-ઘડતર કરવા મથતા વિદ્યાર્થીઓ તેમ જ પ્રૌઢોને ઉપયોગી થાય એવી આ પુસ્તિકા છે.

સુ૦ કં૦

**યંત્ર-રસિયો હેન્રી ફૉર્ડ:** લે૦ લુઈઝ ઍલબ્રાઈટ નેહાર્ટ; અનુ૦ મગનભાઈ નાયક; પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ-૨; કિં૦ બે રૂપિયા; પૃ૦ ૧૫૨ (ડેમી).

મોટર ઉદ્યોગના જાણીતા કસબી હેન્રી ફૉર્ડનું આ જીવનચરિત વિજ્ઞાનના રસિકોને ગમી જાય એવું અને પ્રેરણાદાયી થઈ પડે એવું અવશ્ય છે. યંત્રની શોધ પાછળ હેન્રી ફૉર્ડ કેવી તલ્લીનતાથી મચ્યા રહ્યા અને તેમાંથી તેમણે ક્રમે ક્રમે કેવી સિદ્ધિ પ્રાપ્ત કરી, એનો સુરેખ ચિતાર આ પુસ્તકમાં છે. પુસ્તક સચિત્ર છે.

સુ૦ કં૦

**પહેલું અખંડ ઉડ્ડયન:** લે૦ ચાર્લ્સ એ. લિંડબર્ગ; અનુ૦ મગનભાઈ નાયક; પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ-૨; કિં૦ બે રૂપિયા; પૃ૦ ૧૬૮.

૧૯૨૭ની સાલમાં સાહસિક વૈમાનિક ચાર્લ્સ લિંડબર્ગે ન્યૂયૉર્કથી પૅરિસ ૩૬૦૦ માઈલની અખંડ હવાઈ સફર કરીને પહેલ કરી હતી તેની રોમાંચકારી સાહસકથા એમના જ શબ્દોમાં આલેખતું આ પુસ્તક સાહસપ્રિય જુવાનોને ઉત્સાહ પ્રેરનારું છે.

સુ૦ કં૦

**સંસ્કૃત સાહિત્યમાળા:** પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ - ૨; દરેકની કિંમત છ આના; પૃ૦ દરેકનાં ૩૨.

સસ્તા સાહિત્ય મંડળ, દિલ્હી, તરફથી સંસ્કૃત સાહિત્યમાળાની ૨૪ પુસ્તિકાઓ પ્રસિદ્ધ થઈ છે. એમાં કાદંબરી, ઉત્તરરામચરિત, વેણીસંહાર, શકુંતલા, મૃચ્છકટિક, મુદ્રારાક્ષસ, નલોદય, રઘુવંશ, નાગાનંદ, માલવિકાગ્નિમિત્ર, સ્વપ્નવાસવદત્તા, હર્ષચરિત, કિરાતાર્જુનીય, દશકુમારચરિત ભા. ૧-૨, મેઘદૂત, વિક્રમોર્વશી, માલતીમાધવ, શિશુપાલવધ, બુદ્ધચરિત, કુમારસંભવ, મહાવીરચરિત, પંચરાત્ર, રત્નાવલી -એટલી સંસ્કૃત સાહિત્યકૃતિનો સાર ૩૨ પાનામાં આવરી લેતી પુસ્તિકાઓ છે. એ હિંદી પુસ્તિકાઓનો આ ગુજરાતી અનુવાદ છે. પુસ્તિકાઓ આમ તો રસપ્રદ છે. પરંતુ આવી પુસ્તિકાઓ પ્રકાશક આપણા ગુજરાતી વિદ્વાનો પાસે જ તૈયાર કરાવી શક્યા હોત. આ દિશામાં ગુજરાતના વિદ્વાનોએ પણ પ્રયત્ન કરતા રહેવું જોઈએ.

સુ૦ કં૦

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



**સાક્ષરકથાઓ :** લે૦ ધૂમકેતુ; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; કિં૦ એક રૂપિયો; પૃ૦ ૮૦.

શ્રી ધૂમકેતુએ સાક્ષરકથાઓ સામાન્ય માણસો વાંચી શકે એ શૈલીમાં આપવાનો પ્રયત્ન શરૂ કર્યો છે. એની આ પ્રથમ પુસ્તિકામાં નવલરામ, નંદશંકર, મહીપતરામ, રણછોડભાઈ ઉદયરામ, હરગોવિંદદાસ કાંટાવાળા અને પં. ભગવાનલાલ ઇંદ્રજી — એ પાંચ સાહિત્યકારોની જીવનરેખાઓ આલેખવામાં આવી છે.

સુ૦ કં૦

**આંબાનો રોપ :** લે૦ ચૂનીલાલ મડિયા; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; કિં૦ એક રૂપિયો; પૃ૦ ૮૪.

ભારતી સાહિત્ય સંઘે 'નૂતન સમાજશિક્ષણ ગ્રંથાવલિ' શરૂ કરી છે, તેના સાતમા પુસ્તકમાં શ્રી ચૂનીલાલ મડિયાની પાંચ નવલિકાઓ — 'આંબાના રોપ', 'વિસર્જન', 'દોણીનો દોરનાર', 'નવી વાત', 'કાપલી' — પ્રસિદ્ધ થઈ છે. પાંચે વાર્તાઓ સંસ્કારી વાચન પૂરું પાડે એવી અવશ્ય છે.

સુ૦ કં૦

**અણોજો :** લે૦ ચૂનીલાલ વ. શાહ; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ; કિં૦ બાર આના; પૃ૦ ૬૦.

'નૂતન સમાજશિક્ષણ ગ્રંથાવલિ'નું આ પાંચમું પુસ્તક છે. એમાં શ્રી ચૂનીલાલ શાહની બે નવલિકા — 'અણોજો', 'નવું રેલવે સ્ટેશન' — છે. બંને વાતો ગ્રામજીવનને સ્પર્શે છે. પહેલી વાતમાં હિંદુમુસ્લિમ ઐક્યમાં ગામનું કેવી રીતે હિત રહેલું છે તેનું અસરકારક નિરૂપણ છે. બીજી કથામાં શહેરની હવા ગામડાને પાયમાલ કરવામાં કેવો ભાગ ભજવે છે તેનું આલેખન છે. બીજી વાત રા. અંબાલાલ સાંકરલાલ દેસાઈની 'શાંતિદાસ' વાર્તાનું સ્મરણ કરાવે છે.

સુ૦ કં૦

**ગોવર્ધન શતાબ્દી ગ્રંથ :** સંપા૦ ઉપેન્દ્ર છ. પંડ્યા; પ્ર૦ એન. એમ. ત્રિપાઠી લિ૦, મુંબઈ — ૨; કિં૦ રૂ. ૬-૪-૦; પૃ૦ ૬૦૨.

સદ્‌ગત સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઈની જન્મશતાબ્દીના પુનિત પ્રસંગે એન. એમ. ત્રિપાઠી લિ૦. તરફથી આ ગ્રંથ પ્રકાશિત થયો છે એ આવકાર્ય છે. એમાં જુદા જુદા સાહિત્યકારોનાં અધ્યયનો, અંજલિઓ અને સંસ્મરણો ઉપરાંત શ્રી. ગોવર્ધનરામભાઈની જીવનરેખા પણ છે. ભાઈશ્રી ઉપેન્દ્ર પંડ્યાએ કરેલું આ સંપાદન સાહિત્યરસિકોને ઉપયોગી થાય એવું અવશ્ય છે.

સુ૦ કં૦

**બિન્દી :** લે૦ લાભુબહેન મહેતા; પ્ર૦ શ્રી પ્રકાશન મંદિર, ગુલબહાર, બૅરેક રોડ, મેટ્રો સિનેમા પાછળ, મુંબઈ-૧; કિં૦ રૂ. ૩-૮-૦; પૃ૦ ૨૩૨.

શ્રી. લાભુબહેન મહેતાની ૧૫ નવલિકાઓનો આ સંગ્રહ જોતાં લેખિકામાં રહેલી સામાજિક તેમ જ કૌટુંબિક જીવનને સ્પર્શતા નાજુક પ્રશ્નોની રજૂઆત કરવાની શક્તિનો સારો પરિચય મળે છે. શિષ્ટતા જાળવીને વાર્તા લખવાનો તેમનો પ્રયત્ન આવકાર્ય છે.

આ પુસ્તક પહેલાં શ્રી. લાભુબહેનના બે વાર્તાસંગ્રહો — 'શોધને અંતે', 'આભ અને ધરતી' પ્રસિદ્ધ થયા છે. પ્રસ્તુત સંગ્રહની વાર્તાઓ એકંદરે સારી છે. 'બિંદી' વાર્તામાં વિધવાવિવાહના સુધારક પ્રવાહમાં ઘસડાઈને લેખિકા જીવનના મંગળમય અંશને જરા ઈજા કરી જાય છે! એ વાર્તા કંઈક નબળી લાગે છે. 'બે ભાઈ' એ વાર્તામાં પણ મોટાભાઈનું શરૂનું આલેખન નબળું છે.

વિવેચક શ્રી. વિષ્ણુપ્રસાદભાઈએ આ પુસ્તકનો 'પ્રવેશક' લખી વાર્તાનું રસદર્શન ટૂંકમાં સારી રીતે આપ્યું છે.

સુ૦ કં૦

**શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ** (પુસ્તક બીજું): અનુ૦ સ્વ૦ રત્નેશ્વર ભવાનીશંકર ભટ્ટ; પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; કિં૦ બે રૂપિયા; પૃ૦ ૨૫૮.

શ્રી રામકૃષ્ણ પરમહંસના અનન્ય ભક્ત અને શિષ્ય શ્રી. મહેન્દ્રનાથ ગુપ્તે 'શ્રી મ.'ના તખલ્લુસથી 'શ્રી રામકૃષ્ણ કથામૃત'ના પાંચ ભાગ બંગાળીમાં લખ્યા છે. એમાંના ત્રણ ભાગનો અનુવાદ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે અગાઉ 'શ્રી રામકૃષ્ણ કથામૃત' રૂપે પ્રસિદ્ધ કર્યો હતો. ચોથા ભાગનો અનુવાદ 'શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ'ને નામે પ્રસિદ્ધ થયો છે. હવે પાંચમા ભાગનો અનુવાદ પ્રસ્તુત પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે.

રામકૃષ્ણ પરમહંસ આ યુગની એક ભવ્ય વિભૂતિ છે. એમના જીવન-પ્રસંગો સૌને પ્રેરણાદાયી થઈ પડે એવા છે. પ્રસ્તુત પુસ્તક એ દૃષ્ટિએ આશીર્વાદરૂપ છે.

સુ૦ કં૦

**દીપ્તિ :** લે૦ વેણીભાઈ પુરોહિત; પ્ર૦ વોરા ઍન્ડ કંપની, મુંબઈ-૨; કિં૦ બે રૂપિયા; પૃ૦ ૧૪૪.

આપણા નવતર કવિઓમાં આશાસ્પદ એવા એક કવિ શ્રી. વેણીભાઈ પુરોહિતનો આ કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થતાં આનંદ થાય છે. આ સંગ્રહમાં ૧૦૨ કાવ્યો છે. શ્રી. વેણીભાઈનાં છંદોબદ્ધ કાવ્યો અને ગીતોનો આ સંગ્રહ તેમની સર્જનશક્તિનો સારો પરિચય કરાવે છે. ગીતોનું લયમાધુર્ય ધ્યાન ખેંચે એવું છે. એમાંનાં ભજનો પણ સારાં છે. અવશ્ય આપણા જૂના સંતકવિના જેવું એમાં ઊંડાણ કે અનુભૂતિપૂર્ણ જ્ઞાન નથી. છતાં આજકાલ લખાતાં ભજનોમાં તેમનાં ભજનો ગણનાપાત્ર છે ખરાં.

સુ૦ કં૦

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



**આસમાની ચકલી :** લે૦ લીના મંગલદાસ; પ્ર૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; કિં૦ દોઢ રૂપિયો; પૃ૦ ૧૩૫.

બેલ્જિયમના મોરિસ મેટરલિંકના 'બ્લ્યૂ બર્ડ' નામના નાટકનો આ અનુવાદ છે. મોરિસ મેટરલિંક એ નોબેલ પ્રાઈઝ વિજેતા છે. તેમની આ કૃતિ જગપ્રસિદ્ધ થઈ છે. શ્રી. લીનાબહેનનું આ ભાષાન્તર આવકાર્ય છે. પ્રકૃતિ, પશુપંખી અને માનવ એ સૌને વણી લેતું આ સ્વપ્નનાટક ભજવવા યોગ્ય પણ છે. સુખની શોધની મધુર કલ્પનાથી આ નાટક મનોરમ બન્યું છે.

સુ૦ ઠ૦

**સામ્યયોગી વિનોબા :** લે૦ પ્રબોધ ચોકસી; પ્ર૦ યજ્ઞ પ્રકાશન સમિતિ, 'ભૂમિપુત્ર' કાર્યાલય, વડોદરા; કિં૦ આઠ આના પૃ૦ ૧૨૪.

૧૯૫૩માં 'સામ્યયોગી વિનોબા' પ્રસિદ્ધ થયું હતું. તેની આ ત્રીજી આવૃત્તિ છે. આ આવૃત્તિમાં શ્રી. નારાયણ દેસાઈનો લખેલો 'સંતના સમાગમમાં' વાળો વિભાગ અલગ કર્યો છે અને વિનોબાજીના જીવનચરિતમાં શક્ય એટલા ફેરફારો કરીને તેમનું ચરિત જ લેવામાં આવ્યું છે. એ દૃષ્ટિએ આ પુસ્તક સ્વતંત્ર આવૃત્તિરૂપ જ છે.

સુ૦ ઠ૦

**ભૂદાન ગીતા :** લે૦ ગોસાંઈભાઈ છીબાભાઈ પટેલ; પ્રાપ્તિસ્થાન – નવસારી તાલુકા કોંગ્રેસ સમિતિ તથા નવસારી ખાદી ભંડાર; કિં૦ ચાર આના; પૃ૦ ૨૧.

શ્રી. ગોસાંઈભાઈનાં 'ગાંધી ગીતો' નામના ગીત-સંગ્રહ પછીનો તેમનાં ૨૦ ભૂદાન-ગીતોનો આ સંગ્રહ ભૂદાન-કાર્યકરોને ઉપયોગી થાય એવો છે. ભૂદાન એ આધુનિક યુગનું અભૂતપૂર્વ આંદોલન છે. એની અસર માનવજીવન પર થયા વિના રહે નહીં. કવિ પણ એથી અલિપ્ત શી રીતે રહી શકે? આજે લખાતાં ભૂદાન-ગીતો આપણા સાહિત્યમાં નવા ફાળારૂપ જ છે, તેથી આવકાર્ય છે.

સુ૦ ઠ૦

**જનતાને કંઠે :** લે૦ નાથાલાલ દવે; પ્ર૦ મંત્રી, ભારત સેવકસમાજ, મોરબી; પ્રાપ્તિસ્થાન હંસ પ્રકાશન, પરા બજાર, રાજકોટ; કિં૦ ચાર આના; પૃ૦ ૧૬.

સમાજશિક્ષણનું કાર્ય આજે મહત્ત્વનું છે. નવશિક્ષિત લોકોને સરળ ગીતોનો આસ્વાદ કરાવવો જરૂરી છે. ભાઈશ્રી નાથાલાલ દવે એ દિશામાં પ્રયત્ન કરી રહ્યા છે એ ખરેખર આવકાર્ય છે. આ પુસ્તિકામાં તેમણે ૧૪ ગીતો આપણી સામાન્ય જનતાના જીવનને સ્પર્શતા વિષયોનાં આપ્યાં છે, તેથી તેઓને ગમી જાય એવાં છે.

સુ૦ ઠ૦

**નંદનવન :** લે૦ નરેશચંદ્ર સેનગુપ્ત; અનુ૦ રમણલાલ સોની; પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; કિં. ૩-૮-૦; પૃ૦ ૨૬૪+૮.

**કાદવની લક્ષ્મી :** લે૦, અનુ૦, પ્ર૦ ઉપર મુજબ; કિં૦ રૂ. ૩-૦-૦; પૃ૦ ૨૦૮+૮.

બંગાળી ભાષાનાં પુસ્તકોમાંથી મુખ્યત્વે વાર્તાનાં પુસ્તકોના અનુવાદો સંખ્યાબંધ થવા લાગ્યા છે. બંગાળી ભાષાનાં પુસ્તકોના અનુવાદકો પણ ગુજરાતને હવે ઠીક ઠીક સંખ્યામાં મળ્યા છે. શ્રી રમણલાલ સોનીનું તેઓમાં સારું સ્થાન છે.

બંગાળી ભાષાનું તેમનું જ્ઞાન તથા ગુજરાતી ભાષા પરની તેમની હથોટી તેમના અનુવાદોને સંતોષકર બનાવે છે. તેમની એ પ્રવૃત્તિ હવે નાનકડું વહેણ મટી મોટો પ્રવાહ બની છે. પરંતુ, તેમના પ્રકાશકોની ઉતાવળને કારણે કે ગમે તેમ, હમણાં હમણાં તેમનાં પ્રકાશનો જથાબંધ ઉત્પાદન-વાળા બજારુ માલ જેવાં બનતાં જાય છે, એ નોંધવું જોઈએ.

શ્રી રવીન્દ્રનાથ ટાગોર, શ્રી શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય જેવા બંગાળી સાહિત્યસમ્રાટોના અનુવાદો પછી હવે બીજા બંગાળી લેખકો તરફ અનુવાદકોએ દોટ શરૂ કરી છે. શ્રી નરેશચંદ્ર સેનગુપ્ત બંગાળી લેખકોમાંના એક છે. તેમનાં સારી સંખ્યામાં પુસ્તકો ગુજરાતીમાં ઊતરવા લાગ્યાં છે. સામાન્ય રીતે કહી શકાય કે, તેમનાં પુસ્તકો રોચક વાચન પૂરું પાડે છે. જોકે, બંગાળી સાહિત્યકળાની પરાકાષ્ઠાને ખ્યાલમાં રાખનારને જરૂર થોડી નિરાશા થાય.

'નંદનવન'માં જે પાત્રસૃષ્ટિ રજૂ થાય છે, તે રોજની દુનિયાની પરિચિત પાત્રસૃષ્ટિ જાણે નથી. આખી વાતમાં આપણે કોઈ પાત્ર સાથે તાદાત્મ્ય અનુભવીને વાર્તાપ્રવાહમાં ઘસડાઈ શકતા નથી. કારણ કે ઘોડદોડ અને શાણનો સટ્ટો કરવામાં હમેશ સફળ નીવડવાથી જ જે પાત્રનું ગાડું છેવટ સુધી ગબડી જાય છે, અને અકસ્માતો જેને કેવળ લાભદાયક જ નીવડે છે, એ પાત્ર આપણને આપણી દુનિયાનું — આપણામાંનું એક — હરગિજ ન લાગે.

આ પુસ્તકમાં આવા અનુવાદોમાં જોવા મળતી ભૂલોની ભરમારથી વાચકોને મૂંઝાઈ જવું પડતું નથી. છતાં નીચેના નમૂના જેવા નમૂના હજુ પણ કાયમ રહીને, શ્રી સોની, ઉત્પાદનની ઉતાવળમાં પોતાની કૃતિ તેમ જ પોતાના પ્રશંસક વાચકો પ્રત્યે અવગણના તો ન થતી હોય, એવી ફરિયાદનું કારણ આપે છે.

"(સસરાનો) મોટો છોકરો પોતાની હયાતીમાં જ બાપની સાથે કજિયો કરીને જુદો થઈ ગયો હતો, તેથી તેની નિઃસંતાન વિધવા વહુનું સસરાના ઘરમાં સ્થાન નહોતું." (પા. ૬૩.)

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



(સસરાના છોકરાને વિધવા વહુ પ્રથમથી જ જાણ હોય!)

"ગીતાને મિયાંની મીંદડી જેવી બની ગયેલી જોઈ વિકાસને 'ટેલિંગ ઑફ ધ શ્રૂ'ની વાત યાદ આવી.' (પા. ૧૯૫). ('ટેમિંગ' જોઈએ.)

બીજું પુસ્તક 'કાદવની લક્ષ્મી' ખરી રીતે બે જુદાં બંગાળી પુસ્તકોનું એક પુસ્તક છે. સામાન્ય રીતે ગુજરાતી અનુવાદકો કયા મૂળ બંગાળી પુસ્તકનો અનુવાદ છે તે ક્યાંય નથી જણાવતા અને અનુવાદનું નામ ભળતું — છેક જુદું રાખે છે. તેથી લેખકના એક જ પુસ્તકના બે-ત્રણ-ચાર અનુવાદો બહાર પડે છે, તોય વાચક જુદા નામથી ભરમાઈ તેને વાંચવા લાવે છે અથવા ખરીદે છે. શ્રી સોનીએ બંને મૂળ બંગાળી નામો નજરે ચડે તે રીતે શરૂઆતમાં જણાવ્યાં છે. 'કાદવની લક્ષ્મી'માં લેખકે પ્રેમની કસોટી શામાં રહેલી છે તે બતાવ્યું છે. આ વાર્તામાં લેખકે ખૂબી વાપરીને મુખ્ય પાત્રોને ગૌણ બનાવી નાખ્યાં છે અને કરુણાનું ગૌણ પાત્ર જીવનની ઉદાત્તતાને વ્યક્ત કરીને વાર્તાને નવો ઓપ આપતું જાય છે.

બીજી વાર્તા 'સુલેખા' વધુ ગંભીર છે. તેમાં શ્રી નરેશબાબુની કલાકુશળતા બરાબર વ્યક્ત થાય છે. જીવનમાં મહત્ત્વાકાંક્ષા રાખીએ, અને તેને ઘમંડમાં દુરાકાંક્ષાની હદે લઈ જઈ, પોતાના સામાન્ય જીવનધર્મો ભૂલી જઈએ — તેમના તરફ દુર્લક્ષ બતાવીએ, તો એ પેલી કાર્યસિદ્ધિની દૃષ્ટિએ તેમ જ તેથી પણ વધુ તો જીવનસિદ્ધિની દૃષ્ટિએ ભારે કરુણતા અને નિષ્ફળતાનું સર્જક બને છે; એવો કંઈક ગંભીર પ્રશ્ન લેખકે વાર્તા દ્વારા છેડ્યો છે.

આ પુસ્તકમાં પણ ધ્યાન ખેંચે એવી ભૂલો રહી ગઈ છે. શ્રી રમણલાલ સોની આ દૃષ્ટિએ પોતાના અનુવાદો તપાસતા રહે તો સારું.

**મું૦ ક૦**

## સાભાર સ્વીકાર

गूर्जर ग्रंथरत्न कार्यालय, अमदावाद તરફથી :

**પાદરનાં પંખી [ભાગ પહેલો]** લે૦ મનુભાઈ જોધાણી, કિં. રૂ. ૧-૦-૦; **જીવનસૌરભ** : કર્તા: રસૂલભાઈ ન૦ વોરા, સંપા૦ રમણલાલ નાનાલાલ શાહ, કિં. રૂ. ૦-૧૨-૦; **વિજ્ઞાનદર્શન** : લે૦ બંસીલાલ ગાંધી, જયંતીલાલ ઓઝા, નરસિંહ મૂ. શાહ, કિં. રૂ. ૧-૦-૦.

वोरा एन्ड कंपनी पब्लिशर्स लि०, मुंबई તરફથી:

**યંત્રરસિયો હેન્રી ફોર્ડ** : લે૦ લુઈઝ એલબ્રાઈટ નેહાર્ડ, અનુ૦ મગનભાઈ નાયક, કિં. રૂ. ૨-૦-૦; **અપંગની આરાધના** : લે૦ હેરોલ્ડ રસેલ, અનુ૦ જયંત બક્ષી, કિં. ૧-૪-૦; **વડલો** : લે૦ કૃષ્ણલાલ શ્રીધરાણી, કિં. રૂ. ૦-૧૨-૦; **સાક્ષર-કથાઓ** : લે૦ ધૂમકેતુ, કિ. રૂ. ૧-૦-૦; **શૌર્યતર્પણ [સંક્ષિપ્ત]** : લે૦ રમણલાલ વસંતલાલ દેસાઈ, કિં. ૧-૮-૦; **જાતક વાર્તાઓ** : લે૦ હરિવલ્લભ ભાયાણી, કિં. ૧-૮-૦; **સંસ્કૃત સાહિત્યમાળા — કાદમ્બરી** : કથાસાર: સૂર્યકુમાર જોષી, અનુ૦ સોમભાઈ પટેલ; **ઉત્તર રામચરિત** : અનુ૦ સોમભાઈ પટેલ; **વેણીસંહાર** : કથા૦ હરદયાલુસિંહ, અનુ૦ સોમભાઈ પટેલ; **શાકુન્તલ** : કથા૦ અને અનુ૦ ઉપર મુજબ; **મૃચ્છકટિક** : રાજેન્દ્રસિંહ ગૌડ, અનુ૦ કનુભાઈ વોરા; **મુદ્રારાક્ષસ** : કથા૦ હરદયાલુસિંહ, અનુ૦ નાથાલાલ દવે; **નન્નોદય** : કથા૦ હરદયાલુસિંહ, અનુ૦ સોમભાઈ પટેલ; **રઘુવંશ** : કથા૦ હરદયાલુસિંહ, અનુ૦ કનુભાઈ વોરા; **નાગાનંદ** : કથા૦ હરદયાલુસિંહ, અનુ૦ સોમભાઈ પટેલ; **માલવિકાગ્નિમિત્ર** : કથા૦ સૂર્યકુમાર જોશી, અનુ૦ સોમભાઈ પટેલ; **સ્વપ્નવાસવદત્તા** : કથા૦ વિષ્ણુ પ્રભાકર, અનુ૦ લલિત પરીખ; **હર્ષચરિત** : કથા૦ વાસુદેવશરણ અગ્રવાલ, અનુ૦ લલિત પરીખ; **કિરાતાર્જુનીય** : કથા૦ જ્યોતિપ્રસાદ નિર્મલ, અનુ૦ સોમભાઈ પટેલ; **દશકુમારચરિત ભાગ ૧-૨ [અલગ]** : કથા૦ કૃષ્ણચાર્ય, અનુ૦ સોમભાઈ પટેલ; **મેઘદૂત** : કથા૦ વિષ્ણુ પ્રભાકર, અનુ૦ કનુભાઈ વોરા; **વિક્રમોર્વશી** : કથા૦ વિષ્ણુ પ્રભાકર, અનુ૦ સોમભાઈ પટેલ; **માલતી માધવ** : કથા૦ અને અનુ૦ ઉપર મુજબ; **શિશુપાલ વધ** : કથા૦ સુશીલ, અનુ૦ સોમભાઈ પટેલ; **બુદ્ધચરિત્ર** : કથા૦ વાસુદેવશરણ અગ્રવાલ, અનુ૦ કનુભાઈ વોરા; **કુમાર સંભવ** : કથા૦ સુશીલ, અનુ૦ રામનારાયણ ના૦ પાઠક; **મહાવીરચરિત, પંચરાત્ર, રત્નાવલી** : ત્રણેની કથા૦ સુશીલ, અનુ૦ સોમભાઈ પટેલ; સંસ્કૃત સાહિત્યમાળાના દરેક પુસ્તકની કિં. રૂ. ૦-૬-૦.

अन्य प्रकाशको તરફથી :

**નાનો કોશ** : સંપા૦ ઉપેન્દ્ર ર. ભટ્ટ, રતિલાલ સાં. નાયક, પ્રકા૦ અનડા બુક ડીપો—અમદાવાદ, કિં. રૂ. ૧-૮-૦; **કાવ્ય-મણિ-માલા** : લે૦ ભીમાશંકર ભૂરાલાલ શર્મા, પ્રકા૦ ગોકુલભાઈ દૌલતરામ ભટ્ટ, સિરોહી (રાજસ્થાન), કિં. રૂ. ૦-૧૨-૦; **ગ્રંથકાર ભીમાશંકર** : સંકલનાર તથા પ્રકા૦ ઉપર મુજબ, કિં. આપી નથી.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



# रॉबिन्सन क्रूसोकी आपबीती

१

ई० सन् १६३२ में इंग्लैंडके यार्क शहरमें एक अच्छे समझे जानेवाले सुखी घरमें मेरा जन्म हुआ था। हम तीन भाई थे। उनमेंसे मैं ही अकेला ज़िन्दा था, इसलिये आप समझ सकेंगे कि मेरे माँबापका मैं कितना प्यारा हूँगा!

उस ज़मानेमें मिल सके ऐसी सब तालीम मेरे पिताने मुझे दी थी और उनका विचार मुझे वकील बनानेका था। लेकिन समझमें नहीं आता किसलिये मुझे बचपनसे ही समुद्रके सफ़रकी ख्वाहिश थी। मेरे पिताजीको यह विचार ज़रा भी पसंद न था, इसलिये वे मुझे नादान समझकर बहुत बार समुद्रके दुःख और अस्थिर जीवन तथा कठिनाइयोंकी बाबत समझाते और आख़िरमें गद्गद होकर कहते, 'बेटा, अब हम दोनों बूढ़े हो गये हैं, तुम अपने बूढ़े माँबापके लिये ही यह पागलपन छोड़ दो।

इसलिये एक साल तो मैंने निश्चय किया कि ऐसा साहस मैं नहीं करूँगा। लेकिन मेरा मन ज़्यादा देर तक क़ाबूमें न रह सका। एक दिन सिर्फ़ घूमनेके लिये ही मैं हल शहरकी ओर गया था। वहाँ अचानक मुझे मेरा एक मित्र मिला। उसने कहा, 'रॉबिन, घूमनेके लिये लंडन चलोगे? मेरे पिताका जहाज़ जानेवाला है। इसलिये तुम्हारा किराया भी नहीं लगेगा।' यह सुनकर मैं तुरन्त ललचाया। और घर कुछ कहे बिना ई० सन् १६५१ के सितम्बर मासमें सुबह सीधा ही लंडन जानेके लिये रवाना हुआ।

ईश्वरने मुझे नसीहत देनेका ही विचार किया होगा। रास्तेमें भारी तूफ़ान आया। मैं तो समुद्रकी मुसाफ़िरीके पहले ही अनुभवसे खूब हैरान हो गया। तूफ़ान बंद ही न हुआ। नतीजा यह हुआ कि हमारे जहाज़में बड़ा सुराख हो गया। और हमारी ख़ुश-क़िस्मतीसे किसी एक मल्लाहने हमको न बचाया होता तो हम सागरके तलमें ही चले जाते। बादमें जैसे तैसे मैं लंडन पहुँचा। मुझे खुद समझकर यहाँसे वापस जाकर अपने बापसे माफ़ी माँगनी ज़रूरी थी। जब मैं समुद्रमें डूबते जहाज़ पर था तब मुझे अपने भाग आनेके लिये पछतावा हो रहा था। इसलिये मैंने तय किया था कि इसमेंसे जो मुझे ईश्वर बचायेगा, तो ज़रूर मैं अपने पिताके पास जाकर उनसे माफ़ी माँगूँगा और कहूँगा कि अब कभी भी आपकी आज्ञाका उल्लंघन नहीं करूँगा। लेकिन लंडन अच्छी तरहसे पहुँचनेके बाद, वहाँका बंदरगाह और वहाँ आने-जानेवाले जहाज़ोंकी धमाल देखकर यह सब मैं भूल गया और दूर अफ़्रिक़ामें व्यापारके लिये जानेवाले एक जहाज़में मैं सफ़रके लिये रवाना हो गया। और इस तरह एक दो दफ़े जाने-आनेसे मैं तजुर्बेकार मल्लाह बन गया। ईश्वर जाने कि इस सारे समय मेरे नेक मातापिता मेरे लिये कैसे दुःखी हुए होंगे!

२

अफ़्रिक़ाके मेरे एक सफ़रमें मैं मूर लोगोंके हाथमें फँस गया। वे मुझे ग़ुलामके तौरपर ले गये। मेरा मूर मालिक भला आदमी था। लेकिन ग़ुलामी क्या भलमनसाईके बर्तावसे सही जा सकती है! एक दिन अच्छा मौक़ा पाकर मैं मालिककी ही एक किश्ती लेकर भाग गया। मेरी ख़ुशक़िस्मतीसे रास्तेमें मुझे ब्राज़ील जानेवाला एक जहाज़

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



मिल गया। उसमें बैठकर मैं ब्राज़ील पहुँचा। यहाँकी स्पेनकी बस्तियोंमें रहनेवालोंके साथ मेरा अच्छा मेल हो गया। उनकी तरह मैं भी खेती करने लगा और कुछ अर्सेके बाद में एक अच्छा किसान बन गया। धीरे धीरे मेरा खेतका काम इतना बढ़ा कि मुझे दो तीन नौकर रखनेकी ज़रूरत पड़ी। लेकिन मेरा मूल ग्रह ही सुखका नहीं था। इसलिये वहाँ चारेक साल स्थिर रहनेके बाद फिर मेरा सफ़र पर जाना हुआ।

एक दिन मेरे तीनों पड़ोसियोंने मुझे विनती की, 'भाई, हमारा एक काम क्या आप नहीं करेंगे? आप अफ़्रिक़ाकी हर रोज़ जो रसिक बातें करते हैं इससे पता चलता है कि आप वहाँके अच्छे जानकार हैं। हम आपको जहाज़ वग़ैरहका सब इन्तज़ाम कर देंगे। वहाँ जाकर हमारे लिये आप ग़ुलाम नहीं ले आयेंगे? उनमेंसे आधे हम आपको दे देंगे।' इस लालचभरी बातमें मैं फँसे बिना न रह सका। और चार साल स्थिर रहनेके बाद मैं फिरसे समुद्री सफ़रके लिये रवाना हुआ। उस दिन ई० सन् १६५९ सितम्बरकी पहली तारीख़ थी। आठ साल पहले इसी दिन मैं हलसे रवाना हुआ था। तबकी निस्बत अबके मेरे ग्रह ज़्यादा प्रतिकूल निकले।

सफ़रके शुरूमें पंद्रह-एक दिन तो सब ठीक रहा। ज़रा गरमी ज़्यादा लगती थी लेकिन हवा बहुत अच्छी थी। इसके बाद हमारे दुःखके दिन शुरू हुए। पहले तो ख़ूब सख़्त तूफ़ान आया। बारह दिन तक वह रहा। वह इतना ज़ोरदार और भयंकर था कि हमारे जहाज़को उसमें बहनेके सिवा और कुछ चारा न था। इतनेमें एक दिन हमारेमेंसे एकने आवाज़ लगाई, ज़मीन! यह आवाज़ हमने पूरी तरह सुनी भी नहीं कि इतनेमें हमारा जहाज़ नीचे रेतमें बुरी तरह धँस गया। तूफ़ान तो कह रहा था कि अब तो मैं ही मैं हूँ। पहाड़ जैसी लहरें गर्जना कर रहीं थीं। धँसे हुए जहाज़पर वे हथोड़ेकी तरह चोट लगाने लगीं। जहाज़का नाश करनेके लिये वे अब कितना समय लेंगी, यही देखना था। जहाज़के साथ ही वे लहरें हमारा भी क़ीमा कर देंगी यह हमें विश्वास हो गया। ज़मीन सामने दिखाई दे रही थी, लेकिन वह नज़दीक नहीं थी।

कैप्टनने सोचा कि इस नाश होनेवाले जहाज़मेंसे भाग चलें तो ही हम शायद बच सकें। इसलिये, हमारे जहाज़में जो एक नाव थी उसको पानीमें डालकर हम सब उसमें कूद पड़े। लहरोंके साथ लड़ते और टकराते हमने काफ़ी फ़ासला काटा। लेकिन हमारी क़िस्मत चार क़दम आगे ही खड़ी थी: एक बड़ी लहरने हमारी नावको उलट दिया। टोकरीमेंसे नारंगियाँ बिखर जायें इसी तरह हम सब पानीमें बहने लगे। बादके अनुभवकी बातका वर्णन करना शक्य नहीं। सिर्फ़ कान, नाक और आँखोंमें ही नहीं, पेटमें भी पानी घुस गया। लेकिन मेरा नसीब इतना अच्छा था कि धक्के देते देते लहरोंने मुझे बेहोश हालतमें किनारे पर फेंक दिया। उसमेंसे जब मैं होशमें आया तब मुझे पता चला कि जहाज़-मेंसे मैं अकेला ही बचा हूँ। इसलिये मैंने ईश्वरका उपकार माना।

३

समुद्रमेंसे जैसे तैसे जान बचाकर ज़मीन तो देखी, लेकिन अब ज़मीनपर बचना भी

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri



सरल नहीं था। ज़िन्दगीमें शायद पहली बार मेरी नज़र खुद अपने ही ऊपर पड़ी। ऊपर आकाश, नीचे ज़मीन और सामने पानी, इसके सिवा मेरे पास दूसरा कोई न था। मेरे जो कपड़े थे वे भी भीगे ही थे। जेबमें थोड़ा तम्बाकू, चाक़ू और चिलम यही मेरा इस दुनियामें सर्वस्व था।

अब मुझे प्यास लगी थी। मुझे लगा कहीं कोई नदी-नाला समुद्रमें गिरता हो, और वह मिल जाय तो मीठा पानी मिले। खुशक़िस्मतीसे वह मुझे मिल गया। पेटकी खानेकी और पानीकी दोनों जगह पानीसे ही भरकर मैं आगेकी चिंता करने लगा। मैंने तो मान लिया था कि किसी जंगली प्राणी या आदमीके हाथों ही अब मेरी मृत्यु होनी बाक़ी रही है। मगर इससे कोई हाथ पर हाथ रखकर थोड़े ही बैठा जाता है! हिंसक पशु मुझे मार न डालें असिलिये मैंने तय किया कि ठीक लगे कि न लगे रात तो पेड़पर ही बितानी होगी। रक्षणके लिये एक डाली तोड़कर उसका डंडा बनाया। बादमें एक घना पेड़ ढूँढकर उस पर ही सारी रात बिताई।

सुबह उठा तब मैं ताज़ा हो गया था और मेरा मन स्वस्थ था। सामने समुद्र शांत सरोवर जैसा था। लेकिन यह क्या? मेरा वह जहाज़ शायद रातके ज्वारसे किनारेके नज़दीक आ गया था! मुझे हुआ 'हे भगवान, तो क्या बचनेके नामसे हम नावमें मरनेके लिये ही बैठे थे!' बीती हुईका विचार छोड़कर मैंने जहाज़ पर जाना सोचा। मुझे आशा थी कि वहाँ मुझे कुछ खानेको मिलेगा। समुद्रमें भाटेका सहारा लेकर मैं कपड़े उतारकर कूद पड़ा। तैरते तैरते जहाज़ पर पहुँचा। खुशक़िस्मतीसे एक रस्सेका टुकड़ा लटक रहा था, उसको पकड़कर मैं जहाज़ पर चढ़ गया। पहले मैं कोठारमें पहुँचा। ज़रा सोचो कि वहाँ खूब सूखे बिस्किट देखकर मुझे कितना आनंद हुआ होगा! खानेके लिये थोड़े बिस्किट जेबमें डालकर मैं जहाज़की पूरी जाँच करने लगा, क्योंकि समय व्यर्थ बिताना मेरे लिये मुमकिन नहीं था। मैंने निश्चय किया कि थोड़े दिन तो इस जहाज़ परसे ज़रूरी सामान ज़मीनपर ले जानेके लिये खर्च करने होंगे। लेकिन सामानको किनारे पर कैसे ले जाया जाय?

जहाज़ पर थोड़े तख्ते, रस्सियाँ, टूटे हुए लकड़ीके डंडे और बादबान थ। उनमेंसे मैंने अपने कामके लिये एक बेड़ा बनाया, और ले जाने जैसा सब सामान उसपर लादा। लादा हुआ बेड़ा मैं खेता खेता अपने टापू पर ले चला। वहाँ उतरनेके लिये बंदरगाह जैसी जगह चाहिये थी। उसकी खोजमें एक खाड़ी मुझे मिल गई। उसमें मैं अपना बेड़ा (तरापा) ले गया। उसमें मुझे एक दहाना मिल गया। उसे ही मैंने अपना बंदरगाह बनाकर वहीं अपना सामान उतार दिया। इतना किया इसमें मुझे कितनी ही मुसीबतें झेलनी पड़ीं। एक बार तो मेरा बेड़ा इतना झुक गया कि उलटते उलटते बच गया। लेकिन इन सब मुश्किलोंका सामना करनेमें ही मेरा बचाव था।

मैं सामान तो लाने लगा, लेकिन उसको रखना कहाँ? और मैं भी कहाँ रहूँ? हर रोज़ थोड़े ही पेड़ पर सोया जाता है? पहली खेपमें मैं बहुत ज़रूरी चीज़ें लाया था; उनमें खानेपीनेका सामान, बढ़ई कामके औज़ार और थोड़े कपड़े थे। इनके सिवा दो बंदूक़ें और कुछ बारूद भी थी। बंदूक़

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

12690



कंधे पर रखकर मैं रहनेकी जगह ढूँढ़ने निकला। पहले मैं एक पहाड़ी पर चढ़ा। चारों ओर नज़र दौड़ाकर मैंने देखा कि मैं एक टापू पर हूँ। वहाँ मुझे कहीं भी कोई आदमी नहीं दिखाई दिया। पहाड़ीके एक तरफ़ एक गुफा जैसी थी और उसके आगे थोड़ी सपाट जगह थी। मुझे यह जगह रहनेके लिये अच्छी लगी। गुफाके मुँहके पास मैंने अपना तंबू लगाया। तंबूके एक ओर पहाड़ था, उसको छोड़कर बाक़ी सब तरफ़ मैंने लकड़ीके डंडोंका डबल अहाता बना दिया। अंदर जानेके लिये मैंने एक सीढ़ी बनाई। अंदर जाकर मैं अपनी सीढ़ी खींच लेता था जिससे मेरे क़िलेमें फिर कोई न आ सके। (चालू)

अनु० **निर्मला परलीकर**

## स्वदेश-प्रेम

लोकमान्य तिलक महाराजने हमारे देशके नेताओंमें बड़ा ऊँचा स्थान पाया है। तिलक महाराज सिर्फ़ राजकीय नेता ही न थे, बल्कि वे बड़े भारी पंडित भी थे। उनका ग्रंथ 'गीता रहस्य' देखें तो इस बातका पता चल जाता है।

एक बार बम्बईमें विद्वानोंकी एक सभा हुई। हमारे देशके बड़े बड़े विद्वान वहाँ जमा हुए थे। लोकमान्य तिलक महाराजने 'खाल्डियन संस्कृति' और 'हिन्द और ईरानकी संस्कृतिमें कितना मेल है', इन विषयों पर अपने विचार प्रकट किये। उनका व्याख्यान अभ्यासपूर्ण और मननीय था। तिलक महाराजकी ऐसी अजीब शक्ति और इतिहास जैसे मुश्किल विषय पर उनका क़ाबू देखकर सब विद्वान चकित हो गये।

थोड़ी देर बाद सभा पूरी हुई। सभाके प्रमुख तिलक महाराजके साथ बाहर निकलते निकलते बोले, "मि० तिलक, दरअसल आपका व्याख्यान अद्भुत था। मगर मुझे एक बातका बहुत दुःख है कि आप अपनी शक्तिको व्यर्थमें ख़राब कर रहे हैं। अगर आप इतिहास वग़ैराके संशोधनके काममें पड़ें तो मुझे विश्वास है कि आप सारी दुनियामें मशहूर हो जायें, और आपके विचारोंकी दुनिया क़दर भी करे। इसलिये मेरी तो आपको सलाह है कि राजकारणके दलदलमें पड़े पड़े सड़ने और अपनी बुद्धिका दुरुपयोग करनेके बदले, आप अपनी शक्तिके लायक़ काम शुरू कर दें। आप ज़रूर इस तरहसे जगतमें ख्याति हासिल करेंगे।"

प्रमुख साहबके ऐसे लागणीभरे शब्द सुनकर तिलक महाराजने सच्चे दिलसे कहा, "हिन्द बाँझ नहीं है। एक बार देशको आज़ाद तो होने दो, फिर मेरे जैसे हज़ारों पंडित पैदा हो जायेंगे। आज देश ग़ुलामीकी ज़ंजीरोंमें जकड़ा हुआ है। आज हरएकको अपनी शक्ति और अपना सब कुछ स्वराज्य पानेके लिये स्वतंत्रताके यज्ञमें होम देना चाहिये।"*

**मुकुलभाई कलार्थी**

अनु० **गिरिराजकिशोर**

* 'शील और सदाचार' માંથી. લે૦ મુકુલભાઈ કલાર્થી; અનુ૦ ગિરિરાજકિશોર; પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪; કિં૦ રૂ. ૦-૫-૦, ટ. ૨. ૦-૨-૦.

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

# અમારું ગાંધી સાહિત્ય

[ગાંધીજીનાં પુસ્તકો જાડા અક્ષરે બતાવ્યાં છે.]

## ચરિત્ર

| પુસ્તક | કિંમત |
|---|---|
| અમારાં બા | ૧-૮-૦ |
| **આત્મકથા** | ૨-૦-૦ |
| **સંક્ષિપ્ત આત્મકથા** | ૧-૦-૦ |
| એકલો જાને રે | ૨-૦-૦ |
| કલકત્તાનો ચમત્કાર | ૧-૦-૦ |
| ગાંધીજી | ૦-૧૦-૦ |
| ગાંધીજીના પાવન પ્રસંગો | ૦-૬-૦ |
| ગાંધીજીની સાધના | ૨-૮-૦ |
| ગાંધીજી સાથે ગોળમેજીમાં | ૧-૦-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| **ધર્માત્મા ગોખલે** | ૦-૯-૦ |
| **પ્રેમપન્થ ૨, ૪, ૬** દરેકની | ૦-૪-૦ |
| બાપુ | ૧-૪-૦ |
| બાપુના કારાવાસની કહાણી | ૬-૦-૦ |
| બાપુની ઝાંખી | ૧-૦-૦ |
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુની સેવામાં | ૨-૦-૦ |
| બાપુ — મારી મા | ૦-૮-૦ |
| બા બાપુની શીળી છાયામાં | ૨-૪-૦ |
| બિહારની કોમી આગમાં | ૩-૦-૦ |
| **યરવડાના અનુભવ** | ૧-૦-૦ |

## ગાંધી-તત્ત્વજ્ઞાન

| પુસ્તક | કિંમત |
|---|---|
| **આશ્રમજીવન** | ૦-૬-૦ |
| આશ્રમી કેળવણી ૧-૩ | ૪-૮-૦ |
| ગાંધીજી અને સામ્યવાદ | ૧-૪-૦ |
| ગાંધીજી — એક અધ્યયન | ૪-૦-૦ |
| ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ | ૧-૮-૦ |
| જીવનદૃષ્ટિ | ૧-૪-૦ |
| **દિલ્હી ડાયરી** | ૩-૦-૦ |
| **નિત્ય મનન** | ૧-૦-૦ |
| **પ્રેમપન્થ ૧, ૩** દરેકની | ૦-૪-૦ |
| ભાવિ હિંદનું દર્શન | ૦-૧૦-૦ |
| ભૂદાનયજ્ઞ | ૧-૪-૦ |
| મધુકર | ૨-૦-૦ |
| **મંગળપ્રભાત** | ૦-૩-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| યંત્રો સામે બળવો | ૦-૯-૦ |
| **રચનાત્મક કાર્યક્રમ** | ૦-૫-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૩-૮-૦ |
| **સર્વોદય** | ૦-૩-૦ |
| સર્વોદયનો સિદ્ધાંત | ૦-૧૨-૦ |
| સેવાધર્મ | ૨-૮-૦ |
| **સૉક્રેટીસનો બચાવ** | ૦-૨-૦ |
| સ્વરાજ્યશાસ્ત્ર | ૦-૮-૦ |
| **હિંદ સ્વરાજ** | ૦-૬-૦ |

## કેળવણી

| પુસ્તક | કિંમત |
|---|---|
| કેળવણીના પાયા | ૧-૮-૦ |
| **કેળવણીનો કોયડો** | ૨-૮-૦ |
| કેળવણી વડે ક્રાન્તિ | ૩-૮-૦ |
| કેળવણીવિકાસ | ૧-૪-૦ |
| કેળવણીવિવેક | ૧-૪-૦ |
| **ખરી કેળવણી** | ૨-૮-૦ |
| ગ્રામવિદ્યાપીઠની ભૂમિકા | ૦-૧૪-૦ |
| **પાયાની કેળવણી** | ૧-૪-૦ |
| **બાળપોથી** | ૦-૩-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| **શિક્ષણનું માધ્યમ** | ૦-૩-૦ |

## ધર્મ

| પુસ્તક | કિંમત |
|---|---|
| **અનાસક્તિયોગ** | ૦-૮-૦ |
| ગાંધી-નાસ્તિક-સંવાદ | ૦-૧૦-૦ |
| ગીતાપદાર્થકોષ | ૦-૪-૦ |
| **ગીતાબોધ** | ૦-૪-૦ |
| **ધર્મમંથન** | ૨-૦-૦ |
| **રામનામ** | ૦-૧૦-૦ |
| **વર્ણવ્યવસ્થા** | ૦-૧૨-૦ |
| **વ્યાપક ધર્મભાવના** | ૨-૮-૦ |

## ઇતિહાસ

| પુસ્તક | કિંમત |
|---|---|
| અસહકારનો વિચાર | ૦-૯-૦ |
| **અહિંસાનો પહેલો પ્રયોગ** | ૧-૦-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૧૨-૦ |
| **દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ** | ૧-૦-૦ |
| સત્યાગ્રહની સપ્તપદી | ૦-૧૨-૦ |
| **સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ** | ૧-૦-૦ |
| હળપતિ-મુક્તિ | ૦-૬-૦ |

## અહિંસા

| પુસ્તક | કિંમત |
|---|---|
| અહિંસાવિવેચન | ૨-૮-૦ |
| અહિંસાની તાલીમ | ૦-૬-૦ |

## ગ્રામસેવા

| પુસ્તક | કિંમત |
|---|---|
| **ગામડાંની વહારે** | ૦-૪-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૮-૦ |
| મારું ગામડું | ૧-૪-૦ |

## દારૂનિષેધ

| પુસ્તક | કિંમત |
|---|---|
| આંધળાનું ગાડું | ૦-૪-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ |
| દારૂબંધી શા સારુ | ૦-૧૦-૦ |

## સામાજિક

| પુસ્તક | કિંમત |
|---|---|
| **ત્યાગમૂર્તિ** | ૨-૦-૦ |
| **'નીતિનાશને માર્ગે'** | ૦-૧૦-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૮-૦ |

## પત્રો

| પુસ્તક | કિંમત |
|---|---|
| **ગાંધી-સરકાર પત્રવહેવાર ૧૯૪૨-૪૪** | ૨-૮-૦ |
| **આશ્રમની બહેનોને** | ૧-૦-૦ |
| **સરદાર વલ્લભભાઈને** | ૩-૦-૦ |
| **કુસુમબહેન દેસાઈને** | ૦-૧૨-૦ |

## પ્રકીર્ણ

| પુસ્તક | કિંમત |
|---|---|
| **આરોગ્યની ચાવી** | ૦-૭-૦ |
| **ગોસેવા** | ૧-૮-૦ |
| **દેશી રાજ્યોનો પ્રશ્ન** | ૧-૮-૦ |
| **ભાષાવાર રાજ્યરચના** | ૦-૩-૦ |
| મંદિરપ્રવેશ અને શાસ્ત્રો | ૩-૮-૦ |
| રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |

નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ-૧૪

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar

Digitized by Arya Samaj Foundation Chennai and eGangotri

રજિ. નં. બી. ૪૩૪૩

# મનુષ્યની સાચી કામધેનુ

આમ્રફળમાં મધુ-મિષ્ટ સ્વાદ અને સુગંધ છે. એના કરતાં પણ વધારે એમાં બીજી એક વિશેષતા રહેલી છે. જો આપણને એ અત્યંત પ્રિય કેરી મળી હોય, પરંતુ આપણા હાથમાં એને જોઈને કોઈ વ્યક્તિ આપણા કરતાં વધારે એની ઇચ્છા કરે, તો તેને એ કેરી આપીને આપણે 'દ્રવ્ય યજ્ઞ' કરી શકીએ છીએ. એનું આનન્દામૃત કેરીના રસામૃત કરતાં ઉચ્ચ છે.

ધારો કે, આપણે એક દીન-હીન માણસને એક રૂપિયો આપીએ છીએ અને તેની ભૂખનું શમન કરીએ છીએ. આમ કરવાથી જે આનંદ આપણને પ્રાપ્ત થાય છે તે આપણી સ્વાર્થ-પૂર્તિમાં તે રૂપિયો ખરચવાથી થતા આનંદ કરતાં અનેક ગણો વધારે હોય છે. ધનમાં પોતાના વિશિષ્ટ ગુણો ઉપરાંત સાથોસાથ આ ઉત્તમ ગુણ પણ છુપાયેલો છે. ગીતામાં કહ્યું છે કે: 'સંસારનું સર્જન કરનાર ભગવાને માનવજન્મના કલ્યાણને સારુ એક કામધેનુનું સર્જન કર્યું છે.' એ કામધેનુ યજ્ઞ યા ત્યાગને નામે પ્રસિદ્ધ છે.

'सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।'

માનવની સૃષ્ટિ રચવાની સાથોસાથ પ્રજાપતિએ યજ્ઞનું પણ સર્જન કર્યું અને કહ્યું:—

'अनेन प्रसविष्यध्वं एष वोऽस्तु इष्टकामधुक् ।'

—'આ લો; એ કામધેનુ છે. એને તમારી પાસે રાખો અને જીવન વ્યતીત કરો. એ તમને તમારી અભીપ્સિત બધી વસ્તુઓ આપશે.' આ વાક્ય આદિકર્તાએ કહ્યું છે.

મનુષ્યને તેના જન્મની સાથોસાથ જે મોટું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે, તે યજ્ઞ છે. તે જ આનંદ શ્રેષ્ઠ છે, જે આપણી પ્રિયમાં પ્રિય વસ્તુને આપણા કરતાં પણ વધારે એની ઇચ્છા રાખનારને આપતાં મળે છે. ઈશાવાસ્ય ઉપનિષદના ઋષિએ કહ્યું છે:—

'तेन त्यक्तेन भुंजीथा: ।' બધી વસ્તુઓ ભગવાનની છે. તેને ત્યાગીને આનંદ પ્રાપ્ત કરો.

આપણે ઇચ્છીએ છીએ કે, અર્થમાં જે આનંદ રહેલો છે, તેને બરોબર સમજીએ અને અર્થનો સાચા તથા પૂર્ણ રૂપમાં ઉપભોગ કરીએ. અર્થ ઉપર આપણે આપણું સ્વત્વ માનીએ છીએ. તેની રક્ષા કરવાનો, તેનો વ્યય કરવાનો અને તેને બીજાને આપીને તેમાંથી આનંદનો અનુભવ કરવાનો આપણને પૂરેપૂરો અધિકાર છે. પરંતુ દાનવાળા એ અધિકારને ભૂલી જઈને અર્થની અંદર જે પરમાનંદ નિહિત છે તેનાથી વંચિત રહે તો એ ડહાપણભરેલું નથી.

કોઈ પંડિત કહેશે, 'યજ્ઞ તો તે છે જેમાં અગ્નિ સળગાવીને ઘીની આહુતિ અપાય. પરંતુ આ શું? તમે તો યજ્ઞ અને ત્યાગને એક કરીને આવી રીતે ગોટાળો ઊભો કરો છો!'

ઘૃતને અથવા પોતાની પ્રિય વસ્તુને આગમાં નાખવી, એ સહેલી વાત નથી. બીજાની કમાઈથી પ્રાપ્ત અથવા બીજા પાસેથી ભિક્ષારૂપે લીધેલી વસ્તુની વાત હું નથી કરતો. પોતાની ખાસ કમાઈને આગમાં નાખીને બાળી મૂકવી, એ બધાને માટે કંઈ સહેલી વાત નથી. આપણે મનમાં એ વિચાર કરવો જોઈએ કે, આપણે દેવતાઓના હિત માટે આ ત્યાગ કરીએ છીએ અને આ બાબતમાં મનને તૈયાર કરીને બીજાને દાન આપવાનું છે. એને જ યજ્ઞ કહેવામાં આવે છે. આ યજ્ઞમાં અર્થનો સુવ્યય કરતાં શીખીએ અને ત્યાગનો પાઠ ગ્રહણ કરીએ — એ જ 'દ્રવ્ય-યજ્ઞ' છે, એ જ કામધેનુ છે.

['भारती' નવેમ્બર ૪, ૧૯૫૬, ના અંકમાંથી.]

—ચક્રવર્તી રાજગોપાલાચારી

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, [illegible] અમદાવાદ-૧૪

CC-0. In Public Domain. Gurukul Kangri Collection, Haridwar